# કવિલોક

'કવિલોક'નું દ્વૈમાસિક પ્રકાશન

સંપાદક મંડળ

રાજેન્દ્ર શાહ

જશુભાઈ શાહ

સુરેશ દલાલ

લવાજમ ભરવાના સ્થળ

કવિલોક, ૩૮૦, ગિરગામ્ રોડ, મુંબઈ ૨

મેસર્સ એન. એમ. ત્રિપાઠી પ્રા. લિ., પ્રિન્સેસ સ્ટ્રીટ, મુંબઈ ૨

શ્રી પિનાકિન્ ઠાકોર મે. ઠાકોર બ્રધર્સ, જરમન સીલ્વર માર્કેટ

રતનપોળ, અમદાવાદ

શિવકુમાર જોષી : C/O સુદર્શન એન્ડ કં.,

૧૨, પોર્ટુગીઝ ચર્ચ સ્ટ્રીટ કલકત્તા ૧

લવાજમ

દેશમાં રૂપિયા ચાર પરદેશમાં શિલિંગ આઠ છૂટક નકલના સિત્તેર નયા પૈસા

મુદ્રક અને પ્રકાશક સુરેશ પરસોતમદાસ દલાલ

મુદ્રણ અને પ્રકાશનસ્થાન : લિપિની પ્રિન્ટરી, ૩૮૦ ગિરગામ રોડ, મુંબઈ ૨

# કવિલોક

પુસ્તક ૪ : અંક ૧
અષાઢ ૨૦૧૬

રાજેન્દ્ર શાહ

## પતંગની પાંખે

પતંગની પાંખે ચડી અહીં તહીં ઘુમે મનમોજી સમીરણ:
કનેથી પસાર થતાં સહસા જ લીધ મને પણ નિજ સંગ:
તરુની કુંપળ–વાડવેલ–ને હિંડોલે ઝૂલી
દૂરની નીલિમ વનકુંજની ભુલામણીમાં કરીએ પ્રવેશ
ત્યહીં એકાએક થાય એ અલોપ,
ખોજ સહુ ફોક.
પાંપણની પલકમાં આવી બેસું અહીં ફરી મારે મૂલ સ્થલ.

દૂર નિકુંજનાં કાંચનારની સુગંધકેરો સુકોમલ સ્પર્શ
હરી જાય જાણે મને વ્યતીતને દેશ.
–કોઇ તન્વી તરુણીના શિથિલ અંબોડે
એનું લહું અલંકરણ પ્રફુલ્લ–
કણ્વદુહિતાનું જેને વદન લાવણ્ય
વ્રતનિરમલ ગિરિકન્યા કેરાં જેને નયનન તેજ;
સુણી રહું ભ્રમરગુંજન

મિલનમંદિર મધુમાધવીના સૂર
...ઢળે લયને પ્રવાહ
વહી આવે ત્યહીં
ઋજુ વિહાગવિકલ કલ વિલંબિત વેણુ.

અસ્તાચલ પથ પર સહજ મંડાય મુજ નેણુ.
કપોતશ્યામલ કંઇ વાદળ પાછળ સરે હિંગળોક સૂર્ય.
અવકાશ વીંધી કોઇ ઊતરે વિહંગ
સંગ સંગ નિમ્ન મારી યે નજર:
અહો! અહીં રમે હજી
તૃણને પથાર મનમોજી સમીરણ!
એવું લહી રહું કંઇક
જાણે મને
છલચ્છલ છોળે ભીંજવતી જલ લહર શીતલ!

## મુજ મન

અસીમ ગગન –નીલ ગ્રંથ– મુજ મન
નયનને નહિ નડતર ક્હીં
શૂન્ય મહીં શૂન્ય.

ક્યહીંકથી વિહગડયન
પાંખને હિલ્લોળ ગતિ
એક રેખનું અંકન
પલકમાં અંતરીખલીન નહિ ચિહ્ન.

સન્મુખ સૂર્ય પ્રકાશપુંજ
તેજનું કંકણ
આડે વહી આવતું વાદ્દળ
રંગની સુષમા ક્ષણેક્ષણ વિગલિત
અંધકાર !

લખ લખ તારકની વણઝાર
પ્રશાન્ત ભ્રમણ
અવકાશ કેરાં ઊંઘડે અનંત અંતરાલ.

શૂન્ય
શૂન્ય આ નયન
અસીમ ગગન – નીલ ઝાંય – મુજ મન.



## પ્રજારામ

### ઊગે તૃણ

ગ્રીષ્મના આ સંધ્યાકાલે
ઉપવને ઢળ્યો જરી દૂર્વાંકુર શયને,
અર્ધમીંચ્યાં નયને.
સન્મુખે તૃતીયાનો ખંડિત શશી લસે પ્રતીચીના ભાલે.
મહા પુરે
વિધ વિધ વાહનોનો વિસંવાદી કર્કશ ધ્વનિઘોષ આ અદૂરે.
મીંચું દગ :
પ્રસારું હું બાહુ જરી;

હરિયાળી શીળી નરી :
કૂંણાં તૃણો શ્રવણની લગોલગ.
ફેરું પાસું–
અહો, આ શું ?
રણઝણ...રણઝણ...રણઝણ...
ચારે બાજુ ઊગે તૃણ......
એક ધ્યાને
અ–પૂર્વ આ અતિ સૂક્ષ્મ સંગીતનું કરું પાન !

વિસંવાદી કર્કશ રવનિધિ દૂબે ક્યાંહીં !
રણઝણ...રણઝણ...રણઝણ...
અદ્ભુત મધુરિમામહીં કોઈ
રહું વહી ..

•

## કમલ વૈદ્ય

### ચિંધાયલે ઘર

મારે જવું નિત નદીતટ નીર કાજ,
વ્હેલી પરોઢમહિં, રંગીન તેજ ફેગ
આછે ઉઘાડ જ્યહિં સુંદર સર્વ એવા
માર્ગે પ્રસન્ન ટહુકંત વિહંગ સાથ.

ત્યાં ઘાટની ઉપરની વનરાઇમાંથી
દેખાય એમ રહી, વેણુથી કોઇ ઊંચો

છેડે તું રાગ; જલછોળની સંગ જેનો
હું રોમહર્ષકર સ્પર્શ લહું લજાતી.

ને હેલ શીર્ષ ધરી જાગ્રત–સ્વપ્ન જોતી
પાછી વળું ઘરભણી જ્યહિં મંદ મંદ;
ફંગોળી ગોફણથી કંકરને અઠંગ
પાડે તું વેહ; જલધાર શું હૈયું ખોતી.

તારે ઉરે અગનની રત; સ્નેહ લાગી:
વિંધાયલે ઘટ ભીની હું ય તે સુભાગી.



હેમન્ત દેસાઈ

## અતિથિ

કદી કદી દ્વારે મારે ઢૂંકે!
અને તે યે કોણ જાણે કયાંથી એને
સમય તો સાંજનો જ સૂઝે!
વણપૂછે આવી અહીં
કાંઈ કાંઇ વાત કરી કરી
અખાડા કરું છું તો યે અકળાવી મૂકે!
કોઈ મધરાતની મિરાત અણમૂલ હિયે
તેને કશી તારલાની પેઠે ચમકાવી મૂકે!
ધીમે ધીમે પગલે એ મહેમાન આવે મનસૂબો કરી
અણગમો અવગણી બસ ઠામ ઠરી
પોતાનું જ ઘર ગણી રાતભર રહેવા ન ચૂકે!
કોઈ કથાકાર સમો મલાવી મલાવી રસભરી

સારી રાત એની એ જ જૂની ને પુરાણી નવે નામે વાત કહી
સવારે સવારે વહી જાય મૂંગે મુખે !
ડગલે ને પગલે એ માગે માન,
કરે કોઈ હક અને ધરે અભિમાન;
ફૂલની ગૂંથીને માળા વાટ જોઉં તો એ નહીં આવે
દ્વાર બંધ કરી દઉં ત્યારે વળી અધિક ઉમંગ ધરી ચૂકે !
જેને નહીં ઇજન દઉં કે નહીં દઉં આવકાર
ઘણીક વેળા તો ગ્રહી હાથ કાઢું બ્હાર
તો યે વારે વારે
અતીત અતિથિ અળખામણો આ દ્વારે મારે ઢૂંકે !
ઘડી ઘડી મનને તે દ્વારે મારે ઢૂંકે !

•

## મ્યુરિયેલ

### છલના

સરકે હરિયાળી,
ગ્રીષ્મતપેલી ભૂખી ભૂપર,
દગ્ધ કાલિમા ઢાંકી, મનહર,
તીક્ષ્ણ ક્ષતો રૂઝવતી પલપલ
ફરકે હરિયાળી.

મ્હાડ પરે ને ઘાસ પરે એ,
મૃત માનવની કબ્ર પરે એ,
આચ્છાદીને મખમલ પરદે
મરકે હરિયાળી.

(અનુ : ઈશ્વરચંદ્ર ભટ્ટ)

સુધાંશુ

## અવાવરાં અંતર

ખરલ ખાલીમાં ઘૂંટીને શું કરું ?
    અમથો જ્યાં ઉપરવટણો-પાણો જી !
મરમનો તિખારો સારો શોધતાં
    આલાપોનો આરો યે ખુઆણો જી !
        અવાવરાં અંતરે આથડી શું કરું ?

અખૂટ પલા રયા એકલવાટમાં,
    અસૂરો ને એકલ-લગની જાતો જી !
અધવચ ઊમટ્યો છે ઘૂનો ઘેનનો,
    એ યે એના સેજળ સરોદે ગાતો જી !–અ૦

ઘવાણો-ઘેરાણો, ઘૂનાઘેરમાં
    આછર્યાં પગલાંના નાદો જી !
પુરાયો વ્હેતાં રે વ્હેનો જ્યાં સુધી
    માંડી વાળી જવાની મુરાદો જી !–અ૦

અવળા અક્ષર સર્જનલેખના
    પરિયાણુભાગ્યમાં ખૂંતેલા જી !
વિજનગંગાની વાણી વ્હેનને,
    બંધિયારે પ્રાણુ આ જડેલા જી !–અ૦

થંભીશ, સલિલચેતન ! ચિર હો !
    જોઉં વાટ વ્હેનના વળાવે જી !

આંધીના અંધારે મેઘધનુ માંજતો
ઊતરજે ભાંગલા આ વિસામે જી !–અ૦

ખંડેર વચાળે હું ઢૂંઠા–છાંયડી;
ચાહું વ્હેનો ઝલક–વધાવો જી !
મોત ને નિરાશા–પલમાં પૂરવા
ક્ષણી લાવ પારાવાર પ્રભાવો જી !–અ૦

ઢૂંઠાં ન ચેતાવે, ચેતન શાં કામનાં ?
વ્હેન માગું અંકુરી અર્જયો જી !
ઓછાયાઓથે રહી અંતર પૂરનો
જોવા મારે સરણીસુરતા–કંપો જી !–અ૦



## અવિકસિત પદ્મ

( શ્રી પ્રજારામ રાવળ કૃત ' પદ્મા 'નો પરિચય )

પ્રતિભાને બળે ઉપસેલી પોતીકી અભિવ્યક્તિ એ એક અલગ વસ્તુ છે, અને પોતાની મર્યાદાને લીધે અમુક જ ચરેડમાં થઇ જતી અભિવ્યક્તિ એ બીજી વસ્તુ છે. પ્રતિભાને બળે ઉપસેલી પોતીકી સહજ અભિવ્યક્તિના એક સરખા અનુકરણને લીધે પણ એ એક વખતની સહજ અભિવ્યક્તિ પોતાની તાજગી ગુમાવી બેસે છે, અને આમ, અતિ વિવેકવિહીન વપરાશને લીધે ખૂબી એ ખામી, શક્તિ એ સીમા, અને વિશિષ્ટતા એ મર્યાદા થઈ જાય છે. મર્યાદાવશ અભિવ્યક્તિની એકવિધતાના અતિરેકને લીધે કાવ્યને અંતે નામ ન વાંચીએ તો પણ આ કાવ્ય કોનું હોઈ શકે તેનો ખ્યાલ પણ સહેજે આવી શકે શ્રી પ્રજારામ રાવળની કવિતા કેંડે આવી જ ચરેડમાંથી હેમે કરી બહાર નથી આવી શકી.

એક તો એમની પાસે છે અત્યંત મર્યાદિત શબ્દભંડોળ. એમાંયે પાછા એમનો અમુક જ શબ્દો ( જેવા કે શી, અહો, શાન્ત, મુદા, ઊર્ધ્વ, પ્રકાશ

વગેરે ) માટેનો– જડ પક્ષપાત; અમુક જ શબ્દો અને તે પણ પાછા એક જ કાવ્યમાં ઉપરાછાપરી વાપરવાથી જાણે કે એક પ્રકારનું વાતાવરણ સર્જાય છે એવી કવિની ( કાચીપાકી ) સમજણ ( ? ) અને પરિણામે એમની કવિતામાં કાવ્યકલાનાં નખશિખ દર્શન થવાને બદલે આપણને જોવા મળે છે કાવ્યકલાના આભાસી અંશો, અને ક્યારેક જ જોવા મળતી આછીપાતળી કલા અને એની નરી પુનઃક્તિઓ.

છંદો પ્રમાણમાં ઠીક ઠીક આવડતા હોય અને આપણી હકેટમાં અમ-રથાયે સંસ્કૃતના ભારેખમ શબ્દો આવી જતા હોય–અને આટલું જ–બસ, માત્ર આટલું જ હોય–અને આટલા માત્રથી જ કવિતા આવતી હોય તો કવિતા એટલી સુલભ વસ્તુ કોઇ ન હોત. પણ સદ્‌ભાગ્યે એવું નથી એટલે જ આટલા બધા કવિઓની વણઝાર હોવા છતાં કવિતા વિરલ છે. સંસ્કૃતના સંસ્કારો તળે ચગદાયેલું મ્જારામનું પદ્ય કાયમને માટે તો શું પોતીકી વિશિષ્ઠતા નહીં ગુમાવી બેસેને એવી પણ સહૃદયને સતત બીક લાગ્યા કરે.

રણની મુસાફરી કેટલી નીરસ અને કંટાળાજનક હોઇ શકે તેનો ખ્યાલ આ સંગ્રહ વાંચ્યાથી આવ્યા વિના ન રહે. અલબત્ત, આ રણમાંયે કેટલાંક કાવ્યો–જેવાં કે ઝાલાવાડી ધરતી, તરસ, પોયણાં, પારસમણિ, કવિ કાન્તને, દશે દિન, ષડરિપુ તથા ઋતુ કાવ્યો–ગીતોનું ઝૂમખું લીલોતરીની ગરજ સારે એવાં છે. ખાસ કરીને ઋતુકાવ્યો ગીતોમાં તો મ્જારામની કવિતા મ્હોરી મને મ્હાલે છે.

સારો કવિ ગમે તે રીતે વિશેષણોને ( વિશેષણો જ શા માટે ? કોઈ પણ શબ્દને ) વેડફી દેતો નથી. એવું ક્યારેક જ બન્યું છે કે શબ્દની આગળ પૂર્વગ 'પ્ર' કે 'સુ' મૂકવાની અનિવાર્યતા ઊભી થઇ હોય. કવિની આ ટેવનું પરિણામ પણ જોવા જેવું છે–પ્રદીપ્ત, પ્રજાગૃત, પ્રશુષ્ક, પ્રસૃત, પ્રસ્ફુટ, પ્રશાન્ત, પ્રતરો, પ્રસ્ફુરંતા, સુપ્રપ્રીતિંતા, સુપ્રભા, સુવેષ્ટન, સુદૃપ્ત, સુનમ્ય, સુરુચિર, સુફેન, સુદ્રશ્ય, સુધન્ય, સુમૂક, સુવિશાળ..ગણાવા બેસીએ તો પાર ન આવે. જો કે આ વિચિત્રતાની પરાકાષ્ઠા માટે અનુષ્ટુપની આ પંક્તિનો નમૂનો પણ પૂરતો છે.

"સદા સુસ્થિર, સુપ્રાપ્ત, સુસાધ્ય, તપ કૈં વિના"

બધું જ 'સુ' માત્ર કવિતા એ જ કવિતા નહીં તો પછી 'સુકવિતા'ની તો વાત જ ક્યાં ?

અહીં તહીં સઘળે જ, અવણુમાં પરભૃત ગાય પ્રમત્ત !
સેના ઢૂંપ્રી પણ અટંપ્રી જ વીર શ'ની / એંગાર શું રતન ધૂપ.મહીં જ રેળ્યું.

સુસંસ્કૃત જ મારી પિણ્ડ કંઇ ઘાટ અર્થે રુડા,
અહો, હૃદય પાદપીઠ જ બની રહો સત્યની
મને સમર્પી જ રહ્યો 'સમર્પણ' / તેહની તૃષા.

લાગી હજી ના શી જ, સુપ્ત આત્મને ! / આપી રહું એ જ તૃષાની દક્ષિણા
તારી છોડાવું જ તો શુદ્ધ શ્રદ્ધા / મશાલમાંથી પડતાં જ દેહપે
ના દૂર રહે જ ગગનમાં

જો કે આટલાં ઉદાહરણો પણ પૂરતાં છે. અમરથાંએ પાનાં ફેરવતાં પણ ઉપર ટાંકયાં છે એવાં ઉદાહરણો વાચકને મળવાના જ.

'ચંન્દ્રોદય' નામની એમની મહત્ત્વાકાંક્ષી કૃતિમાં તો સંવાદો દ્વારા થઇ ગયેલો નર્યો પંક્તિઓનો પથારો છે.

કયારેક અત્યંત સ્થૂળ અભિવ્યક્તિમાં પ્રભરામ સરી પડયા છે દાખલા તરીકે:

દૂર દૂર બંસી વાગે સાંવરિયાની દૂર દૂર બંસી વાગે.
હૈયામાં જઈને લાગે સાંવરિયાની દૂર દૂર બંસી વાગે.

'હૈયામાં જઈને લાગે ' એ પંક્તિ આવે કે આપણને એમ થાય કે આ કવિને અભિવ્યક્તિની સૂક્ષ્મતા સાથે કાંઇ લાગેવળગે છે ખરું કે નહીં ? માત્ર પ્રાસ બેસાડવા ખાતર આવી લોય પર લપસી જવું એ કોઇ અચ્છા કવિનું તો લક્ષણ ન કહેવાય. પોતે જે કૈં વાતાવરણ રચવાનો પ્રયત્ન કર્યો છે એ વાતાવરણમાં અને ભજનના ઢાળમાં આ જાતની એની રજૂઆત.

ઘોર અંધારે મારી કોટ' એ શું ચાંપ દાબી બત્રીસે કોઠે દીવા ઝગતાજી"
બેહદ વિચિત્ર લાગે છે.

આવા વૈચિત્ર્યોને લીધે જ આટલું તો કહયે જ છૂટકો કે ભાવઆકળથી ભીંનું હોવા છતાંયે એમનું કાવ્યપદ્મ અવિકસિત છે.

સુરેશ દલાલ

# પરિશીલન

## ચૈત્ર

પૃથ્વી-સૌભાગ્ય-કંકુ શા કેસૂડે ખાખરા ખીલ્યા,
ઋતુના આભરણોને અંગાંગે પ્રેમથી ઝીલ્યાં.
શિશિરે ગમતો વહ્નિ ચૈત્રમાં થાય દુશ્મન;
હીંડામાં સૃષ્ટિ કેરી આ સ્થિર કોઇ રહે ક્ષણ!
દુર્નિરીક્ષ્ય દિને આભ રાત્રે શું પ્રેક્ષણીય છે;
અતિ દુઃસહ દિવસે, રાત્રે શું કમનીય છે.
દિનની પંક્તિની સાથે પ્રાસ રાત્રિતણો મળે;
દિનનો વીરરસ તો રાત્રે શૃંગારમાં ઢળે.
પલ્લું આ દિનનું રાત્રિપલ્લાથી સમતોલ છે,
આપ્યા ઝવેરીનો કોઇ અતિ કિંમતી તોલ છે.
ભઠ્ઠીમાં દિનની મૂક્યું વૈદ્યે કોઇ રસાયન,
રાત્રે પાકી મળ્યું રૂડું,–સુપૂર્ણ ચન્દ્ર શોભન!
ચતુર્દિશે ચણેલી આ વેદી પૃથ્વીતણી મહા;
યજ્ઞનો વહ્નિ આ દહાડે,, યજ્ઞફલ સમો શશી.
દિવસે માનવી મત્સ્યો પૃથ્વી પે તરફડે, જળે,
અને રાત્રે સહેલે છે સુખે જ્યોત્સ્નાતણાં જળે!

'પત્ર'માંથી ટૂંકાવીને — પ્રભારામ રાવળ



ગતાંકથી ચાલુ

तथा :—

> चुम्ब्यते शतकृत्वोऽवरुध्यते सहस्रकृत्वः ।
> विरम्य पुनारम्यते प्रियो जनो नास्ति पुनरुक्तम् ॥

તે પ્રકારે :–

પ્રિય જનને સેંકડો વાર ચુંબન કરાય છે. હજારો વાર આલિંગન કરવામાં આવે છે. રહી રહીને ફરીવાર રમણ કરવામાં આવે છે તો પણ પુનરુક્તિની પ્રતીતિ થતી નથી.

तथा :—

> कुपिताः प्रसन्ना अवरुदितमुख्यो विहसन्त्यः ।
> यथा गृहीतास्तथा हृदयं हरन्ति स्वैरिण्यो महिलाः ॥

તે પ્રકારે :–

સ્વૈરિણી સ્ત્રીઓ નારાજ અથવા પ્રસન્ન [ હોય ] રડતાં મુખવાળી અથવા હસતી [ હોય ] જે પ્રકારના [ ભાવોમાં ] જોવામાં આવે તે [ બધા ભાવોમાં ] મનને હરે છે.

तथा :—

> कनिष्ठ भार्यायाः प्रहारो नवलतया दत्तः प्रियेणस्तनपृष्ठे ।
> मृदुकोऽपि दुस्सह इव जातो हृदये सपत्नीनाम् ॥'

તે પ્રકારે :–

નવીન હોવાને લીધે કનિષ્ઠ પત્નીના સ્તનો ઉપર કરવામાં આવેલો પ્રિયજનનો હલકો એવો પ્રહાર પણ સપત્નીઓના હૃદયમાં અસહ્ય જેવો થઇ પડયો.

तथा :—

परार्थे यः पीडामनुभवति भङ्गेऽपि मधुरो,
यदीयः सर्वेषामिह खलु विकारोऽप्यभिमतः ।
न सम्प्राप्तो वृद्धिं यदि स भृशमक्षेत्रपतितः
किमिक्षोर्दोषोऽयं न पुनरगुणाया मरुभुवः ॥

તે પ્રકારે :—

જે [ સજ્જનના પક્ષમાં ] બીજાઓ માટે પીડા સહન કરે છે, [ શેરડીના પક્ષમાં ] કોલુમાં પીલાય છે; જે [ સજ્જન ના પક્ષમાં ] અપમાનિત થવા છતાં પણ [ શેરડીના પક્ષમાં ] ભાંગવા છતાં પણ મધુર રહે છે; જેનો વિકાર [ સજ્જનના પક્ષમાં ] ક્રોધ વગેરે [ શેરડીના પક્ષમાં ગોળ સાકર વગેરે ] સર્વજનોને સારો લાગે છે; ને એ કોઇ અયોગ્ય સ્થાનમાં [ સજ્જનના પક્ષમાં ] કુસંગતિમાં [ શેરડીના પક્ષમાં ખારી જમીનમાં ] પડીને [ સજ્જનના પક્ષમાં ] ઉન્નતસ્થાન [ શેરડીના પક્ષમાં ] વધવું પ્રાપ્ત કરતાં નથી તો શું એ શેરડીનો દોષ છે એ મરુભૂમિનો દોષ નથી ? [ સજ્જનના પક્ષમાં ] એ કુસંગતિનો દોષ નથી ?

इत्यत्रेक्षुपक्षेऽनुभवति शब्दः ।

એ પ્રમાણે અહીં શેરડીના પક્ષમાં 'अनुभवति' શબ્દ [ લાક્ષણિક છે. ]

न चैवंविधः कदाचिदपि ध्वनेर्विषयोऽभिमतः ।

પરંતુ આ પ્રકારે કોઇપણ સ્થળે 'ધ્વનિનો' વિષય માનવામાં આવતો નથી.

यतः—

उक्त्यन्तरेणाशक्यं यत् तच्चारुत्व प्रकाशयन् ।
शब्दो व्यञ्जकतां बिभ्रद् ध्वन्युक्तेर्विषयी भवेत् ॥१८॥

કારણ કે :–

જો બીજી કોઇ યુક્તિવડે ચારુત્વને પ્રકાશિત કરવું અશક્ય હોય તો તેને [ પ્રકાશિત ] કરવાવાળો વ્યંજના વ્યાપારયુક્ત શબ્દ 'ધ્વનિ' કહેવડાવવાને યોગ્ય બને છે.

अत्र चोदाहृते विषये नोक्त्यन्तराशक्यचारुत्वव्यक्तिहेतुः शब्दः ।

અહીં ઉપર કહેલાં ઉદાહરણોમાં કોઇ શબ્દ ઉક્ત્યન્તરથી અશક્ય ચારુત્વને પ્રકાશિત કરવામાં હેતુ બનતો નથી [ તેથી એ ધ્વનિનો વિષય નથી ]

किञ्च :—

रूढा ये विषयेऽन्यत्र शब्दाः स्वविषयादपि ।
लावण्याद्याः प्रयुक्तास्ते न भवन्ति पदं ध्वनेः ॥१९॥

અને વળી :–

જે લાવણ્ય વગેરે શબ્દો પોતાના વિષય [ લવણયુક્તત્વ ] થી ભિન્ન [ સૌન્દર્ય વગેરે ] અર્થમાં રૂઢ બનીને પ્રયોજાયા છે [પણ] તે ધ્વનિનો વિષય બનતા નથી.

तथाविधे च विषये क्वचित् सम्भवन्नपि ध्वनिव्यवहारः प्रकारान्तरेण प्रवर्तते, न तु तथाविध शब्दमुखेन ।

એ પ્રકારનાં ઉદાહરણોમાં ક્વચિત ધ્વનિનો વ્યવહાર સંભવતો હોય તો પણ તે તેવા પ્રકારના શબ્દો દ્વારા નહીં પરંતુ ભિન્ન પ્રકારે થાય છે.

अपि च—

मुख्यां वृत्तिं परित्यज्य गुणवृत्त्याऽर्थदर्शनम् ।
यदुद्दिश्य फले तत्र शब्दो नैव स्खलद्गतिः ॥२०॥

અને વળી :-

જે [ શૈત્ય-પાવનત્વ વગેરે ] ફલને ઉદ્દેશીને [ गङ्गायां घोषः વગેરે વાક્યોમાં ] મુખ્ય વૃત્તિનો ત્યાગ કરી લક્ષણા દ્વારા અર્થ જ્ઞાન થાય છે, ત્યાં [ ફલજ્ઞાનમાં ] શબ્દ બાધિતાર્થ થતો નથી.

तत्र हि चारुत्वातिशयविशिष्टार्थप्रकाशनलक्षणे प्रयोजने कर्तव्ये, यदि शब्दस्यामुख्यता, तदा तस्य प्रयोगे दुष्टतैव स्यात् ।

ત્યાં ચારુત્વાતિશયવિશિષ્ટ અર્થના પ્રકાશનરૂપ પ્રયોજનના સંપાદનમાં જો શબ્દ ગૌણ હશે તો તે શબ્દનો પ્રયોગ કરવામાં દોષ જ આવશે.

न चैवम् । तस्मात् ।

[ પરંતુ ] તે પ્રમાણે નથી તેથી

वाचकत्वाश्रयेणैव गुणवृत्तिर्व्यवस्थिता ।
व्यञ्जकत्वैकमूलस्य ध्वनेः स्याल्लक्षणं कथम् ॥२१॥

અભિધાનો આશ્રય કરીને જ વ્યવસ્થિત બનીને ગુણવૃત્તિ [ લક્ષણા ] કેવળ વ્યંજનામૂલક ધ્વનિનું લક્ષણ કેવી રીતે બની શકે ?

तस्मादन्यो ध्वनि, रन्या च गुणवृत्तिः ।

તેથી ધ્વનિ ભિન્ન છે અને ગુણવૃત્તિ ભિન્ન છે.

अव्याप्तिरप्यस्य लक्षणस्य ।

આ લક્ષણની અવ્યાપ્તિ પણ છે.

नहि ध्वनिप्रभेदो विवक्षितान्यपरवाच्यलक्षणः अन्ये च बहवस्तद्भेद प्रकारा भक्त्या व्याप्यन्ते ।

વિવક્ષિતાન્યપરવાચ્ય [ અભિધામૂલક ] ધ્વનિ અને તેના બીજા અનેક પ્રકારો લક્ષણા વડે વ્યાપ્ત થતાં નથી.

तस्माद् भक्तिरलक्षणम् ।

તેથી ભક્તિ [ ધ્વનિનું ] લક્ષણ નથી.

कस्यचिद् ध्वनिभेदस्य सा तु स्यादुपलक्षणम् ।

તે [ ભક્તિ ] ધ્વનિના કોઇ એક પ્રકારનું ઉપલક્ષણ બની શકે છે.

सा पुनर्भक्ति वक्ष्यमाणप्रभेदमध्यादन्यतमस्य यदिनामोपलक्षणतया सम्भाव्येत ।

અથવા તે ભક્તિ વક્ષ્યમાણ પ્રકારોમાંથી કોઇક એક વિશેષ પ્રકારનું ઉપલક્ષણ સંભવી શકે.

यदि च गुणवृत्त्यैव ध्वनिर्लक्ष्यते इत्युच्यते तदभिधाव्यापारेण तदितरोऽलङ्कारवर्गः समग्र एव लक्ष्यत इति प्रत्येकमलङ्काराणां लक्षणकरणवैयर्थ्ये प्रसङ्गः ।

યદિ ગુણવૃત્તિથી જ ધ્વનિ જણાય છે એમ કહીએ તો અભિધાવ્યાપારથી જ સંપૂર્ણ અલંકાર વર્ગ પણ જાણી શકાય છે અને તેથી પ્રત્યેક અલંકારનાં કરેલાં [ ભિન્ન ભિન્ન ] લક્ષણો વ્યર્થ થશે.

किञ्च–

लक्षणेऽन्यैः कृते चास्य पक्षसंसिद्धिरेव नः ॥१२॥

અને વળી :–

જે બીજાઓએ [ ધ્વનિનું ] લક્ષણ કર્યું છે તો અમારા પક્ષની સિદ્ધિ જ છે.

कृते वा पूर्वमेवान्यै र्ध्वनिलक्षणे पक्षसंसिद्धिरेव नः ।

અથવા અગાઉ કોઈએ ધ્વનિનું લક્ષણ કર્યું છે તો [ પણ ] અમારા પક્ષની સિદ્ધિ જ છે.

यस्माद् ध्वनिरस्तीति नः पक्षः। स च प्रागेव संसिद्ध इति, अयत्नसम्पन्नसमीहितार्थाः सम्पन्नाः स्म।

કારણ કે 'ધ્વનિ છે' એ અમારો પક્ષ છે અને તે પહેલેથી જ સિદ્ધ થયો તેથી અમે પ્રયત્ન વિના સફળ મનોરથવાળા બન્યા.

येऽपि सहृदयहृदयसंवेद्यमनाख्येयमेव ध्वनेरात्मानमाम्नासिषुस्तेऽपि न परीक्ष्यवादिनः। यत उक्तया नीत्या वक्ष्यमाणया च ध्वनेः सामान्यविशेषलक्षणे प्रतिपादितेऽपि यद्यनाख्येयत्वं तत् सर्वेषामेव वस्तूनां तत्प्रसक्तम्॥

જેઓએ સહૃદય જનોના હૃદય વડે સમજવાને યોગ્ય ધ્વનિના આત્માને અવર્ણનીય કહ્યો છે તેઓ પણ વિવેકબુદ્ધિવાળા નથી. કારણ કે હમણાં સુધી કહેવાયેલી અને આગળ કહેવાવાળી નીતિથી ધ્વનિનું સામાન્ય અને વિશેષ લક્ષણ પ્રતિપાદિત કર્યા બાદ એ 'ધ્વનિ' અવર્ણનીય છે એમ કહેવાય તો એ [ અવર્ણનીયત્વ ] નો દોષ બધે સ્થળે લાગુ પડશે.

यदि पुनर्ध्वनेरतिशयोक्त्यानया काव्यान्तरातिशायि तैः स्वरूपमाख्यायते तत्तेऽपि युक्ताभिधायिन एव।

જો તેઓ આ અતિશયોક્તિ દ્વારા બીજાં કાવ્યોથી ધ્વનિનું ઉત્કૃષ્ટ સ્વરૂપ પ્રતિપાદન કરે છે તેઓ તો યોગ્ય જ કહેનારા છે.

इति प्रथम उद्योतः

# ઘોડાપૂરના તરવૈયા શ્રીધરાણીની ચિરવિદાય



વહેતા પાણીની દિશામાં તો સૌ કોઈ તરે છે; પરંતુ ઉછળતાં ઘોડાપૂરની સામે તરનારનું વ્યક્તિત્વ આગવું જ હોય છે.

૧૯૩૦માં કવિતાનો પ્રવાહ જે રીતે વહી રહ્યો હતો તેમાં કૃષ્ણલાલ શ્રીધરાણીની રચનાઓએ કોઈ જુદી જ ભાત પાડી હતી. પરિવર્તનના આ નવપ્રવાહમાં તણાયા વિના પોતાના આગવા વ્યક્તિત્વને કવિતામાં ગુંથી તેઓ એક નવી જ કેડી સર્જી રહ્યા હતા.

૧૯૨૭થી ૧૯૩૪નો સાત વર્ષનો સમય શ્રીધરાણીના કાવ્યોદ્યાનના વસંત સમાન હતો; અને એ વસંતમાં ખીલેલાં પુષ્પોમાંનાં કેટલાંક ચિરયૌવનનું વરદાન મેળવી આવ્યાં હોય એવાં જ તાજાં અને મઘમઘતાં આજે પણ આપણને લાગી રહ્યાં છે.

શ્રીધરાણી એ વેળા વહેતા પ્રવાહથી અલગ પડયા તેમાં એમનો વિશિષ્ટતા દેખાડવાનો સહેતુક આયાસ ન હતો. એમની પ્રતિભાની એ સ્વયંભૂ અભિવ્યક્તિ હતી; દક્ષિણામૂર્તિના વાતાવરણમાંથી મુગ્ધતા અને ભાષાનો પ્રસાદ તથા શાંતિનિકેતનમાંથી આકાર અને લયબદ્ધતા એ લઇ આવી. આ કવિએ જે નવી કેડી પાડી

હતી તેના પર જ નવી કવિતાનો રાજમાર્ગ બંધાયો એમ કહીએ તો અતિશયોક્તિ નથી.

ઊર્મિકાવ્ય અને નાટક એ બે શ્રીધરાણીએ ગુજરાતને કરેલાં વિશિષ્ટ અર્પણો છે. પ્રત્યેક ઉત્તમ કવિમાં ઉત્તમ નાટ્યકારના બીજ રહેલાં હોય છે; અને શ્રીધરાણીમાં રહેલ કવિ-નાટ્યકારનાં સંસ્કારથી ખચિત અને નાટ્યકાર કવિતાના અલંકારથી આભૂષિત હતો.

બાળનાટકોના ક્ષેત્રે કૃષ્ણલાલ શ્રીધરાણીનું અર્પણ સૌથી વિશેષ હતું; બાળનાટકો અને બાળકાવ્યોમાં સરળતા અને સહજતાનો જે આકર્ષક સમન્વય થયો છે એ દુર્લભ છે.

અમેરિકાના બાર વર્ષના નિવાસ બાદ ભારત આવ્યા પછી તેમનું કાવ્યઝરણું પુનઃવહેતું થયું; નવોન્મેષભરી એમની કવિતાના ઓજસ ગુજરાતને પાસ થવા લાગ્યાં ત્યાં અકાળે આપણી વચ્ચેથી એમણે ચિરવિદાય લીધી.

હરીન્દ્ર દવે



કરી છૂટો ભુજ પાશ ઊભો થયો,
ટમકતો વન-અન્ત દીવો લહ્યો,
નિગૂઢમાં નિજ નેન નમાવતો
અલખ દંડ નમી કરમાં ગ્રહ્યો.

( કોડિયાં-૭ )

# કાવ્ય સર્જનની માનસિક ભૂમિકાઓ

ગતાંકથી ચાલુ

## ૪. અધિમનસ-દૈવીમનીષા

અંબાલાલ પુરાણી

જ્યારે સહજ જ્ઞાનના પ્રકાશનું મૂળ આપણે શોધીએ છીએ ત્યારે તેનાથી ઊર્ધ્વમાં આવી રહેલી વૈશ્વિક-મનની ચેતના જોડે તે સંપર્કમાં છે એમ જણાય છે. એ વૈશ્વિકમન અતિમનસની જોડે સંપર્કમાં હોય છે. અધિમનસમાં એવી સઘન તીવ્રતા હોય છે કે તેનાથી નીચે થતી સઘળી ગતિઓનું અને સઘળી માનસિક શકિતઓનું તે શાસન કરે છે.

આપણાં જ્ઞાન અને અજ્ઞાનના, વિદ્યા અને અવિદ્યાના, બનેલા આ વિશ્વ-ગોલાર્ધના ઉપર એ અધિમનસની પાંખો તેને આવરીને વિસ્તરી રહી છે. આપણા ત્રિલોકમય-અન્નમય, પ્રાણમય અને મનોમય-વિશ્વને અધિમનસ પોતાનાથી ઊર્ધ્વમાં રહેલ અતિમનસ જોડે-સત્યલોકની ભૂમિકા જોડે-જોડી આપે છે, અને છતાં, પોતાના સુવર્ણમય ઢાંકણવડે તે સત્યલોકના મુખને આપણી નીચેની ચેતનાથી-ત્રિલોકીથી-આવરે છે, આચ્છાદિત કરે છે. અધિમનસમાં રહેલી અનંત શકયતાઓનો પારાવાર નિમ્નલોક અને સત્યલોક એ બેની વચ્ચે આવેલો છે. એ રીતે આપણા જીવનનું નિયમન કરનાર આધ્યાત્મિક સત્યની શોધ કરવાના પ્રયત્નમાં અધિમનસ એક પ્રકારની બાધા તરીકે કાર્ય કરે છે, તો બીજી દૃષ્ટિએ સત્યલોક-અતિમનસ-સાથે જોડી આપનાર માર્ગનું પણ તે કાર્ય કરે છે: પરમજ્ઞાન અને વૈશ્વિક અજ્ઞાન એ બેને અધિમનસ છૂટાં પાડે છે તેમજ તેમને જોડી પણ આપે છે.

આટલા ઉપરથી સમજી શકાશે કે અધિમનસ કાંઈ વિશ્વાતીત કે પરાત્પર ચેતના નથી. હા,-તે, પરાત્પર પ્રત્યે

દૃષ્ટિ કરે છે, અને એમાથી આવતા સત્યોને તે ધારણ કરે છે. વાસ્તવમા, અધિમનસ વિશ્વ-ચેતનાને ધારણ કરે છે. આપણે જે વિશ્વ જોઈએ, જાણીએ, અનુભવીએ છીએ તેનો પાયો અધિમનસ છે. વિશ્વના એકેએક વિશિષ્ટ પદાર્થની અને આવિર્ભાવના પ્રકારની પાછળ અધિમનસ હોય છે. અર્થાત્ આપણામા જે સ્થૂલ અન્નમય, પ્રાણમય તથા મનોમય વાસ્તવિકતાઓ અને એમની અનંત શક્યતાઓ રહેલી છે તે સર્વનું મૂળ અધિમનસ છે. ખરૂંજોતા, આપણી અત્યારની પ્રકૃતિમા જે કાંઈ બનતુ હોય છે તે બધું અધિમનસની ક્રિયાનું અવાન્તર થયેલું સ્વરૂપ છે.

પરાપરની શક્તિઓને જો આપણે "દેવતાઓ" ગણીએ તો અધિમનસ વિષે કહી શકાય કે લાખો દેવતાઓ અધિમનસમા ઉદ્ભૂત બનેલા હોય છે, અને તેમાના પ્રત્યેકને પોતાની અલગ સૃષ્ટિ રચવાની છૂટ હોય છે. અને એ પ્રમાણે પ્રત્યેક દેવતાએ રચેલું જગત બીજા દેવતાઓના જગતો સાથે સંબંધમાં આવે છે અને પરસ્પર તેમનું કાર્ય પ્રતિકાર્ય થયા કરે છે.

વળી વિસવાદી વસ્તુઓને પણ અધિમનસ પોતાની વૈશ્વિકસવાદની યોજનામા સ્થાન આપે છે. આ રીતે અધિમનસમા પ્રત્યેક વસ્તુ વિશ્વવ્યાપી સુદરતાનું એક અંગ બની રહે છે. અધિમનસમા સર્વત્ર વ્યાપેલી એકતાની અનુભૂતિ થાય છે અને તેથી સર્વ માટે સહાનુભૂતિ અને પ્રેમની લાગણી હોવી એ અધિમનસનું સ્વાભાવિક લક્ષણ હોય છે. ત્યાથી સર્વત્ર પ્રભુના મુખના દર્શન થાય છે. અધિમનસ સત્યનું દર્શન કરે છે, માયાનું કે અસત્યનું નહિ અધિમનસનો સંબંધ નિરપેક્ષ કેવલ સ્વરૂપ સાથે મુખ્યત્વે કરીને નથી હોતો—એનો સબંધ તો સક્રિય સભાવ્યતા અને શક્તિગર્ભો સાથે વાસ્તવિકતાના

વ્યાવહારિક સ્વરૂપો સાથે હોય છે.

અધિમનસમાં આપણને વૈશ્વિક પ્રેમ, વિશ્વવ્યાપી સૌંદર્ય અને વિરાટ આનંદનો દૃઢ પાયો પ્રાપ્ત થાય છે.

આમ છતાં, અધિમનસને વ્યક્ત કરી શકે એવી ભાષા અધિમનસે હજી સર્જી નથી. એટલે, મન, પ્રાણ અને જડતત્ત્વને અને તેમની (સર્જેલી) ભાષાને અધિમનસ પોતાના માધ્યમ તરીકે સ્વીકારે છે. અને જ્યારે અધિમનસ કાર્ય કરે છે ત્યારે એ કરણોના નિયમો અને ધર્મોની મર્યાદામાં રહીને પોતાનું કાર્ય કરે છે. અર્થાત્ પોતાની અભિવ્યક્તિમાં અધિમનસ માનસિક ચેતનાની ભાષાના મૌલિક નિયમનો અને કાર્ય પદ્ધતિનો સ્વીકાર કરીને પોતાનું કાર્ય કરે છે. આ પ્રમાણે મનની ઉપજાવેલી ભાષાનો પ્રયોગ કરતાં તે એ ભાષાના ઉપર ભારે ખેંચતાણ કરે છે, ભારે દબાણ કરે છે. એના કાર્યમાં વિશાળતા તથા ગહનતા લાવે છે તથા તેને ઊર્ધ્વમાં આરોહણ કરાવે છે.

અધિમનસમાંથી સરજાયેલી કવિતાનાં ઉદાહરણો:

The Cataracts blow their trumpets from the steep ;
No more shall grief of mine the seasons wrong ;
I hear the echoes through the mountains throng ;
The winds come to me from the fields of sleep.

× × ×

Voyaging through strange seas of thought alone.
Those thoughts that wander through eternity.

× × ×

Breaking the silence of the seas
Among the farthest Herbrides

× × ×

All in her painted to a Noble kind
In her love met his own eternity.

etc.

## રૂડું ઝૂમણું

શિહોરીના ચોકમાં રે, રૂડાં ઝૂમણાં વેચાય છે.
પરણ્યો હોય નો મૂલવે, પાતળીને પે'ર્યાના કોડ છે!
પાતળી ગુલાબનો ગોટો, પિયુ એનો ચંપાનો છોડ છે!

સરખી સહેલીએ વો'ર્યાં, પાતળીને દિલમાં અંદેશ છે!
વોરવા મન લલચાયે, પણ એનો પિયુ પરદેશ છે...
શિહોરીના ચોકમાં રે, રૂડાં ઝૂમણાં વેચાય છે!

સાંભળ સહિયર મારી, સંભારણાં શું વાલમનાં થાય છે.
બળાપો ના કર બેની, કાળજું કપાઈ જાય છે...
શિહોરીના ચોકમાં રે, રૂડાં ઝૂમણાં વેચાય છે!

પાતળી વળતી બોલી, પિયુ જ્યારે પરદેશથી આવશે,
વોરાવું ઝૂમણું હું તો, એના વિના મારે ન ચાલશે...
શિહોરીના ચોકમાં રે, રૂડાં ઝૂમણાં વેચાય છે!

ઝૂમણાં રૂડાં રૂપાળાં લગની લાગી છે સહુને,
સોણલે ઝબકી જાગે નીંદર નથી પાતળી વહુને...
શિહોરીના ચોકમાં રે, રૂડાં ઝૂમણાં વેચાય છે!

સરખી સાહેલી સાથે પાતળીને ભળવાના કોડ છે,
પાતળી ગુલાબનો ગોટો; પિયુ એનો ચંપાનો છોડ છે...
શિહોરીના ચોકમાં રે, રૂડાં ઝૂમણાં વેચાય છે!

સંપાદક : પુષ્કર ચંદરવાકર

●

# કવિલોક

'કવિલોક'નું દ્વૈમાસિક પ્રકાશન

સંપાદક મંડળ
રાજેન્દ્ર શાહ
જમુભાઈ શાહ
સુરેશ દલાલ



લવાજમ ભરવાનાં સ્થળ
કવિલોક, ૩૮૦, ગિરગામ રોડ, મુંબઇ ૨
મેસર્સ એન. એમ. ત્રિપાઠી પ્રા. લિ., પ્રિન્સેસ સ્ટ્રીટ, મુંબઈ ૨
શ્રી. પિનાકિન્ ઠાકોર : મે. ઠાકોર બ્રધર્સ, જામન સીલ્વર માર્કેટ
રતનપોળ, અમદાવાદ

શિવકુમાર જોષી : C/o સુદર્શન એન્ડ કં.
૧૨, પોર્ટુગીઝ ચર્ચ સ્ટ્રીટ, કલકત્તા ૧



લવાજમ
દેશમાં રૂપિયા ચાર : પરદેશમાં શિલિંગ આઠ : છૂટક નકલના સિત્તેર નયા પૈસા



મુદ્રક અને પ્રકાશક : સુરેશ પરસોત્તમદાસ દલાલ
મુદ્રણ અને પ્રકાશનસ્થાન : લિપિની પ્રિન્ટરી, ૩૮૦ ગિરગામ રોડ, મુંબઈ ૨

# કવિ લોક

પુસ્તક ૪ : અંક ૨

ભાદ્રપદ ૨૦૧૬



નકુલ દેસાઇ


## મેહ

મે' વરસે એવો ઝીણો,
મુજથી મારે સંગ થવાનો
એ પળ માણું મીણો !
મે' વરસે એવો ઝીણો !

ફરફર ચોંટે વાવર જેવી
રંગભરી મુજ લમણે,
અડકું એવું રૂપ લહીને
જાય ચડી મન રમણે !
આના કરતાં ઝડી ય રૂડી,
હળવો તો બહુ હીણો !
મે' વરસે ઝીણો ઝીણો !

ધૂળમાટી ઢંકાઈ રહીને
કયો કેવડો કોળ્યો ?
મળે નાડી એની કંઈ ઝાંખી–
ખૂબ ખૂબ મેં ખોળ્યો !
ફોરમથી ઘેલી થઇ ક્રોડી...
એક સાથે વાગ્યા એ કોઇ
વસમા કાંટા વીણો !
મે' વરસ્યો ઝીણો ઝીણો !

( પાત્ર : ક્રાઉન )

## રમેશ જાની

### આપણે ક્યારે મળ્યા'તા ?

આપણે ક્યારે મળ્યા'તા ?...યાદ કંઇ ના !
ટ્રેનમાં, રસ્તા પરે કે કો' સભામાં ?
ક્યાંય નહીં ? ક્યારેય નહીં ?
......તો તો ક્ષમા !

પણ કોણ જાણે કેમ તમને દેખતામાં
એમ મનને થઇ ગયું કે ઓળખું છું
...બહુ લાંબા સમયથી ઓળખું છું !

ને એકલા તમને નહીં...
કંઈ કેટલી યે વાર ઓચિંતા જ બસ, ઊભા રહી
મારગે ચાલી જતા જન નીરખ્યા છે.
કોઈ હસતા, કો મૂંઝાતા...
ને કોઇ ભ્રમરો તંગ કરી ચાલી જતા'તા !
પીડ કોની, ચાલ કોઇ મદભરી કે સંકડાતી
ને હાસ્ય ને ખાંસી ય કોની
સાંભળ્યાં-એયાં જ પહેલાં હોય ને...!!

ને ઘણી યે વાર એવું થઈ જતું કે
આ જ પ્રસંગે, આ સ્થળે, હું એકલો આવી ગયો છું
દૂર પેલા વૃક્ષની નીચે જરી હું બે ઘડી બેસી ગયો છું!

......પણ જવા દો વાત!
તમારી આંખમાં હું કંઈને નીરખી રહ્યો છું.

નહીં ?……તો તો ઘણો આભાર !
……સાચું પુછાવો તો મને એનો જ ભય છે !!

બસ ! ……જશો ?
પણ આટલું થોભ્યા ભલા,
તો એક વાત હજી કહું ?
કેટલી યે વાર મિત્રો, ઓળખીતાઓ
અરે ! સ્વજનો ય કોઇ
સાવ અણજાણ્યા જ લાગે છે.
કોઇ વેળા તો ખરેખર,
એમનું પેલું સદાનું બોલવું ને ચાલવું કે નીરખવું
એવાં જ કંઇ થઇ જાય છે કે
સાંભળ્યાં–જોયાં કદી ના હોય ને…!

……પણ એમની શી વાત ?
ક્યારેક તો મુજને ય એવું થાય છે કે
હું, ખરેખર, કોઇ બીજો તો નથી ને ?
કદી તમને ય એવું……
……રે ! તમે તો વાક્ય પૂરું
સાંભળ્યા વિણ
હાથ તો ઠીક, નેણને પણ મેળવ્યા વિણ
…ચાલી ગયા ને !!..



## લક્ષ્મીનારાયણ પંડ્યા

### સ્મૃતિ તમારી

જશો ? અદીઠ તંતુઓ કયમ કરી બધા તૂટશે ?
થયું પ્રકૃતિરૂપ જે નિયત કર્મ શેં છૂટશે ?
અહીં જગતમંચપે નહિ પ્રવેશ વિદાય વા
કશું મનુજ–હાથમાં : સકળ સોગઠાં કાળનાં.

'થવા જીવનનું થયું પૂરણ કાર્ય આ ક્ષેત્રમાં ?
નહિ ત્યજી સ્વયં શકો ત્યજી જતું હશે આપથી ?
મઝા અધિક પામવા થકી રહી અહીં ઝૂઝતાં,
અને અધિક નથીયે સુલભ હોય તે ત્યાગતાં.

ભલા, વ્રજની ગોપીઓ–નહીં નહિ સ્વયં રાધિકા
ન રોકી શકી કા'નને : અમ વિસાત શી ત્યાં પછી ?
છતાં અમ પ્રવાસમાં સ્મૃતિ તમારી પાથેય થૈ
નવાં ડગ ભરાવશે : છૂટી ભલે ગઇ આંગળી.

હવે અમ શરૂ થની તમ દીધેલ દીક્ષા તણી
જશી નવ કસોટી કો'; તવ દુઆ હજો સાથમાં.
કદિ તમ થકી અમે કરી શકયા સવાયું કશું
હશે તવ કૃતાર્થતા, પરમ સુખની સિદ્ધિ એ.



## નલિન રાવળ

### ઘૂમ્યા કરું છું

સાંજથી માંડી ઘણે લાંબે સુધી પથરાયલી આ રાતમાં
સીધા જતા રસ્તા ઉપર
હું રોજ ધીરે પાય ભરતો હોંશમાં ઘૂમ્યા કરું છું
એટલે શું એમ માનો છો તમે કે આપને માટે જ હું ઘૂમ્યા કરું છું ?
( ને તમે કે રોજ નો મળતાં નથી )

હા, આપના જેવા ઘણાયે મિત્રને મળતો રહી
હું તેમની બે આંખમાં હસતો ફરું છું
પ્રેમથી જે જે મળે તે તે સહુનો પ્રેમ પામી ભાગ્યને અર્ચી રહું છું
કોક ફી કયારેક લાંબા કાળથી છૂટા પડેલા ગોઠિયાને,
'એ હશે ? હા, એ જ આ !' કહી
એકદમ તેને મળી
મારા જ મીઠા બાળપણને હેતથી ભેટી પડું છું

રોજ ધીરે પાય ભરતો હોંશમાં ઘૂમ્યા કરું છું
એટલે શું એમ માનો છો તમે કે આપને માટે જ હું ઘૂમ્યા કરું છું ?
હા તમે રસ્તે મળો એવું ઊંડે મનમાં ઘણું ઝંખ્યા કરું છું
રોજ ધીરે પાય ભરતો હોંશમાં ઘૂમ્યા કરું છું.

●

ઈશ્વરચન્દ્ર ભટ્ટ

## જોગ હે !

પ્રપાત ગિરિશૃંગથી ધસમસી દડે ખીણમાં,
વહે પરમ કીર્તિનો રસ અગમ્ય ભૂમાતણી !
રચે સઘન શીકરો, સુરધનુ રમે પાદમાં,
સૃજે લલિત ભવ્યનું કવન શાશ્વતી આ ગતિ.

અહો ! મૃદુ છતાય વજ્ર જલરાશિની ગોદમાં
વિલોપન થતી છટા 'ચલિત સ્તંભ'ની આગવી.
મૃદંગ ઘનઘોર ઘોષ પ્રગટાવતો 'રુદ્ર' ત્યાં,
કરે ષડજમંદ્રમાં સ્તવન ગાન 'રાજા' અહીં

શરાવતિ ! અનેકધા પતનશીલ તોયે રટે
મહાન પરમાત્મનો પ્રણવઘોષ, આંદોલનો
ભરે સકલ બાહ્ય આંતર ગુહા અનાયાસ ને
સ્ફુરે ગહનનાદથી સુચિરસુપ્ત સંવેદનો.

વિરાટ તુજ ગાનમાં, સકલ પ્રાણની બાંસુરી
રચે ષડજ સાથ પંચમ તણી સુધામાધુરી.



## સિતાંશુ યશશ્ચંદ્ર

### આ કોણ ?

પાંચ રસ્તા જ્યાં મળે તે ચોકમાં...
                                        હું તો ઊભો.
આમ તો અંધાર છે ને એ મહીંય બિહામણું
      પાંચેયના બળતા જતા દીવાતણું છે તેજ...
                                        એ તેજનો ઘેરો.
—એમના ભાલા તણી અણીએ ઊભો જકડાયેલો,
                              ચસકી શકું ના સ્હેજ !—
ને જ્યાં લહું ચોપાસ
મારામહીંથી નીકળી એ પાશમાંહીં મ્હાલતા
      આ કેટલા રે કેટલા યે 'હું' અહીં મુજને ભરખવા ધાય.
માહરી અંધારમય સૌ આકૃતિ !
ઓળામહીં એ હું જતો ખોવાઇ.

ના કશું સમજી શકું બેબાકળો પાડી ઊઠું હું ચીસ :
                                        " કોણ ?"
ને એ બધા જડબાં હલાવી ગાજતા : 'કોણ ?'
'કોણ રે આ ? કોણ રે આ ? કોણ ?'



## સુરેશ દલાલ

### દુઃખ સુખ

દુઃખનો ડહોળાયો દરિયો ને ત્યાં સુખની છલકી છોળ;
કાળાં વાદળ વરસ્યાં ને શો રૂનો પીંજ્યો પોલ!
—દુઃખનો

ખીણખીણમાં ભમી નમતા વળી નિરખી ટૂંકની ટોચ,
સુખનો શાને છાક અને આ દુઃખનો શો સંકોચ?
ડાળડાળ પર કંટક સંગે ફૂલ પણ લિયે હિલોળ.
—દુઃખનો૦

ફોટ મૂકે છે ગાગર થઈને કોણુ કોણુની પૂકળ?
અંધકારના વૃક્ષે ફૂટી કિરણ કિરણની કૂંપળ.
સૂના નભની ગલીએ પંખી કરી રહ્યાં કલ્લોલ!
—દુઃખનો૦

•

## ઉશનસ્

### વહેલાં ઊઠી પડેલાં

આજ જગ વહેલી ઊઘડી ગઈ આંખ,
ફરુ બત્તી
(પ્રકાશની ના ટેવ મના હતી)
જાગી ગઈ મુજ સહુ કો ઝબકી ભૂલી પડી વનમાખ,
શયનખંડના કોક ખીંટા પર કકડી ચઢીપાખ,

તેજભણી આ કંઇક વ્હેમથી જુએ:
હોય નહીં આ સૂરજ – તથાપિ આંખો ધૂવે,
લ્હુવે ચાંચની તીણી અણી છાતીને રૂએ.
ડાળડાળ બસ એમ ઊડે ખૂંટાથી ખૂંટે,
(ભલા, આપણે અંજપ તે કંઇ પ્રભાત ફૂટે ?
પ્રભાતને તો વાર – હજી છે રૈન
હજી તો ઊડતી અહીંથી તહીં આંધળી આ ચામાચેણ.
આ માખ, અને આ ચલ્લીસંગ મારું મનપંખી
બંધ ઓરડે પાંખ વીંઝી રે, મુક્ત દિવસનભ ઝંખી.
ને હવે પ્રભાતને પ્હોરે
જરીક ખોલું છું દ્વાર
ત્યહીં તો ઓ રે,
તિમિરતણી તૂટી રે જાતી તડાક દેતી પાળ;
દિવસતણાં અજવાળાં ધૂસે ઘરમાં ભરતીછોળે;
પાછાં ફરતાં મોજાં મુજને જાય છે ઘસડી બ્હાર.
આ ભરતીમાં મઝા પડે છે, યાર !
અહો, કશો આ વિનિમય મારા સદને
ગગન પધારે ઘેર – અને હું ગગને !
શોધી જડે ના માખ – ચકલડી દૃષ્ટિપાતે
વિદાય લેતાં કહે : 'વારુ', તો મળી શું રાતે'.
અને મનચલ્લી
રાત્રિભર અકળાયલ ઊડી જાય
દિનને મુક્ત હવાહિલ્લોળે ક્યાંય જતી ઘસડાઈ
સૂર્યપ્રકાશિત નભઅવનિની
ગલ્લીગલ્લી !

## હેમન્ત દેસાઈ

### પુનશ્ચ

આવ્યો કશીક દિશાથી અણદીઠ વાયરો
ફંગોળતો હલકી ચીજ બધી જ જોરથી !
ઊડી ગયાં સ્વપ્નના અતિ શુષ્ક પાંદડાં,
ને ઉચ્ચ નિમ્ન અભિલાષ ય ભાવનાનાં.
હાલી નમી ઢળી ગયાં કંઈ ઝાડ વેલીઓ !

તુટયો, તુટયો ગરજી મેઘ (ભયંકરા ગતિ !)
–ફેણા સહસ્ર ફુત્કાર કરંત કાલિની !
ભીંજી થીજી ગઈ શું આશાની લીલી ઓઢણી !
ઓઘેલ સર્વ – જન ને 'જમુના સમાણું'
આયુષ્યમાં–ધણુણીને ખખડી ઊડયું અહો !

શી કિન્તુ ક્રૂર વિધિની કમનીય વક્રતા !–
(એને વિનષ્ટિ અભિપ્રેત નથી પ્રપૂર્ણ ? !)
કે પાછું આછું પ્રસરી જતું શાંત શૈશવ
પ્રત્યેક વસ્તુ પર જાગૃતિ ચેતના ભર્યું !



केन स्विच्छ्रोत्रियो भवति केन स्विद्विन्दते महत् ।
केन द्वितीयवान्भवति राजन्केन च बुद्धिमान् ॥

અને શ્રોત્રિય શાથી ? ને મહત્-ને શાથી પામતો ?
શાથી સહાયવાન્ થાયે ? રાજન, શાથીય બુદ્ધિમાન?

श्रुतेन श्रोत्रियो भवति तपसा विन्दते महत् ।
धृत्या द्वितीयवान्भवति बुद्धिमान्वृद्धसेवया ॥

શ્રુતે શ્રોત્રિય થાતો, ને તપથી પામતો મહત્;
ધૃતિએ સાહ્યવાન્ થાય, વૃદ્ધ-સેવાથી બુદ્ધિમાન,

किं स्विद्गुरुतरं भूमेः किं स्विदुच्चतरं च खात् ।
किं स्विच्छीघ्रतरं वायोः किं स्विद् बहुतरं नृणाम् ॥

ભૂમિથી ગરવું કોણ ? ને ઊંચું નભથી ય શું ?
વાયુથી શીઘ્ર શું હોયે ? કયું માનવને બહુ ?

माता गुरुतरा भूमेः पिता उच्चतरश्च खात् ।
मनः शीघ्रतरं वायोश्चिन्ता बहुतरी नृणाम् ॥

ભૂમિથી ગરવી માતા, ને ઊંચો નભથી પિતા;
વાયુથી મન છે શીઘ્ર, ચિન્તા માનવને બહુ.

किं स्वित्प्रवसतो मित्रं किं स्विन्मित्रं गृहे सतः ।
आतुरस्य च किं मित्रं किं स्विन्मित्रं मरिष्यतः ॥

પ્રવાસે કોણ હો મિત્ર ? ને ગૃહે કોણ મિત્ર હો ?
કોણ રોગી તણો મિત્ર ? કોણ મિત્ર મુમૂર્ષુનો ?

सार्थः प्रवसतो मित्रं भार्या मित्रं गृहे सतः ।
आतुरस्य भिषङ् मित्रं दानं मित्रं मरिष्यतः ॥

પ્રવાસે મિત્ર છે સાથ, ભાર્યા મિત્ર જ ગેહમા,
વૈધ રોગીતણો મિત્ર, દાન મિત્ર મુમૂર્ષનુ

कश्च धर्म परो लोक कश्च धम सदाफल ।
किं नियम्य न शोचन्ति कैश्च सन्धिन जीयत ॥

શુ જગે 'પરમા ધર્મ'? ક્યા ધર્મ સદા ફળે?
શુ કર્યે વશ શોચે ના? કોણની મૈત્રી ના જરે?

आनृशस्य परो धमस्त्रयीधम सदाफल ।
मना यम्य न शाचन्ति सद्भि सन्धिन जीयत ॥

અહિંસા પરમા ધર્મ, ત્રયી-ધર્મ સદા ફળે
નિગ્રહી મન શોચે ના, સંતોની મૈત્રી ના જરે

किं नु हित्वा प्रिया भवति किं नु हित्वा न शाचति ।
किं नु हित्वार्थवा भवति किं नु हित्वा सुखी भवत् ॥

શુ છાડ્ય થાય વ્હાલો? ને શુ છાડ્ય શાક ના રહે?
શુ છાડ્યે થાય અપન? શુ છાડ્યે સુખ પામનો?

मान हित्वा प्रियो भवति क्राध हित्वा न शाचति ।
कामं हित्वाऽर्थव भवति लोभ हित्वा सुखी भवेत् ॥

છાડી માન બને વ્હાલો, છાડ્ય ક્રોધ ન શોક રહે
છાડી કામ ધની થાય, છાડ્ય લોભ બને સુખી

मृत कथ स्यात्पुरुष कथ राष्ट्रम् मृत भवेत् ।
श्राद्ध मृत कथ च स्यात् कथ यज्ञा मृता भवत् ॥

માનવી મૃત શ થાય? શથી રાષ્ટ્ર બને મૃત?
મૃત કેમ બને શ્રાદ્ધ? મૃત યજ્ઞ બને કયમ?

मृतो दरिद्रः पुरुषो मृतं राष्ट्रमराजकम् ।
मृतमश्रोत्रियं श्राद्धं मृतो यज्ञस्त्वदक्षिणः ॥

માનવી મૃત દારિદ્રે, રાષ્ટ્ર રાજ–હીણું મૃત;
અશ્રોત્રિયે મૃત શ્રાદ્ધ, મૃત યજ્ઞ અ–દક્ષિણ.

व्याख्याता मे त्वया प्रश्ना याथातथ्यं परंतप ।
पुरुषं त्विदानीमाख्याहि यश्च सर्वधनी नरः ॥

કહ્યા તેં પ્રશ્ન મારા સૌ યથાતથ, પરંતપ!
હવે કહે, 'કોણ પુરુષ?' 'સર્વ–સંપન્ન કો નર?'

दिवं स्पृशति भूमिं च शब्दः पुण्यस्य कर्मणः ।
यावत्स शब्दो भवति तावत्पुरुष उच्यते ॥

પુણ્ય કર્મતણી કીર્તિ સંચરે વ્યોમ–ભોમમાં
જેહની જ્યાં સુધી, તેને કહે 'પુરુષ' ત્યાં સુધી.

तुल्ये प्रियाप्रिये यस्य सुखदुःखे तथैव च ।
अतीतानागते चोभे स वै सर्वधनी नरः ॥

પ્રિય અપ્રિય વા જેને, સુખ વા દુઃખ જેહને,
ભૂત ને ભાવિ વા તુલ્ય, સર્વ–સંપન્ન એ નર.

यस्य हेऽर्थाच्च कामश्च आनृशंस्यं परं मतम् ।
तस्मात्ते भ्रातरः सर्वे जीवन्तु भरतर्षभ ॥

અર્થથી–કામથી યે તેં આનૃશંસ્ય પરું ગણ્યું;
અનુજો તેથી તારા સૌ પુન–જીવન પામજો!

●

एवमविवक्षितवाच्य—विवक्षितान्यपरवाच्यत्वेन ध्वनिर्द्विप्रकार: प्रकाशित । तत्राविवक्षितवाच्यस्य प्रभेदप्रतिपादनायेदमुच्यते—

આ પ્રમાણે અવિવક્ષિત વાચ્ય અને વિવક્ષિતાન્યપર વાચ્યના ભેદથી ધ્વનિના બે પ્રકાર બતાવ્યા તે [ બન્નેમાંથી ] અવિવક્ષિત વાચ્યના વિશેષભેદોનું પ્રતિપાદન કરવા માટે કહે છે.

> अर्थान्तरे संक्रमितमत्यन्तं वा तिरस्कृतम् ।
> अविवक्षितवाच्यस्य ध्वनेर्वाच्यं द्विधा मतम् ॥२१॥

અવિવક્ષિતવાચ્ય ધ્વનિનું વાચ્ય અર્થાન્તર સંક્રમિત અને અત્યન્ત તિરસ્કૃત ( એમ ) બે પ્રકારનું માનવામાં આવ્યું છે

तथाविधाभ्यां च ताभ्यां व्यङ्ग्यस्यैव विशेष इति व्यङ्ग्यप्रकाशनपरस्य ध्वनेरेवायं प्रकार ।

તે પ્રકારના તે બન્નેમાંથી વ્યંગ્યાર્થ જ વિશેષ છે તેથી પ્રધાનભૂત વ્યંગ્યના વ્યંજક ધ્વનિનો જ આ પ્રકાર છે

तत्रार्थान्तरसंक्रमितवाच्यो यथा—

આ બન્નેમાંથી 'અર્થાન્તર સંક્રમિત'નું ઉદાહરણ નીચે પ્રમાણે છે.

> स्निग्धश्यामलकान्तिलिप्तवियतो वेल्लद्बलाका घना,
> वाता शीकरिण पयोदसुहृदामानन्दकेका कला ।
> कामं सन्तु दृढं कठोरहृदयो रामोऽस्मि सर्वं सहे,
> वैदेही तु कथं भविष्यति हहा हा देवि ! धीरा भव ॥

સ્નિગ્ધ અને શ્યામલ કાન્તિથી આકાશને આચ્છાદિત કરવાવાળા (અને જેમાં) હારબંધ બગલાઓ ઊડી રહ્યા છે એવાં વાદળો (છે.) નાના નાના જલકણોવાળી હવા (છે.) અને વાદળોના મિત્ર મયૂરોની આનન્દભરી કેકાઓ (છે.) આ બધું ભલે હો. હું તો કઠોરહૃદયવાળો રામ છું-બધું સહન કરું છું પરંતુ વૈદેહીનું શું થશે! અરેરે હે દેવિ! (તું) ધૈર્ય રાખજે.

इत्यत्र रामशब्दः।

આ (ઉપરના શ્લોકમાં) 'राम' શબ્દ (અર્થાન્તર સંક્રમિત વાચ્ય) છે.

अनेन हि व्यङ्ग्यधर्मान्तरपरिणतः संज्ञी प्रत्याय्यते न तु संज्ञिमात्रम्।

કારણ કે આથી ('राम' શબ્દથી) વ્યંગ્ય ધર્મરૂપે પરિણત થના રામનો (એટલે કે રાજ્યત્યાગ, ભયંકરવનમાં જવું, પિતાનું મૃત્યુ વગેરે સહન કરનાર) નહિ કે માત્ર (દશરથપુત્ર) રામનો.

यथा ममैव 'विषमबाणलीलायाम्'—

જેમ કે મારા જ વિષમબાણલીલા (નામના કાવ્ય)માં–

ताला जाअन्ति गुणा जाला दे सहिअएहिँ घेप्पन्ति ।
रइकिरणानुग्गहिआइँ होन्ति कमलाइँ कमलाइँ ॥
तदा जायन्ते गुणा यदा ते सहृदयै र्गृह्यन्ते ।
रविकिरणानुगृहीतानि भवन्ति कमलानि कमलानि ॥' इतिच्छाया।

જ્યારે સહૃદયજનો વડે ગુણો ગ્રહણ કરાય છે ત્યારે ગુણો (પારિભાષિક) થાય છે. સૂર્યના કિરણો વડે વિકસિત કમલ (એજ) કમલ થાય છે.

इत्यत्र द्वितीयः कमलशब्दः ।

અહીં બીજો કમલ શબ્દ ( અર્થાન્તર સંક્રમિત વાચ્ય ) છે.

अत्यन्ततिरस्कृतवाच्यो यथाऽऽदिकवेर्वाल्मीकेः—

અત્યન્ત તિરસ્કૃત વાચ્ય ( નું ઉદાહરણ ) આદિકવિ વાલ્મીકિના-

'रविसंक्रान्तसौभाग्यस्तुषारावृतमण्डलः ।
निःश्वासान्ध इवादर्शश्चन्द्रमा न प्रकाशते ॥'

સૂર્યમાં સંક્રાન્ત થયેલી શોભાવાળો, હિમવડે ઢંકાયેલા મંડલ-વાળો ચન્દ્રમા નિસાસાથી મલિન દર્પણની જેમ પ્રકાશતો નથી.

इत्यत्रान्धशब्दः ।

આ શ્લોકમાં 'અન્ધ' શબ્દ ( અત્યન્ત તિરસ્કૃતવાચ્ય છે )

'गअणं च मत्तमेहं धारालुलिअज्जुणाइँ अ वणाइँ ।
णिरहंकारमिअङ्का हरन्ति णीलाओ वि णिसाओ ॥'
'गगनं च मत्तमेघं धारालुलितार्जुनानि च वनानि ।
निरहङ्कारमृगाङ्का हरन्ति नीला अपि निशाः ॥' इतिच्छाया ।

તોફાની વાદળોવાળું આકાશ ( વર્ષાની ) ધારાઓ વડે હલાવાતાં અર્જુન વૃક્ષોવાળાં વનો અને નિસ્તેજ ચંદ્રમાવાળી કાળી રાત્રીઓ પણ મનને હરણ કરે છે.

अत्र निरहङ्कार

અહીં 'મત્ત' અને 'નિરહંકાર' શબ્દો ( અત્યન્ત તિરસ્કૃત વાચ્ય છે. )

असंलक्ष्यक्रमाद्द्योतः क्रमेण द्योतितः परः ।
विवक्षिताभिधेयस्य ध्वनेरात्मा द्विधा मतः ॥२४॥

વિવક્ષિત વાચ્ય ધ્વનિનું સ્વરૂપ 'અસંલક્ષ્યક્રમ' અને (બીજું) 'સંલક્ષ્યક્રમ' એમ બે પ્રકારનું માનવામાં આવ્યું છે.

मुख्यतया प्रकाशमानो व्यङ्ग्योऽर्थो ध्वनेरात्मा । स च वाच्यार्थापेक्षया कश्चिदलक्ष्यक्रमतया प्रकाशते, कश्चित् क्रमेणेति द्विधा मतः ।

મુખ્યરૂપે પ્રકાશિત થતો વ્યંગ્ય અર્થ ધ્વનિનો આત્મા છે અને તે કોઈક વાર વાચ્યાર્થની સરખામણીએ અલક્ષિતક્રમથી પ્રકાશિત થાય છે અને કોઈકવાર સંલક્ષ્યક્રમથી. તેથી તે બે પ્રકારનો માનવામાં આવ્યો છે.

तत्र

'તે (બે ધ્વનિ)માં

रसभाव—तदाभास—भावशान्त्यादिरक्रमः ।
ध्वनेरात्माऽङ्गिभावेन भासमानो व्यवस्थितः ॥२५॥

રસ, ભાવ, તદાભાસ (રસાભાસ, ભાવાભાસ) ભાવશાન્તિ વગેરે (ભાવોદય, ભાવસંધિ અને ભાવશબલતા) અસંલક્ષ્યક્રમથી પ્રધાનપણે પ્રતીત થતાં ધ્વનિનો આત્મા મનાય છે.

रसादिरर्थो हि सहेव वाच्येनावभासते । स चाङ्गित्वेनावभासमानो ध्वनेरात्मा ।

રસાદિ અર્થ વાચ્યની જોડે કે સાથેસાથ પ્રતીત થાય છે. અને તે મુખ્યરૂપે પ્રતીત થતાં ધ્વનિનો આત્મા બને છે.

इदानीं रसवदाद्यलङ्कारादलक्ष्यक्रमद्योतनात्मनो ध्वनेर्विभक्तो विषय इति प्रदर्श्यते—

હવે અસંલક્ષ્યક્રમ વ્યંગ્યરૂપ ધ્વનિનો વિષય રસવદાદિ અલંકારોથી ભિન્ન છે એમ બતાવે છે.

> वाच्यवाचकचारुत्व-हेतूनां विविधात्मनाम् ।
> रसादिपरता यत्र स ध्वनेर्विषयो मतः ॥२६॥

જ્યાં ભિન્ન ભિન્ન પ્રકારના વાચક (શબ્દ) અને વાચ્ય (અર્થ)ના ચારુત્વના હેતુઓનું રસ-ભાવ વગેરેમાં તાત્પર્ય હોય તો તે ધ્વનિનો વિષય મનાય છે.

रस-भाव-तदाभास-तत्प्रशमलक्षणं मुख्यमर्थमनुवर्तमाना यत्र शब्दार्थालङ्कारा गुणाश्च परस्परं ध्वन्यपेक्षया च विभिन्नरूपा व्यवस्थिताः तत्र काव्ये ध्वनिरिति व्यपदेशः ।

રસ-ભાવ-તદાભાસ અને તત્પ્રશમરૂપ મુખ્ય અર્થને અનુસરનારા શબ્દ અર્થ અને તેના અલંકારો તથા ગુણો પરસ્પર ધ્વનિની દૃષ્ટિએ પણ ભિન્ન ભિન્ન સ્વરૂપના યોજાયા હોય તો તે કાવ્યમાં 'ધ્વનિ' એવો નિર્દેશ કરાય છે.

> प्रधानेऽन्यत्र वाक्यार्थे यत्राङ्गं तु रसादयः ।
> काव्ये तस्मिन्नलङ्कारो रसादिरिति मे मतिः ॥२७॥

જ્યાં બીજો પ્રધાન વાક્યાર્થ હોય અને તેમાં રસ વગેરે અંગભૂત હોય તે કાવ્યમાં રસાદિ અલંકાર થાય છે એમ મારું માનવું છે.

यद्यपि रसवदलङ्कारस्यान्यैर्दर्शितो विषयः तथापि यस्मिन् काव्ये प्रधानतयाऽन्योऽर्थो वाक्यार्थीभूतः तस्य चाङ्गभूता ये रसादयः, ते रसादेरलङ्कारस्य विषया इति मामकीनः पक्षः ।

યદ્યપિ રસવદ્ અલંકારનો વિષય બીજાઓએ બતાવ્યો છે તો પણ જે કાવ્યમાં પ્રધાનસ્વરૂપે ભિન્ન અર્થ વાક્યાર્થ હોય અને તેમાં અંગભૂત જે રસાદિ ( હોય ) તે રસાદિ ( =રસવદાદિ ) અલંકારનો વિષય બને છે એવો મારો પક્ષ છે.

तद्यथा–चाटुषु–प्रेयोऽलङ्कारस्य वाक्यार्थत्वेऽपि रसादयोऽङ्गभूता दृश्यन्ते ।

તે જેમ ' ચાટૂક્તિ'ઓમાં પ્રેય અલંકાર મુખ્ય હોવા છતાં પણ રસ વગેરે અંગરૂપ દેખાય છે.

स च रसादिलङ्कारः शुद्धः सङ्कीर्णो वा ।

તે રસાદિ અલંકાર શુદ્ધ અને સંકીર્ણ ( એમ બે પ્રકારનો છે. )

तत्राद्यो यथा—

તેમાંથી પ્રથમ જેમ કે :

"किं हास्येन न मे प्रयास्यसि पुनः प्राप्तश्चिराद्दर्शनं,
केयं निष्करुण ! प्रवासरुचिता ? केनासि दूरीकृतः ।
स्वप्नान्तेष्विति ते वदन्, प्रियतमव्यासक्तकण्ठग्रहो,
बुद्ध्वा रोदिति रिक्तबाहुवलयस्तारं रिपुस्त्रीजन : ॥"

મજાક કરવાથી શો લાભ ! લાંબા સમય પછી દર્શન થયાં છે હવે ફરીવાર તું જઈ શકીશ નહીં. હે અકરુણ ! તને પ્રવાસમાં

આ તે કેવી રુચિ છે? તું કોના વડે દૂર કરાયો છે? સ્વપ્નાવસ્થામાં સ્વામીના કંઠનું આલિંગન કરી આ રીતે બોલનારી તારી શત્રુપત્નીઓ જાગીને પોતાના બાહુ પાશ ખાલી દેખી ઊંચેથી રડે છે.

इत्यत्र करुणरसस्य शुद्धस्याङ्गभावात् स्पष्टमेव रसवदलङ्कारत्वम् ।

અહીં શુદ્ધ કરુણ રસ અંગભૂત હોવાથી રસવદલંકાર સ્પષ્ટ જ છે.

एवमेवंविधे विषये रसान्तराणां स्पष्ट एवाङ्गभावः ।

આ પ્રમાણે આવા પ્રકારના ઉદાહરણોમાં બીજા રસોનો અંગભાવ સ્પષ્ટ જ છે



# આંદોલનોનાં ક્રીડન અને પ્રશાન્ત નિમજ્જન

( શ્રી રાજેન્દ્ર શાહ કૃત 'ધ્વનિ'નો પરિચય )

> 'શબ્દ ઉપન્યો તેનો જે કે શમે, પણ એહના
> અસીમિત જગે વ્યાપી રે' છે અનંત પ્રતિધ્વનિઃ -
> નહિવત બની રે'તું માટીમાટી', પણ બીજની
> તરુવરતણું પર્ણે ક્રેવી રમે શત એષણા !

કોઇ પણ કવિની ઉત્તમ કવિતા વાંચ્યા પછી–માણ્યા પછી–સહૃદયોના પણ અસીમિત જગે અનંત ધ્વનિ–પ્રતિધ્વનિ વ્યાપતા રહે છે. વિશિષ્ઠ દર્શનની દીપ્તિથી ઓપતી રાજેન્દ્રની માધુર્યભરી કવિતાને પોતાનું આગવું એવું સૌન્દર્ય છે જે ભૂલાય એવું નથી. કવિતાનું આ પણ એક લક્ષણ કહેવાય. Robert Frost કહે છે તેમ The proof of poem is not that we have forgotten it but we knew at sight we never could forget it.

'આયુષ્યના અવશેષે,' 'શેષ અભિસાર,' 'શ્રાવણી મધ્યાહ્ને,' 'વિજન અરણ્યે,' તથા અન્ય કાવ્યો જેમાં રાજેન્દ્ર શાહની નિરવદ્ય સૌંદર્ય દૃષ્ટિ પ્રગટ થાય છે એ બધાનો ફાળો 'ધ્વનિ'ને મૂલ્યવાન ને માતબર બનાવવામાં નાનો-સૂનો નથી.

સંગ્રહનું પહેલું કાવ્ય 'નિર્દેશે' અનેક રીતે સૂચક છે. એ કાવ્યમય self introduction છે, જે દ્વારા વ્યક્તિ રાજેન્દ્રની ભીતરમાં રહેલા કવિનો પરિચય આપણને મળી રહે છે. આ કવિ પ્રકૃતિનો છવ છે. કુસુમ કેરી ગંધ કે કોકિલ મધુર–કંઠ એને આલિંગીને કે સાદ કરીને જ રહી નથી જતા પણ કંપને નો પ્રકૃતિના ઉભય તત્ત્વો–રુદ્ર અને રમ્ય બન્ને આકર્ષે છે. એટલે જ કવિ કહ્યા વિના રહી શકતા નથી.

> દર્ભમાં ચરતાં ટોળાં કોમળાંગી મૃગો તણાં
> ગમે, તેવી ગમે ઘેરી ગર્જના હિંસ્ર પ્રાણીની.
> ડાળીએ ડાળીએ ઊડે પંખીના છંદનો રવ;
> રેખાળી ગતિમાં કેવું સરે સૌન્દર્ય સર્પનું."

'શ્રાવણી મધ્યાહ્નને', પણ સુંદર પ્રકૃતિ વર્ણનાત્મક કાવ્ય છે 'વસંતતિલકા' છંદ પરની કવિની સિદ્ધિ નોંધપાત્ર છે. એમનાં પ્રકૃતિ કાવ્યોમાં માત્ર વર્ણન નથી. માત્ર વર્ણન હોત તો તો Descriptive Poems તરીકે જ એની ગણતરી થાત; પણ સદ્ભાગ્યે એ વર્ણનો લાગણીના ઉત્કટ ઉન્મેષો તથા મનોહર કલ્પનાથી રસાઈને કાવ્યનું સ્વરૂપ પામ્યાં છે.

ચિત્રો ખડાં કરવાની એમની શક્તિ અજબ છે. એમની કલમ પીંછીનું સ્વરૂપ આસાનીથી ધારણ કરી લે છે. એકાદ પંક્તિ કે કડીમાં તો આખું સજીવ ચિત્ર સહેલાઈથી ખડું કરી દે છે. ઉદાહરણ તરીકે

"નજર કરી લે કામે લાગી જતી મહુનારીઓ"

"જો એમણે ધરી ધુરા, પ્રિય આપણી તો,
તેં એમનો શિર પરે ઋણભાર લીધો."

"ધૂંધળુ-ઘેરાં જળની ઉપર, નમતી કોમળ કાયા,
લ્હેરની લહર ઊછળે, મારા ઉરની જાણે માયા."

'આયુષ્યના અવશેષે' શીર્ષક હેઠળ અપાયેલાં પાંચ સોનેટો તો અતિ સુન્દર છે. આપણી આંખ સામે રજૂ થતાં ચિત્રો, હૃદયને થતી સંવેદના, અને પાંચમા સોનેટની છેલ્લી બે પંક્તિ આપણને કવિની પરિપક્વ દૃષ્ટિનો ખ્યાલ આપે છે. વેદના વ્યક્ત કરવાની આ કવિની રીત પણ અનોખી છે.

'અથ અહીં' સુધી ખાલી સીધું, (વના દધિ ઝરતું" કે 'ગગન ઝીલતી ભાગી ભાગ્યાં થશે અત્ર આંધળી' જેવી એકાદ પંક્તિ દ્વારા તો એ બધું ઘણું કહી દે છે.

મ્હોરેલી હેતાળ કરુણાને લીધે જ કવિ અંતરાય ને અંતરાય રૂપે ન ગણતાં એમાંથીય કૈંક તારવે છે. કેટલાંક કાવ્યોને અપવાદ રૂપે રાખીએ તો એમ કહી શકાય કે 'ધ્વનિ'ના મોટા ભાગનાં કાવ્યો એ જીવનની પ્રસન્નતાનાં કાવ્યો છે. એટલે જ રાજેન્દ્રના પ્રણય કાવ્યોમાં પણ આપણને પ્રણયની વિષમતાનો ન જેવો જ ઉલ્લેખ મળે છે. પ્રસન્ન દાંપત્યના કાવ્યોનો ખ્યાલ 'આનંદ હો અનિલ' 'આપણ બેઉ રચિયે મંગલ,' 'આપણી બારસાખી' કે 'રંગમાં રાજી રાજી' જેવાં કાવ્યો ગીતો દ્વારા પણ મળી રહે છે. વર્તમાન જીવનની વિષમતા પણ વ્યક્ત નથી થઈ એવું પણ ન કહેવાય જુઓ :

'એકાકી તો પણ
સૌની મધ્યમાં વસવું તોયે હૈયાનો મેળ ના જડી.'
કે
'આંહી લખલોકનું મિલન છે, રે છતાં
સંગમાં સંગ છે માત્ર પોતાતણો...
આંહી તો 'રેસ' ચાલી રહી...
પામવું અધિક ને પામવા કાજ પણ
અર્પવું અધિક,' વગેરે.

'ધ્વનિ'માં સ્ત્રીપુરુષના સંવાદાત્મક કેટલાંક કાવ્યો વિશે એમ કહી શકાય કે આ કાવ્યોમાં માત્ર ચાતુર્ય છે. આ કાવ્યો કવિની કીર્તિ પર કળશ ચડાવે એવાં તો નથી જ નથી. આવાં કાવ્યોને લીધે સંગ્રહને બહુ બહુ તો સ્વરૂપ વૈવિધ્ય મળી શકે 'હાસ્મિમુખો' કે 'સકાલ' જેવા અગુજરાતી પ્રયોગો કવિ નિવારી શક્યા હોત. 'અનંતનું અનંતન' કે 'વસંતનો પરાગ'ને બદલે 'વસંતના પરાગ' જેવા દોષયુક્ત પ્રયોગો રાજેન્દ્ર શાહ જેવા કવિએ જતા કરવા જોઈએ.

રાજેન્દ્રની કવિતા માટે આપણે નિઃસંકોચપણે કહી શકીએ એમ છીએ કે કાવ્ય દ્વારા પ્રકટ થતી એમની દૃષ્ટિ જીવનની સપાટીને સ્પર્શતી નથી. અનુભૂતિના ઊંડાણમાં જઈને એ મોતી બહાર લઈ આવે છે. એમનું ભ્રમણ ભલે 'નિરુદ્દેશે' કે 'મુગ્ધ' હોય–પણ દૃષ્ટિ ગંભીર છે. 'દૃષ્ટિના પદ્મને' લીધે તો એમનું કાવ્ય-સરોવર શોભી રહ્યું છે. ચિંતનના કૂણા કિરણો કાવ્ય સરોવરને વધારે તેજસ્વી બનાવે છે. સૂઝભરી શબ્દ પસંદગીને લીધે ઔચિત્ય જળવાય છે. મુલાયમ શબ્દોમાં પણ વાચક હૃદયને જકડી રાખવાનું બળ છે. આ કવિ માત્ર સુંવાળા શબ્દો જ વાપરીને રહી નથી જતા પણ એ શબ્દો પાસેથી ધાર્યું કામ કઢાવે છે. એ શબ્દો જેટલી આસાનીથી મધુર વાતાવરણ જમાવી શકે છે એટલી જ આસાનીથી કાવ્યનો ધ્વનિ પ્રકટાવી શકે છે. કહેવાનું તાત્પર્ય એટલું જ કે આ કવિ શબ્દોના મધુર આભૂષણોથી કાવ્યનો દેહ સજાવે છે પણ કાવ્યના સૂક્ષ્મ અને સાચા રૂપને ( દર્શનને ) વિસ્મર્યા વિના. 'સરલ મનનાં ચાંચલ્યોનાં ક્રીડન' અહીં છે ( ખાસ કરીને એમના પ્રણય ગીતોમાં ) અને એ આપણને પ્રિય પણ થઈ પડે છે. છતાંય 'પ્રશાન્ત નિમજ્જન' દ્વારા લાધેલું દર્શન, જીવનનું જરા આઘે રહીને કરેલું દર્શન–એટલે કે જીવનથી દૂર જઈને નહીં પણ તટસ્થ રહીને સ્વસ્થતાથી કરેલું દર્શન આપણને સવિશેષ પ્રિય થઈ પડે એવું છે.

૧૯૫૭

સુરેશ દલાલ

# પરિશીલન

## વર્ષા પછી

આ ધરિત્રી
　　મેઘનાં આલિંગનોથી વિશ્લથ:
વિશ્વની એકાન્ત કુંજે એકલી જાણે રતિ
જેમની વાટે વહ્યો છે મન્મથ.

શ્યામ વનરાઇ સમા વદને
　　ઝીણાં જલબિંદુ શાં મલકી રહ્યાં પ્રસ્વેદનાં;
દુર્વા થકી અંજાયલાં આ ઝીલ નિર્મલ
　　અલસ ઊઘડ્યાં નેત્ર ના ? !
એકલા સમયે મારી સંતૃપ્તિના મૂર્છામહીં
　　સરકી ગયેલું સપ્તરંગી ઉઢેરિયું,
વ્યોમના આલોકનો થાતાં સહજ ઉઘાડ
　　એણે પુનઃ સત્વર ઓઢેરિયું.

શું અહો લાવણ્ય એનું—
　　સુરત-અન્તના મુગ્ધ કો લલનાતણું—
અંગ પર
　　ઊંડાણના આનંદની શાન્તિ થકી સોહામણું !

ઊંચનાં અવકાશમાંહી વિહંગમ
આ ધરિત્રીના મધુર ઉચ્છ્વાસ કેરું
　　　　　　સુભગ તે શું દર્શન !

'ધ્વનિ'માંથી ]

# કવિલોક

'કવિલોક'નું દ્વૈમાસિક પ્રકાશન


સંપાદક મંડળ

રાજેન્દ્ર શાહ

જસુભાઈ શાહ

સુરેશ દલાલ



લવાજમ ભરવાનાં સ્થળ

કવિલોક, ૩૮૦, ગિરગામ રોડ, મુંબઈ ૨

મેસર્સ એન. એમ. ત્રિપાઠી પ્રા. લિ., પ્રિન્સેસ સ્ટ્રીટ, મુંબઈ ૨

શ્રી. પિનાકિન્ ઠાકોર : મે. ઠાકોર બ્રધર્સ, જગમન સીતવર માર્કેટ

રતનપોળ, અમદાવાદ

શિવકુમાર જોશી : C/o સુદર્શન ઍન્ડ કં.

૧૨, પોર્ટુગીઝ ચર્ચ સ્ટ્રીટ, કલકત્તા ૧



લવાજમ

દેશમાં રૂપિયા ચાર • પરદેશમાં શિલિંગ આઠ : છૂટક નકલના સિત્તેર નયા પૈસા



મુદ્રક અને પ્રકાશક : સુરેશ પરસોતમદાસ દલાલ

મુદ્રણ અને પ્રકાશનસ્થાન : લિપિની પ્રિન્ટરી, ૩૮૦ ગિરગામ રોડ, મુંબઈ ૨

કવિલોક

પુસ્તક ૪ : અંક ૩-૪

કારતક, પોષ ૨૦૧૭

નકુલ દેસાઈ

## તું ક્યાં

તારી તુષારકણથી હજી લેશ ભીની
એ મોજડી પડી દીસે અહીં એક ખૂણે
હૂંફે ભરી, કુટિર એ થકી હુંફ પામતી.
નાનેરું મેજ હજી યે પમરી રહ્યું પણે
શેફાલિનાં ફૂલ વડે છવરાઈને ખરું:
કેવી છ ગોઠવણુ તેં કરી—નામ મારું !

ને આપણા મધુર નિત્ય પ્રતીકરૂપે
આ બે બદામ અહીં તાસકમાંહ્ય દીપતી !
—સાન્નિધ્યની અધઘડીમહીં કલ્પના સ્ફુરે.

આલેખ કાવ્ય રચી એક સુરેખ દોર્યો
એકાદ બિંદુ ત્યહીં અશ્રુતણું દડી પડયે
ફેલાઈને રુચિર વર્ણ ગયા વિલાઈ.

દેખા ન ક્યાંય તુજ ઈપ્સિત સાંપડે, છતાં
વ્યક્તિત્વ તારું અનુભૂતિ પૂરી કરાવે.
'આવું છું હું' કરી (હજી ઉર શબ્દ ગુંજરે)
તું દષ્ટિ બ્હાર: પ્રિય ! ક્યાં...પ્રિય ! ક્યાં
રમે અવ ?

## હેમન્ત દેસાઇ

### પત્ર

પરબિડિયા પર
અક્ષરો તાજા ખીલેલા મ્હેકતા !
નામ મારું હોંશથી કોએ લખ્યું–
આંગળાં નમણાં હશે કેવાં !
મરોડે આંકડા ભીડી
મલપતી લાગણીઓના નર્યા !
–અક્ષરો આંહી ઠર્યા તાજા ખીલેલા મ્હેકતા.
હજી તો જોઉં છું મારું જ પૂરું નામ
બાકી રહ્યું પઢવું લખ્યું છે જે
મહીંના પત્રને અંતે મધુરું નામ–
મારે હિયે જાગી રહેલી ઝંખનાને તોષનારું
એ ભર્યું રંગીન મયનું જામ !
ખોલીને ધીરે, બધે ફેલાઇ જઉં
હીસ્સા ભૂરા કાગળ તણી એ જાગતી સૃષ્ટિ પરે...
બેફામ
ચાલ્યો જઉં યાત્રા વિષે અવિરામ;
પત્રમાં ઢલવાયલા એ પાત્રમાં ડૂબું.
ના સ્હેજ પણ ક્લાન્તિ,
શાન્તિ–સમાધિ......

•

## સુરેશ દલાલ

### પરિચય

ચહું તમારી ક્ષમા !
મને ઘણા છે ડગલે પગલે ગમા અને અણગમા !
—ચહું૦

શબ્દો જેના અંતરમાં હું આંકું
એની સાથે પડે છે દિલને વાતવાતમાં વાંકું;
એવું પણ અહીં થતું રહે:
કે મને ય મારી નથી જ હોતી અરે જરા પણ તમા !
—ચહું૦

વનમાં જઇને ટાળું કયારેક કોકિલની હું વાણી,
(ને) ધોમ ધધખતા રણમાં એનો સૂર મધુર લઉં માણી.
મનને મારા
કદીક રહેતો ફૂલથી ઝાઝો કંટકનોયે મહિમા !

વ્હેતી મારી વાણીથી પણ મૌન ઘણું વાચાળ,
ને જળથી પણ શીતળ લાગે મને અગનની ઝાળ,
ચૂપચાપ આવીને મારું ગળું પકડતી
ગમગીની કદી માદક મનમસ્તીમાં !
—ચહું૦

•

## રાજેન્દ્ર શાહ

### કહીં?

આકુલ અધીર મન
કેડીએ જે મળે એને વળી વળી પૂછે:
મારા પ્રભુ! તારાં ધામ કહીં? કહીં રે ભવન?

'એને આ મારગ બંધુ!
ભૂલનો ના ભય ક્યાંયે
એને આ મારગ આગળ આવે રે સદન'.

હજીયે કેટલું હશે દૂર?
ના પાથેય હાવાં
વાટના વ્હેવાર એવું રહ્યું રે ન ધન.

'ભુંડી રે લાવટ,
ઝાલી ગડરી ભલી રે બંધુ!
એની તો આ સીમ, એની કુંજ, એનું વન'.

કિયે રે સમય મળે મ્હેલની મોઝાર
કિયે સમય બહાર
ગલીએ ઘાટે રે ગમન?

'કાલની નોબતું નહીં —
અહીં તો મનમોજીલાનું
બહુરિ છલ વેશે સૌની સંગમાં રમણું'.

કિયું રે એંધાણ મારી હરે મૂંઝવણ?
'બંધુ!
રૂપને નયન ઝીલે સૂરને શ્રવણ'.

## પ્રથમ મિલન

એ આપણું પ્હેલું મિલન.
તારો અડયો મુજને પ્રથમ ઉચ્છવાસ
ને દૂર નભમાં ઊડતાં પારેવડાંની પાંખનો ફફડાટ
આ અંગાંગમાં વ્યાપી ગયો.
ને આમ પેલા કેવડાનાં વંનમાં
જે મુગ્ધ થઇ ઘૂમી રહેલો પવન
તેનો મત્ત જે રોમાંચ
મારે અણુઅણુ વ્યાપી ગયો

એ આપણું પ્હેલું મિલન.
પ્હેલવ્હેલા મેઘના વરસ્યા પછી
આ માટીમાંથી જાગતા સૌ અંકુરોનો
નર્તતો આનંદ.
ને પ્રથમ, ખુલ્લી હવાનો કોઇ અદ્દભુત સ્પર્શ.

એ આપણું પ્હેલું મિલન –
તારા કંપતા હૈયાતણો તુજ અંગુલિથી સ્પર્શ.
તારા ઓષ્ઠનાં સ્પંદન તણું ઋજુ ગીત.
તારી કીકીઓની પારથી ડોકી રહેલી
જિંદગીનું મુગ્ધ કો' આશ્ચર્ય –

એ આપણું પ્હેલું મિલન –
વનકુંજમાંહીં ગ્હેકતા કો' મોરલાનું ગાન.

●

જયંત પારેખ

## શિશિરની રાત

શિશિરની રાત
કુસુમને પરિમલ
સભર પવન
વાય, વાગે જાણે હાથિયો શુવેર

પત્રની પાંડુર મર્મર
તમરાંની ઝીણી કચકચ
વિહંગનો નીડ-કણસાટ
થીજી થયાં શૂન્ય.

ચંદ્ર –
શ્વેત સૂર્ય બન્યો હિમખંડ

લાલ અંધકાર
ઉરને એકલ દહે નેહની અગન.

•

## સૌંદર્યની અનુભૂતિ–૧.

કલામાત્રનો અર્થાત્ કેવળ કવિતા, સંગીત કે સાહિત્યને જ નહિ, પરંતુ ચિત્ર, (સ્થાપત્ય) મૂર્તિવિધાન વગેરેનો પણ આ વિષયમાં સમાવેશ કરીશું.

આપણી સંસ્કૃતિમાં ધર્મ, તત્વજ્ઞાન અને કલા એ ત્રણે પરસ્પર સંકળાયેલી, સહગામી અને સહોદર પ્રવૃત્તિઓ હતી. કવિતા, સંગીત, મૂર્તિવિધાન, નૃત્ય વગેરેને ધર્મ પ્રેરણા આપતો હતો. કોઇ વિશ્વાતીત પરમસતત્તા વિષે, વિશ્વમાં વ્યાપક અને વિશ્વની સઘળી ક્રિયાઓનું સંચાલન કરનાર એક સર્વશકિતમાન ઇશ્વર વિષે માનવને જ્ઞાન આપવું એ ધર્મ માત્રનો મુખ્ય ઉદ્દેશ છે. એમાં માનવનો ઇશ્વર સાથે તથા માનવોનો પરસ્પર સંબંધ કેવો હોવો જોઇએ તેનું જ્ઞાન તથા એ જ્ઞાનને વર્તનમાં મૂકવાના વ્યવહારુ નિયમો આપવા, ટૂંકામાં, જીવનની પ્રવૃત્તિની એવી યોજના કરવી જેથી ક્રમે ક્રમે વિકાસ પામીને આખરે માનવ ઇશ્વરને પ્રાપ્ત કરી શકે એ પણ ધર્મના કાર્યપ્રદેશમાં આવે છે. આમ ધર્મ માણસના વ્યકિતગત અને સમષ્ટિ જીવનમાં, તેની સર્વ પ્રવૃત્તિમાં, કોઇ પરમસત્યને પ્રગટ કરવાનો પ્રયત્ન કરે છે.

કલાઓ પણ રસાસ્વાદની વૃત્તિને સંતોષીને, પ્રકૃતિનાં કરણોને પટુ, સુક્ષ્મગ્રાહી બનાવીને, સર્જન કરવાની પ્રેરણાને ઝીલીને સૌંદર્યની અનુભૂતિ દ્વારા એ જ પરમસત્યને પહોંચવાનો અને પહોંચીને પ્રગટ કરવાનો પ્રયત્ન કરે છે. આમ ઇન્દ્રિયાતીત વાસ્તવિકતાને કલાઓ ઇન્દ્રિયગ્રાહ્ય બનાવે છે, મનસાતીતને માનસની ભૂમિકામાં લઈ આવે છે. કલાનો આ કીમિયો જડ વસ્તુઓનું–પથ્થર, ધાતુ, કાગળ, લાકડું વગેરેનું–ચેતનના પ્રતિનિધિમાંજ નહિ પરંતુ દિવ્યતાના પ્રતીકમાં રૂપાંતર સાધી આપે છે અને એ રીતે સૌંદર્યને અને દિવ્યતાને મૂર્ત કરી બતાવે છે. ગૌતમ બુદ્ધની ધ્યાનસ્થ પ્રતિમા નિર્વાણની પરમ શાંતિને જડ પાષાણમાં પ્રગટ કરી આપે છે. તો,

ઓછા જેટલા લયબદ્ધ શબ્દોમાં કવિતા વિશ્વસમગ્રના રહસ્યને છતું કરે છે, અને સંગીતની સુરાવલી આપણી ચેતનાને કોઈ અપાર્થિવભૂમિકામાં આરોહણ કરાવે છે.

પરંતુ મેં વર્તમાનકાળનો પ્રયોગ કર્યો છે તો પણ અત્યારના જમાનાનો પ્રધાન સ્વર, આજના માનસનો ઝોક કલા પ્રત્યે, સૌંદર્ય પ્રત્યે પહેલાંના યુગોમાં હતો તેવો રહ્યો નથી. માનવજીવનમાં આજે સૌંદર્યની અનુભૂતિ સુલભ નથી, તેમ વ્યાપક પણ નથી. તેથી જ શ્રી અરવિંદ "ફ્યુચર પોએટ્રી"માં કહે છે :

"જે દિવસે આપણે પ્રાચીનોમાં હતી તેવી આનંદની અને સૌંદર્યની ભક્તિને પાછા પ્રાપ્ત કરીશું તે દિવસે આપણે મુક્તિને પામીશું. એના વિના કલામાં નિશ્ચિત ઉદાત્તતા અને મધુરતા નહિ આવે, માનવજીવનમાં સંતુષ્ટ ગૌરવ અને પ્રફુલ્લતા નથી સંભવતી અને આધ્યાત્મિક પૂર્ણતા સંવાદી નહિ બને."

સૌંદર્ય અને આનંદ એ બે તો કલાનાં અને કવિતાનાં આદિ મૂલ છે અને તેના પ્રાણ રૂપ છે.

આજે તો કલા અને જીવન વચ્ચે વિચ્છેદ પડેલો છે. જગતના સૌ દેશો ઉપર આજે યુરોપિયન સંસ્કૃતિનું વર્ચસ્વ છે અને એ અર્થકેન્દ્રિત અને ઉપયોગિતાની હિમાયતી છે. આજનું માનસ સંકુલ છે; બહુ શાખાઓમાં વહેંચાઈ ગયેલું હોઈ વ્યવહારુ બુદ્ધિથી મે દોરાય છે. પ્રાચીન અને આજકાલના જમાનાના માનસમાં કેટલો ફેર છે તે એક ઉદાહરણથી સ્પષ્ટ થશે. ઇ. સ. ની સાતમી સદીમાં કૃષ્ણ દેવરાય, રાષ્ટ્રકૂટ રાજા, દક્ષિણમાં રાજ્ય કરતો હતો ત્યારે પર્વતને કોરીને કૈલાસનું ભવ્ય સ્થાપત્ય રચવાની પ્લેન-યોજના થઈ હતી અને એને પાર પાડતાં બસો વર્ષ થયાં. આજે કૈલાસ કોઈપણ દૃષ્ટિએ જોતાં, ભવ્ય લાગે છે. દુનિયાના બધા દેશોની સરકારો આજે પણ પ્લેન-યોજના કરે છે. સ્વતંત્રહિંદની આપણી

સરકાર પણ પંચવર્ષીય યોજનાઓ ઘડે છે અને બ્રિટિશ અમલમાં રૂંધાઇ ગયેલો ઔદ્યોગિક વિકાસ સાધવા માટે અને ગરીબાઈ અને ભૂખમરો દૂર કરવા માટે, એવી યોજના જરૂરી છે. પરંતુ બે જમાનાના માનસમાં કાર્ય કરી રહેલી જુદી દૃષ્ટિ, એમનો નિર-નિરાળો ઝોક આપણે જોઇ શકીએ છીએ. પ્રાચીન જમાનામાં કલા જીવનનું જ એક અંગ હતી, આજે આપણો જમાનો ભૌતિકશાસ્ત્ર અને આર્થિક ઉદ્યોગોને જીવનનું એક અંગ બનાવવાનો પ્રયત્ન કરી રહ્યો છે. આજે માનવ પ્રકૃતિની સમૃદ્ધિનો ઉપયોગ કરવા માગે છે, એનું સૌંદર્ય એને મન, હોય તો પણ, ગૌણ છે. આજે પર્વતોને ધાતુઓ માટે ખોદવામાં પ્રજાઓ મચી છે, ભૂતકાળમાં ચિરંજીવી ભવ્ય કલાસ્મારકો જેવાં સ્થાપત્ય અને મંદિરો માટે તેનો ઉપયોગ થતો હતો. પ્રકૃતિની અખૂટ સંપત્તિનો ઉપયોગ માણસ કરે એમાં કશું અયોગ્ય કે ખોટું નથી. પરંતુ પ્રકૃતિ જાણે માણસની લૂંટ માટે ખુલ્લો પડેલો ખજાનો હોય, અને પોતાને મળેલા થોડા સમયમાં જેટલું લુંટાય એટલું લુંટવું એ માનવ-જીવનની ઊંચામાં ઊંચી પ્રવૃત્તિ હોય એવું દૃષ્ટિબિંદુ કે વળણ ધારણ કરવામાં પ્રકૃતિને-વિશ્વસમસ્તને અને પોતાને પણ માનવ ઘણો અન્યાય કરે છે અને ક્ષુદ્ર બનાવે છે. અત્યારની સંસ્કૃતિમાં આધ્યાત્મિક તત્ત્વોને નીતિ અને સૌંદર્યને યોગ્ય સ્થાન મળે એ માનવની પૂર્ણતાના આદર્શને માટે જરૂરનું છે.

રાજકુમારી અને પશુની વાર્તા જાણીતી છે. મને લાગે છે બધી જ સંસ્કૃતિઓમાં, આપણાં પુરાણોમાં પણ, એવી પ્રતીકાત્મક વાર્તાઓ છે. એ વાર્તાને એક ફ્રેન્ચ નાટકકારે નવું રૂપ આપ્યું છે. વાર્તામાં એક જ સાધ્વીનું પાત્ર આવે છે તે સૌંદર્યની રાજકુમારીની ધાત્રી છે અને એ એનામાં ત્યાગવૃત્તિ જાગ્રત કરીને રુક્ષ જીવન ગાળવાનો બોધ એને આપે છેઃ રાજકુમારીના મનમાં જીવનની સાંદર્યલક્ષી વૃત્તિઓ અને શક્તિઓ પ્રત્યે તિરસ્કાર, ઘૃણા અને

ભય પેદા કરવાનો પ્રયત્ન તે કરે છે પરંતુ રાજકુમારી પોતાના મત ની પ્રેરણાને સ્વાભાવિક રીતે જ અનુસરે છે, અને સાધ્વીનો બોધ ગ્રહણ કરતી નથી એક ક્રૂર અને એશઆરામમા પડેલો, ઉડાઉ રાજકુમાર એના તરફ આકર્ષાય છે અને સાધ્વી રાજકુમારીને ફરીથી સાવધાન કરવાનો પ્રયત્ન કરે છે—ચેતવે છે પરંતુ રાજ કુમારીને સૌંદર્યની સંરક્ષણ શકિતમા જ નહિ પરંતુ તેની ઉદ્ધાર કરવાની શકિતમા પૂર્ણ શ્રદ્ધા છે એટલે રાજકુમારના પ્રેમનો તે સ્વીકાર કરે છે પેલી સાધ્વી પોતાની નિષ્ફળતાથી ઉશ્કેરાઈને અને ખોટી ધાર્મિક માન્યતાથી પ્રેરાઈને રાજકુમારી પર મારણ વિદ્યાનો પ્રયોગ કરીને એની સાથેના બધાને અચેતનામા નાખી દે છે વર્ષો પછી એક રાજકુમાર આવે છે અને અચેતનાનું ચારણ તોડે છે અને સૌંદર્યકુમારી જાગે છે આજના જમાનાનો એ રાજકુમાર એને આપણા જગતમા આવવાની અને વર્તમાન જીવનનો સ્વીકાર કરવાની માગણી કરે છે સૌંદર્યકુમારી ચારિબાજુ જુએ છે અને એ જગત એને પોતાની હાજરી માટે અધિકારી લાગતુ નથી રાજકુમાર આર્ત ભાવે માનવ જીવનને તારવા માટે આજના જગતમા આવવાને સૌંદર્યકુમારીને આજીજી કરે છે

મૂળ વાર્તા પ્રતીકાત્મક છે માનવ પ્રકૃતિમા પશુનો ઘણો મોટો અંશ રહેલો છે અને એ પશુત્વનુ માનવતામા અને દિવ્ય તામા પણ રૂપાંતર કરવાની શકિત સૌંદર્યમા રહેલી છે સાચા સૌંદર્યના પ્રદેશમા પ્રવેશ કરવા માટે માનવે પોતાનામા રહેલા પશુત્વને દૂર કરવુ જરૂરનુ છે

જીવન માટે ભાગે જરૂરિયાતો, આવેગો, અચેતન અનિવાર્ય ગતિઓનુ બનેલુ છે આહાર, શ્વસન વગર ફરજિયાત સ્થૂળ ક્રિયાઓ કરવા સાથે પોતાની આજીવિકા મળવવા માટે માણસે ઘણો પ્રયત્ન કરવો પડે છે જીવન બહારની અને અંતરની ફરજિયાતોનુ બનેલું બનેલ છે એમ લાગે છે એ બંધનોમાથી

માણસની ચેતનાને, એના અંતરને, મુક્ત કરનારી એક વસ્તુ સૌંદર્ય છે. જરૂરના માર્યા જે સંબંધ વસ્તુ સાથે કરવો પડે છે તે મર્યાદિત જ હોઇ શકે, જરૂર પૂરી થતાં, વૃત્તિ સંતોષાતાં તે વસ્તુ કે અનુભૂતિ ભારરૂપ લાગે છે. ક્ષુધા હોય ત્યાં સુધી જ આહાર સંતોષ કે આનંદ આપી શકે છે. પરંતુ એક સુંદર વસ્તુ કે સૌંદર્યનો અનુભવ. સદાને માટે આપણને આનંદ આપે છે. કોઈ ખાસ ઉપયોગિતા કે જરૂર માટે તે વસ્તુ હોતી નથી એટલે આપણી ચેતનાના અમુક મર્યાદિત અંશને નહિ પણ આપણી સમગ્ર ચેતનાને તે સૌંદર્ય વડે સ્પર્શે છે. જરૂરના ફરજિયાત બંધનમાંથી સૌંદર્ય માણસને મુકત કરે છે.

એ પ્રમાણે ઉપયોગિતા અને જરૂરથી મુકત થયા પછી જગતને, જીવનને માનવ તેમનાં સાચાં સ્વરૂપમાં જોઇ શકે છે. પોતાની કામનાઓથી અને અહંની મર્યાદાઓથી છૂટીને તેમને અસલ સ્વરૂપમાં પામી શકે છે; ત્યારે એને સુંદરતાનાં દર્શન થાય છે. કલામાં રસાસ્વાદની જે અનુભૂતિ થાય છે તે પણ આપણી ચેતનાને મુક્ત કરે છે અને સંવાદમય અને સુંદર એવી એક નવી જ સૃષ્ટિમાં આપણને લઈ જાય છે.

ભૌતિક વિદ્યા એવો દાવો કરે છે—કે કરતી હતી !—કે જગતનું જે જ્ઞાન ઇન્દ્રિયો દ્વારા તે મેળવે છે, અને પ્રયોગો કરીને એ જ્ઞાનને પરિશુદ્ધ અને અસરકારક બનાવે છે તે જ આ જગતનું સાચું જ્ઞાન છે એને જ "વાસ્તવિકતા" કહી શકાય. કલા, કવિતા વગેરે જે દર્શન કરાવે છે, કહો જ્ઞાન આપે છે તે તો અવાસ્તવિક છે, કલ્પનાની કેવળ માયાવી સૃષ્ટિ જ છે; અવ્યવહારુ છે. ખરું જોતાં ભૌતિક વિદ્યા સ્થૂલ જગતનું જે જ્ઞાન આપે છે તે વાસ્તવિકતાની એક બાજુ છે. કલા, કવિતા વગેરે જે જ્ઞાન આપે છે, અનુભૂતિ કરાવે છે, તે પણ વાસ્તવિકતાની એક અને અતિ-અગત્યની બાજુ છે. સૌંદર્ય, ખરું જોતાં, બુદ્ધિથી પર વાસ્ત-

વિજ્ઞાનની વધારે સમીપ છે, કારણ કે એનુ જ્ઞાન, ભૌતિકવિદ્યા પેઠે આડકતરી રીતે નહિ, પરન્તુ એકતાદાત્મ્ય, ચેતનના અદ્વૈતવડે સીધેસીધુ મળે છે

સર આર્થર એડિંગ્ટને એમના ગિફોર્ડ-પ્રવચનોમા આ મુદ્દાની વિશદ ચર્ચા કરી છે આકાશમા મેઘધનુષ્ય થાય છે તે માત્ર પ્રકાશના મોજા જેના આંદોલનોમા રહેલો ફેર દર્શાવવા માટે છે અને એ પ્રમાણેનુ જ્ઞાન એ જ મેઘધનુષ્યનુ સાચુ જ્ઞાન એવો દાવો કરવો બરાબર નથી કવિ જ્યારે કહે છે કે "My heart leaps when I behold a rainbow in the sky" આકાશમા મેઘધનુષ્ય જોઉં છુ ત્યારે મારુ હૃદય હર્ષથી નાચી ઊઠે છે ત્યારે એ અનુભૂતિ પણ વાસ્તવિક છે સરોવરમા ધીમી ગતિએ વિસ્તરતી પાણીની લહેર માણસને સપાટી ઉપરના પાણીના અને વાયુના દબાણના સમીકરણનુ જ્ઞાન આપવા માટે છે અને જ્યારે કવિ કહે છે–"લહેર જળમા ચાલતી વાકી ચૂકી લયડોલને" ત્યારે કેવળ અવાસ્તવિકતાનુ જ વિધાન કરે છે એમ કહેવાને કોઈ કારણ નથી

'સાધના' નામના પુસ્તકમા ટાગોર લખે છે કે જે વસ્તુમા આપણે સૌંદર્ય અનુભવીએ છીએ તેના બે પાસા હોય છે, એક તેનુ વસ્તુગત, બાહ્ય–કહો સ્થૂલ–સ્વરૂપ અને બીજુ, અન્તરંગ યાને આપણા 'સ્વ'ના ઉપર પ્રતિબિમ્બિત, ભોક્તાની ચેતનાને પ્રતીત થતુ તેનુ સ્વરૂપ કવિ ગુલાબના ફૂલનુ ઉદાહરણ લે છે–સદ્ભાગ્ય, એની સુંદરતા વિષે સૌ સંમત છે ટાગોર કહે છે કે ઉપર ઉપરની જોતા વિરાટ પ્રકૃતિના કારખાનામા ગુલાબ તો એક તનતોડ મજૂરી કરનાર કુલી છે, મજૂર છે એટલે કે, પ્રકૃતિના એ પ્રદેશમા સુંદરતાનો લેશ સરખો મહાલવાનો એને અવકાશ જ નથી જીવતા રહેવા માટે ગુલાબના છોડે જમીનના રાસાયનિક ક્ષારો જમીનમાથી ચૂસવા જ જોઈએ, તેમ પાણી પણ નિશ્ચિત પ્રમાણમા લેવુ જોઈએ હવા અને પ્રકાશના તત્ત્વો પણ આત્મસાત્ કરવા આવશ્યક છે

પરંતુ એ જ ગુલાબનું ફૂલ જ્યારે ખીલી ઊઠે છે અને માણસના અંતરમાં પ્રવેશ કરે છે ત્યારે જાણે સંપૂર્ણ મુક્તિ, નવરાશ અને આરામનું પ્રતીક બની જાય છે. માણસને લાગે છે કે ગુલાબનું ફૂલ રંગ આકાર, સુગંધ વગેરેનો મૂર્તિમંત ચમત્કાર છે. સામાન્ય રીતે, જે પૃથ્વી આપણને અસુંદર, ગંદી, ઘૃણાપાત્ર, દેખાય છે તેની અંદર આટલું બધું સૌંદર્ય અવ્યક્તપણે રહેલું છે તેનું આપણને આનંદ સહિત ભાન થાય છે, અને પૃથ્વીની પોતાની જડતા જાણે દૂર થઇને સુગંધ રૂપે મુક્ત થઈ હવામાં ફેલાય છે. પરંતુ ગુલાબનું સૌંદર્ય પોતાના દરરોજના વ્યવહારમાં માણસ ભાગ્યે જોતો હોય છે. ગુલાબ ફૂલોથી ગુલદસ્તો સજાવવામાં આવતાં હોય છે તો પણ ગુલાબની સુંદરતાનો બોધ માણસને થતો નથી. એને માટે પણ અધિકાર જોઈએ છે. વહેલી પ્રભાતે બાગમાં કે ઉપવનમાં ગુલાબની કળીને ખીલતી તમે જુઓ છો, ચારેબાજુનું વાતાવરણ શાંત છે, તમે એકલા છો, એવામાં ગુલાબની પાછળ છુપાયેલું સૌંદર્યનું રહસ્ય એકદમ તમારા અંતરમાં પ્રગટે છે, ન રોકી શકાય એવો આનંદનો અનુભવ તમને થાય છે, વિશ્વમાં કેટકેટલું સૌંદર્ય તેનાં અનંત રૂપોમાં વેડફાઈ રહ્યું છે તેનું ભાન થાય છે. અને માનવની સૌંદર્યબોધની અશક્તિને લઈને સૌંદર્યનો જે અપાર દુર્વ્યય થઈ રહ્યો છે તેને લઈને શોકની છાયા પણ અંતરમાં વ્યાપે તો ય આશ્ચર્ય નહિ.

શ્રી અરવિંદ કહે છે: "Art is discovery and regulation of beauty" સૌંદર્યની શોધ કરવી અને એનું દર્શન કરાવવું એનુ નામ કલા છે; અને પછી ઉમેરે છે : " The aim of art is to unbody beauty and give delight "સૌંદર્યને મૂર્ત કરવું અને આનંદ આપવો એ કલાનો ઉદ્દેશ છે." આનંદનો ઉલ્લેખ કરતાં કહે છે: Delight or Ananda is not the pleasure of a mood or sentiment or a

fine asthetic indulgence of the sense in the attraction of form" Future Poetry.

"એ આનંદ એટલે સુખી મનોદશા અથવા લાગણીની મોજ કે રૂપના આકર્ષણને લઈને ઈંદ્રિયોનું કોમલ લાલન માત્ર નથી" સર્વ કામના અને 'સ્વ'ના કાર્ય પ્રતિકાર્યોથી મુક્ત એવી એ આનંદની અનુભૂતિ હોય છે.

સર્વ પ્રવૃત્તિઓ જીવનલક્ષી એટલે કે જીવનને માટે હોવી જોઈએ, એવી માગણી આજકાલ સઘળે થાય છે. હકીકતમાં, પ્રત્યેક પ્રવૃત્તિ જીવનને માટે હોય છે. જીવન એટલે શું એ નો સવાલ છે. કલા પણ જીવનને માટે છે. શ્રી અરવિંદ કહે છે "Art is rhythmic voice of life–but a voice of inner life" Future Poetry "કલા જીવનનો લયબદ્ધ ઉચ્ચાર છે–પણ તે જીવનના અંતરનો–આંતરિક જીવનનો ઉચ્ચાર છે" બહારથી જીવન જેવું દેખાય છે તે અને તેટલું જ તે નથી. ઘણીવેળા જીવનનું બાહ્ય સ્વરૂપ તો બહુરૂપીના વેશ જેવું છે, એ બાહ્ય સ્વરૂપની પાછળ એની ભીતરમાં જે અસલ વસ્તુ રહેલી છે તેને વ્યક્ત કરવી એ કલાનું કાર્ય છે.

વળી કલા કેવળ અભિવ્યક્તિ જ હોય છે એવું નથી, કલા સર્જક પણ બને છે.

કલા જીવનને વિશુદ્ધ અને ઉન્નત કરે છે, માનવને સુધારે છે, ઘેરે છે કે બોધ આપે છે પણ તે ધર્મ પેઠે વિધિનિષેધાત્મક આજ્ઞાઓ આપીને, કે નીતિની પેઠે ઉપદેશ આપીને નથી કરતી. સંસ્કૃત વિવેચકનું સૂત્ર કલાના એ કાર્યનો સાચો ખ્યાલ આપે છે कान्ता सम्मित तयोपदश युजे। પ્રેયસીની મધુર સમજાવટની પેઠે કલા ઉપદેશ આપે છે."

## સૌન્દર્યની અનુભૂતિ–૨

જૂના જમાનામાં પ્રભુની જ એક સંપત્તિ તરીકે, ખરું જોતાં, પ્રભુના જ એક સ્વરૂપ તરીકે આપણી સંસ્કૃતિ સૌન્દર્યની અનુભૂતિને ઉત્તેજન આપતી હતી. આપણા ધર્મમાં પ્રભુને હમેશાં સુંદરતાની મૂર્તિ લેખવામાં આવ્યો છે. પ્રોટેસ્ટન્ટ ખ્રિસ્તી ધર્મ જેવા ચોખલિયા સંપ્રદાયોમાં, અથવા કેટલીક તત્ત્વજ્ઞાનની શુષ્ક પ્રણાલિઓમાં સૌન્દર્યને ઉતારી પાડવામાં આવે છે, અથવા તો, એમાં ત્યાગનો, રુક્ષતાનો મહિમા વિશેષ ગવાય છે.

પરંતુ આપણી સંસ્કૃતિમાં તો ઉપનિષદમાં પ્રભુને રસ રૂપે વર્ણવ્યો છે : रसो वै सः । શ્રી અરવિંદ 'ફ્યુચર પોએટ્રી'માં રસ શબ્દની વ્યાખ્યા આ પ્રમાણે આપે છે : 'રસ એટલે એકાગ્ર સ્વાદની અનુભૂતિ, ભાવનો આધ્યાત્મિક નિષ્કર્ષ, મૌલિક સૌન્દર્યની ભુક્તિ, ભાવનું શુદ્ધ અને પૂર્ણતાવાળું મૂલ પ્રાપ્ત થતાં અંતરાત્માને જે સુખની લાગણી થાય છે તે.' મધ્ય યુગમાં શૈવ અને વૈષ્ણવ સંપ્રદાયોનો પ્રચાર થયો ત્યારે તેમાં તો સૌન્દર્ય પ્રભુનું માત્ર એક નહિ પરંતુ ઉત્તમોત્તમ સ્વરૂપ ગણાયું છે. એમનો પ્રભુ 'ભુવન સુંદર' છે, 'નિખિલરસામૃતસિંધુ' –'રસ રૂપી અમૃત સર્વસ્વનો સિંધુ' છે, 'અખિલસૌન્દર્યનિધિ'–'સૌન્દર્ય સમગ્રનો નિધિ' છે. મધ્ય યુગના લગભગ બધા સંતો પ્રભુના એ સ્વરૂપનો સ્વીકાર અને પ્રચાર કરતા એમ લાગે છે. આજે ટાગોર કહે છે :–'વૈરાગ્ય સાધનેર મુકિત, સે આમાર નય'–'ત્યાગ અને વૈરાગ્ય પ્રધાન સાધનાથી મળતી મુક્તિ મારે માટે નથી'–I feel the embrace of freedom in a thousand-fold bond of delight –'આનંદનાં હજારો બંધનોમાં મને મુક્તિના સ્પર્શનો અનુભવ થાય છે,' ઇન્દ્રિયનાં સર્વ દ્વારો ખુલ્લાં રાખીને તેમની મારફત વિશ્વવ્યાપી આનંદનો સ્પર્શ કવિ વાંછે છે. ચાર પાંચ સદી પૂર્વે સંત કબીર પણ એ જ પ્રકારની અનુભૂતિનો ઉલ્લેખ કરે છે.

સાધો, સહજ સમાધિ ભલી
આંખ ન મૂંદું, કાન ન રૂંધું, કાયા કષ્ટ ન ધારું,
ખુલે નયન મૈં હંસહંસ દેખું, સુંદર રૂપ નિહારું
સબહિ મૂરત બિચ અમૂરત મૂરતકી બલિહારી

ઇન્દ્રિયોની સાહજિક ક્રિયા મારફત વિશ્વ વ્યાપી દિવ્ય સૌન્દર્યના અને એ સૌન્દર્યને ધારણ કરનાર ભુવનસુંદર પ્રભુના દર્શન થાય એને સૌન્દર્યની અનુભૂતિની પરાકાષ્ઠા ગણી શકાય

એમ તો બધા જ માણસો ઇન્દ્રિયોના બારણાં હમેશા ખુલ્લા જ રાખે છે પરંતુ એમને કેવળ ખુલ્લા રાખવાથી સૌન્દર્યના દર્શન કે અનુભૂતિ થતી નથી એને માટે અધિકાર પ્રાપ્ત કરવો જરૂરી છે

૨

પરંતુ એ સૌન્દર્યની ઊંચામાં ઊંચી અનુભૂતિ બાજુ પર રાખતા સામાન્ય રીતે માણસોને સૌન્દર્યનો જે અનુભવ થાય છે તે કેવા પ્રકારનો હોય છે તેની સ્પષ્ટતા કરવા ખાતર થોડાં ઉદાહરણો અહીં આપું છું

ટાગોરને એમના બાલ્યકાળમાં થયેલા એક અનુભવનું એમણે નોંધેલું એક સ્મરણ ટાગોર કુટુંબના બાળકોને ભણાવવા માટે એમના ઘરમાં એક ખાનગી નિશાળ ચલાવવામાં આવતી હતી એમાં જે વિષયો શીખવવામાં આવતા હતા તે પૈકી શરીરની રચના એક હતો એક દિવસ એ વિષયનો શિક્ષક માણસના હાથનું છૂટું હાડકું વિદ્યાર્થીઓને બતાવવા માટે લઈ આવ્યા માનવના શરીરથી—અને તેના હાડપિંજરથી પણ—વિખૂટો એ હાડકાનો હાથ જોઈને ટાગોરને ઘણો આઘાત થયો માનવ શરીરથી વિખૂટા હાથની કલ્પના જ એમને બેહૂદી અને અભદ્ર લાગી એના સ્વાભાવિક સ્થાન અને ધર્મથી વિયુક્ત એ હાથ અર્થ વગરનો અને સૌન્દર્યવિહીન હતો

બીજો અનુભવ પણ ટાગોરને થયો હતો: "એક દિવસ હોડીમાં બેસીને ગંગા નદીમાં સહેલ કરવા માટે હું નીકળ્યો. પાનખર ઋતુની રમણીય સંધ્યા ચારે બાજુ પથરાઈ રહી છે. હમણાં જ સૂર્ય અસ્ત થયો છે. આકાશનું મૌન શાંતિ અને સૌન્દર્યથી ટંકોટંક ભરેલું છે. સૂર્યાસ્તના રંગોની બદલાતી છાયાઓને પ્રતિબિંબિત કરતી ગંગાજળની સપાટી ઉપર એક લહેર સરખી ફરકતી નથી. માઈલોના માઈલો સુધી વિસ્તરી રહેલો ગંગા નદીનો નિર્જન, રેતાળ કિનારો માનવ ઇતિહાસની પૂર્વે પૃથ્વી ઉપર વિચરતા, ચળકતા, રંગબેરંગી ભિંગડાવાળા રાક્ષસી પ્રાણીની પેઠે પડેલો હતો. સંધ્યાકાળની નિઃસ્તબ્ધ શાંતિમાં નદીના ટેકરાટેકરીવાળા કિનારા પાસે થઈને અમારી હોડી સરતી હતી. અને એ ટેકરીઓની બખડામાં પંખીઓનું ટોળું બાકાંઓ કરીને શાંતિમાં નિવાસ કરી રહ્યું હતું. એવામાં ગંગા નદીમાંથી એક મોટી માછલી પાણીની સપાટી ઉપર ઉછાળો મારીને તુર્ત જ પાછી અલોપ થઈ ગઈ. અને પાણીમાં અલોપ થઈ જતાં જતાં પોતાના દેહના ઉપર સાયંકાલના આકાશના સર્વે રંગોનો ચમકાર બતાવતી ગઈ. જલની સપાટીનો રંગબેરંગી પડદો, મારે માટે, ક્ષણ ભર દૂર થઈ ગયો અને તેની પાછળ આવી રહેલી, જીવનના આનંદ સહિત કલ્લોલ કરતી, શાંત, જળચર સૃષ્ટિનું મને દર્શન થયું. પોતાના ગહન ઊંડાણમાંથી નૃત્ય જેવા સુંદર અભિનયપૂર્વક એ માછલી સપાટી ઉપર આવી અને અસ્ત પામતા આ દિવસના મૂક સંગીત-સંવાદમાં તેણે પોતાનો સ્વર ઉમેર્યો. આપણી માનવ સૃષ્ટિથી જુદી કોઈ બીજી જ સૃષ્ટિમાંથી મને તેની પોતાની ભાષામાં મૈત્રીભર્યું અભિનંદન મળ્યું એમ મને લાગ્યું અને એ સંદેશને લઈને મારા હૃદયમાં હર્ષનો ઊભરો આવ્યો.

એટલામાં સુકાન પર બેઠેલો માછી નિરાશાભર્યા અવાજે બોલી ઊઠ્યો: "ઓહો ! કેવી મોટી માછલી !"

પોતાની ઈચ્છાના આવરણમાંથી તેણે માછલીને જોઈ તથી તેનું પૂરેપૂરું સત્ય તે પામી શકયો નહિ જરૂર, ઉપયોગિતા, વ્યવહાર, સ્થૂનતા વગેરે માણસને સૌન્દર્યના અનુભવમાં બાધા રૂપ નીવડે છે એક ચિત્રકારને નદી જેવી દેખાય છે તેવી તરચ્યા માણસને દેખાતી નથી

## સૌન્દર્યની અનુભૂતિ-૩

'સૌંદર્ય', 'કલા', 'કવિતા' વગેરે શબ્દોની વ્યાખ્યા આપવી બહુ મુશ્કેલ છે, પણ એ વસ્તુઓનો આપણને અનુભવથી પરિચય હોય છે,-આપણામાં એમનું ભાન થાય છે તે વિષે આપણે કાંઈક જાણીએ છીએ,-જાણી શકીએ છીએ

માણસના અંતરમાં એક પ્રકારની સહજ શક્તિ, સહજ જ્ઞાનની,-કહો સ્ફુરણજ્ઞાનની-શક્તિ રહેલી છે જે સૌંદર્યને પારખી લે છે અંતરની એક દૃષ્ટિ સૌંદર્યને જુએ છે, જોઈ લે છે પણ એક જ રૂપમાં, એક જ વસ્તુમાં બધા માણસો સૌંદર્ય જોતા નથી, અંતરની દૃષ્ટિ ખુલી ન હોય, સહજજ્ઞાનની શક્તિ સક્રિય ન હોય, વ્યક્તિની પ્રકૃતિ સૂક્ષ્મગ્રાહી ન હોય તો સૌંદર્યની અનુભૂતિ થતી નથી વર્ડ્ઝવર્થ કવિની એ ફરિયાદ છે કે 'આપણે સંસારમાં-વ્યવહારમાં-એટલા બધા રચ્યા પચ્યા રહીએ છીએ કે સૌંદર્યને જોવાનો આપણને અવસર જ મળતો નથી, ' The world is too much with us " સૌંદર્યની પરમ મૂલ્યવાન ભેટ આપણને મળેલી છે તે જોવાની પણ આપણે દરકાર કરતા નથી

આપણા ઉપર,-આપણી ચેતનામાં, આપણી પ્રકૃતિના કરણો ઉપર-મન, લાગણી, ભાન, પ્રાણ, નાડી મં વગેરેના ઉપર-સૌંદર્યની અસર થતી હોય છે તે ઉપરથી સૌંદર્ય વિષે આપણે કંઈક જાણી શકીએ જ્યારે કોઈ કહે કે, "સૌંદર્ય

મને પોતાની સાંકળમાં બાંધી લે છે મને પરવશ કરી મૂકે છે" ત્યારે એ વસ્તુ અસલ સૌંદર્યને બદલે કદાચ આકર્ષણ–સૌંદર્ય સિવાયનાં કોઇ બીજાં જ તત્ત્વને આભારી એવું પ્રાણનું આકર્ષણ પણ હોઈ શકે. અથવા તો એ એક પ્રકારની પ્રાણના આકર્ષણની મોહિની પણ હોય. આપણા પુરાણોમાં વિષ્ણુ ભગવાને અસુરોને છેતરવા માટે મોહિનીનું રૂપ ધારણ કર્યું હતું એમ કહેવાય છે તેમાં પણ અસલ સૌંદર્ય પ્રત્યેનું સાચું પ્રતિકાર્ય અને વ્યક્તિને પરવશ કરી મૂકનારી, પ્રાણની મોહિની શક્તિનાં આકર્ષણનો ભેદ આપણે જોઇ શકીએ છીએ. કોઇ કહે, કે "સૌંદર્ય મને પરેશાન કરી મૂકે છે, હેરાન કરે છે" તો કદાચ તે વશીકરણ જેવી શક્તિનું, એક પ્રકારની ભુરકીનું પરિણામ હોઇ શકે. આ બન્ને અનુભૂતિમાં સૌંદર્ય જાણે એક પ્રકારની જાળ હોય અને એમાં માનવ અસહાયપણે ફસાતો હોય એવું આપણને લાગે છે. પરંતુ જ્યારે માણસ કહે છે: "સૌંદર્ય મને મુક્ત કરે છે, મને અનંતમાં લઈ જાય છે, મને આનંદની મસ્તીનો અનુભવ કરાવે છે" ત્યારે સાચા સૌંદર્યનો એને સંપર્ક થયો હોવાનો સંભવ છે. સાચું સૌંદર્ય માણસની ચેતનાને,–તેના અંતરાત્માને, સર્વપ્રકારના અહંકેન્દ્રિત પ્રતિકાર્યોથી, વાસના અને કામનાઓનાં બંધનથી મુક્ત કરી દે છે: માનવને તેનું પોતાનું–'સ્વ'નું અને જગતનું જુદું જ દર્શન કરાવે છે, અને સૌંદર્યનાથની એને ઝાંખી થઈ હોય તો ભિન શરતી આત્મ-સમર્પણની શક્તિ તે જાગ્રત કરે છે અને શુદ્ધ એવા માનવ જીવનમાં પ્રતિક્ષણ અનંત આનંદની લીલાની અનુભૂતિ શક્ય બનાવે છે.

'સૌંદર્ય એટલે આનંદની ગાઢ મુદ્રા, આનંદનું એકાગ્ર સ્વરૂપ' એમ શ્રી અરવિંદ 'ફ્યુચર પોએટ્રી'માં લખે છે. સર્વ-વ્યાપી આનંદનું એ દિવ્ય'તત્ત્વ વિશ્વના પ્રત્યેક પદાર્થમાં પોતાની

કોઈ અનન્યતાને પ્રગટ કરતુ હોય છે. એ અનન્યતા તે તે પદાર્થને સૌંદર્યના વિશિષ્ટ પ્રકારથી વિભૂષિત કરે છે. આ રીતે જોતા એમ પણ કહી શકાય કે જ્યારે શાશ્વત પરમ પુરુષ આવિર્ભાવ અભિમુખ બને છે,-વિશ્વનુ સર્જન કરવા પ્રવૃત્ત થાય છે, ત્યાર સૌંદર્યની શક્તિ પ્રગટે છે. એ શાશ્વત પરમમા તો સૌંદર્યનો અનંત ભંડાર ભર્યો છે તે છતા એની ખૂબી તો એ છે કે કાનની એકાદ ક્ષુદ્ર પળમા, બહારથી નજીવી, અતિસામાન્ય લાગતી વસ્તુમા પણ તે પોતાનો આવિર્ભાવ કરી શકે છે, કર છે.

"ઇન ઓગ્સિ ઇટર્નમ" "પળમા શાશ્વતી" નામના કાવ્યમા શ્રી અરવિંદ સૌંદર્યની વાણીમા એ સત્યને દર્શાવે છે કાળની કેવલ એક પળમા પણ સમગ્ર શાશ્વતી એકાગ્ર થઈને પ્રગટે છે "કોઈ મહા-માનવના પ્રસગમા, સગીતની સ્વર્ગીય સૂરાવલીમા, એક સ્પર્શ માત્રમા, એક દૃષ્ટિપાતમા, એક સ્મિતમા" શાશ્વતીનુ અનંત સૌંદર્ય આવીને ટર છે અને ઇંદ્રિયોમા તથા પ્રકૃતિના કુ-ભોમા વ્યક્ત થવા મથતો આત્મા તેને ઝડપી લે છે ભૌતિકતાની ચેતના એ વસ્તુઓની પાછળ રહેલ સૌંદર્યનો સ્પર્શ પામે છે ત્યારે એને એ વિરલ અનુભૂતિ થાય છે સ્મિત તો માણસ જિંદગીમા કેટલીયે વાર જુએ છે પરંતુ અંતરાત્માનું 'કિમપિ દ્રવ્ય' થઇ રહે એવુ સ્મિત એકાદ જ હોય છે

સૌંદર્યનો અનુભવ એના વાસ્તવ સ્વરૂપમા કેવો હોય છે? જ્યાર કોઈ માણસ કહે છે કે 'આ વસ્તુ સુદર છે' ત્યારે ત શુ કહેવા માગે છે? એ પ્રશ્ન વિચારવા જેવો છે. "આ વસ્તુ પ્રમાણ છે, લયબદ્ધ છે એનાં અંગપ્રત્યગો પરસ્પર સુમેળમા છે,-ટૂંકમા, "આ વસ્તુ જેવી હોવી જોઈએ તેવી છે"-એમ કદાચ એ કહેવા માગતો હોય એ શક્ય છે. અથવા એ પ્રમાણેનો વિચાર, કદાચ બરાબર નથી લાગતુ કે એમ તો એકાદ વસ

પણ એ શરતો પૂરી પાડે એવું બને! અને કેટલાક લોકો અમુક યંત્રોને સુંદર ગણે છે તો પણ યંત્ર અતિશય જડ, ઉપયોગિતા સાથે સંબંધવાળું અતિશુષ્ક લાગે છે. સૌંદર્યના અનુભવને આ રીતે પણ રજૂ કરી શકાય: "મારો અંતરાત્મા અને મારી પ્રકૃતિનાં કરણો બન્ને આ પદાર્થમાં જે સ્વાભાવિક સંવાદ રહેલો છે તેનાથી આકર્ષાય છે." સામાન્ય રીતે મને આ વસ્તુ સુંદર લાગે છે એમ માણસ કહે છે ત્યારે એ વસ્તુની અંદર જે સત્ય પ્રગટ થવાને પ્રયત્ન કરતું હોય છે તે કોઈપણ પ્રકારની વિકૃતિ, કે ઘટાડા વગર,–સફળતાપૂર્વક વ્યક્ત થઈ રહ્યું છે એમ તે કહેવા ઇચ્છે છે: એટલે કે વસ્તુના અંતરમાં રહેલું સત્ય અને એનું બાહ્યરૂપ એ બેની વચ્ચે સંપૂર્ણ મેળ છે, સંવાદ છે એમ તે કહેવા માગતો હોય છે. આ રીતે, સૌંદર્ય એ વસ્તુનો કે રૂપનો કોઈ એવો ગુણ છે જેનો અનુભવ થતાં ભોક્તાના અંતરમાં સંવાદની, સપૂર્ણ સપ્રમાણતાની, ઔચિત્યની, આકર્ષણની લાગણી જાગે છે. બધા માણસો એક જ વસ્તુમાં અને એક જ પ્રકારે સૌંદર્ય અનુભવતા નથી એ જાણીતી વાત છે. સૌંદર્યની અનુભૂતિ સાપેક્ષ હોય છે: ભોક્તાની આંતર અને બાહ્ય સ્થિતિના ઉપર, ભોક્તા કોણ છે તેના ઉપર એનો આધાર હોય છે. કોઈ અજ્ઞેય ઘડીએ, અકલ્પ્ય અવસ્થામાં વસ્તુ અને દ્રષ્ટા એ બે વચ્ચેનો સંબંધ એવો વિશિષ્ટ પ્રકારનો–અનેરો–થાય છે કે માનવના અંતરમાં રહેલી સૌંદર્યની પિપાસાને તે સંતોષે છે.

કદાચ કોઈના મનમાં સવાલ થાય કે: સૌંદર્યની પિપાસા માનવમાં હોય છે ખરી? કારણ કે સામાન્ય રીતે તો એવી તરસ માણસમાં હોય એમ જણાતું નથી. પરંતુ માનવના અંતરમાં એના પોતાનાથી અજ્ઞાત અને અપ્રગટરૂપે એવી તરસ ઊંડાણમાં

રહેલી હોય છે. માનવ અજ્ઞાન છે અને જે જગતમા એ વસે છે તેમા સૌંદર્ય, સંવાદ કે સામજસ્ય નથી, ઉલટું એમા તો કલહ, વિસંવાદ, ભેદ વગેરે વસ્તુઓ જ આગળ પડતી જણાય છે. તેમ છતા માણુસના હૃદયમા ઊંડે ઊંડે એવી શ્રદ્ધા રહેલી છે કે આ અસીમ અને ક્રિયાશીલ એવા અનંત બ્રહ્માડોના કેન્દ્રમા કોઈ સ્વયંભૂસંવાદ કાર્ય કરી રહ્યો છે એ સંવાદ એવા પ્રકારનો છે કે એની ઝાખી માત્ર થતા માનવને અંતરમા પરમ સમાધાન પ્રાપ્ત થાય છે. એને એમ લાગે છે. કે સૃષ્ટિની ઉત્પત્તિનો ઉદ્દેશ જાણે બસ આ યો છે, જીવનની અનંત યુગોની યાત્રા સાથક છે. જીવનમા રહેલા સર્વવ્યાપી આનંદની માનવને ભોલાવી રહેલી વાણી સૌંદર્ય છે. માનવને સૌંદર્યનો અનુભવ થાય છે એ જ સતમાત્રની એકતાનો સીધેસીધો પુરાવો છે એમ કહી શકાય, કારણ કે એના અનુભવમા માનવને પોતાની પૂર્ણતા–પ્રેમની પેઠે–પોતાની બહારની કોઈ વસ્તુમા કે રૂપમા પ્રાપ્ત થાય છે અનેકમા રહેલી એ એકતાનો સર્વવ્યાપી આનદ સૌંદર્ય અને આનંદની છોળો સતત ઉછાળતો જ હોય છે, અને એમાથી જડતત્ત્વના અચેતન સ્વરૂપો જડપદાર્થો–પણ બાતલ નથી મનોમય ચેતનામા, ઈદ્રિયોના કરણતંત્રમા અને જડદેહના અન્નમય કોશોમા મર્યાદિત થયેલો આત્મા એ સૌંદયની વીનાને પામી શકે છે

બીજી રીતે એમ કહી શકાય કે સૌદર્ય એ વિશ્વમા વ્યાપી રહેલ સવાદ પ્રત્યે લય પ્રત્યે–માનવને જાગ્રત કરવાનો વિશ્વ પ્રકૃતિનો પ્રયત્ન છે. બહારથી જોતા અચેતન લાગતી પ્રકૃતિ ખરુ જોતા અચેતન નથી એની એક નિશાની સૌંદર્ય છે, અને પોતાનો એ સદેશ માનવને પહોચે તેની તે વાટ જોતી હોય છે.

## સૌન્દર્ય વિષે જુદાં જુદાં દૃષ્ટિ બિંદુઓ

સૌંદર્ય સર્વવ્યાપી છે તો પણ એના સંવેદનમાં ચડતાઉતરતી શ્રેણી હોઈ શકે છે એ આપણે જોયું. શ્રી અરવિંદ એ વિષે લખે છે. "એક દૃષ્ટિબિંદુથી જોતાં સઘળું જ સુંદર છે; પરંતુ તેથી બધી વસ્તુઓ એક જ સપાટી ઉપર, એક જ ભૂમિકા ઉપર, આવી જતી નથી. બધી જ વસ્તુઓમાં દિવ્ય સૌંદર્ય રહેલું છે તેનું દર્શન આપણે કરી શકીએ છીએ પરંતુ કેટલીક વસ્તુઓમાં બીજી વસ્તુઓ કરતાં એ દિવ્ય સૌંદર્ય વધારે પ્રમાણમાં હોઇ શકે છે."

સૌંદર્યનો રસાસ્વાદ કરનાર ભોક્તાની અનુભૂતિને જ સૌંદર્યની ચડતાઉતરતી શ્રેણી લાગુ પડે છે અને સૌંદર્યનું સર્જન કરનાર કલાકારને માટે એ પ્રસ્તુત નથી એવું નથી: કલા-સર્જકની ચેતનામાં પણ કલાસર્જનની પ્રવૃત્તિ જૂદી જૂદી ભૂમિકા ઉપરથી થઈ શકે છે, અને થતી હોય છે. એક પત્રમાં આ મુદ્દો શ્રી અરવિંદ સ્પષ્ટ કરે છે:–"કલાસર્જકના દર્શનમાં પણ ચડતાઉતરતી શ્રેણી, એટલે કે સૌંદર્યના મૂલ્યની વ્યવસ્થા સંભવે છે. ઉ. ત. ચિત્રકાર એપેલેની ચિતરેલી દ્રાક્ષથી પંખીઓ છેતરાયાં અને તેના પર ચાંચ મારવાને આવ્યાં (એવી તે હૂબહૂ હતી) પરંતુ ફિડયાસે ઝયુઅની મૂર્તિ ઘડી તેમાં એપેલેની કૃતિ કરતાં રસાસ્વાદનો સંભાર વધારે હતો. એમાં ચેતનાનો સંભાર અને તેથી આનંદનું તત્ત્વ વધારે પ્રમાણમાં છે, જો કે બન્ને કલાકારોએ પોતપોતાની કૃતિમાં સૌંદર્યનો નિષ્કર્ષ સમાનપણે-સંપૂર્ણ રસાસ્વાદ રૂપે–અનુભવ્યો હોય એ સંભવિત છે."

દરેક કલાસર્જકની પ્રવૃત્તિ ચેતનાના એક જ સ્તર ઉપરથી થતી નથી, તેમ જૂદા જૂદા સર્જકો જૂદી ભૂમિકાઓ ઉપરથી

સર્જે છે. ગ્રામ્યતા અને સંસ્કારિતા, વાસના અને કામના, શુદ્ધ ભાવ અને વિશદચિંતન, જીવનના પ્રસંગના આઘાતને પરિણામે થતો ક્ષોભ, વગેરે જુદી જુદી ભૂમિકાઓ ઉપરથી તે કલાસર્જન કરતો હોય છે. અને કલાકારની સર્જક પ્રવૃત્તિનુ આ સોપાન પ્રત્યેકની નિરનિરાળી સૌંદર્ય ભાવના અને અનુભૂતિ ઉપર આધાર રાખે છે. મહાન કલાકારોમા પણ સૌંદર્યનુ મૂલ્ય જુદું જુદું હોય છે.

આ મુદ્દો સ્પષ્ટ કરવા પૂરતા આપણે થોડાક ઉદાહરણો અહીંથી તહીંથી લઈશું.

અંગ્રેજકવિ બાયરનની એક પંક્તિ છે "Who can view the ripened rose, nor seek to wear it?" "પ્રફુલ્લિત પરિપૂર્ણ ખીલેલા ગુલાબના ફૂલને જુએ અને તેને પોતાનુ આભૂષણ બનાવવાની કામના ન કરે એવો કોણ હશે?"

અહીં ગુલાબની સુંદરતાનુ અનિવાર્ય આકર્ષણ કવિને થાય છે તેની સાથે માનવમા રહેલા કામનામય પુરૂષનુ પ્રતિકાર્ય પણ આપણે જોઈ શકીએ છીએ. અહીં સૌંદર્યને 'પોતાનુ' બનાવવા માટે માનવ પ્રાણનો આર્તનાદ કવિ વ્યકત કરે છે.

સૌંદર્યની અનુભૂતિ સાથે તેની પ્રાપ્તિની નિરાશાની કરુણતાની છાયા પણ એમા રહેલ છે.

એક બીજું ઉદાહરણ લઈએ

"The desire of the moth for the Star
Of the night for the morrow
The devotion to something afar
From the sphere of our sorrow."

અંગ્રેજ કવિ શેલીની આ કવિતામાં સૌંદર્યની ભાવના બાયરનથી જુદી, વધારે સૂક્ષ્મ, અપાર્થિવ તત્ત્વોની સુકુમારતા-વાળી, જણાય છે, અને ચેતનાના કોઇ જુદા જ સ્તર ઉપર તે પ્રતિષ્ઠિત લાગે છે.

એ કવિતામાં કવિ સ્વીકારે છે કે પોતાની પ્રેયસીને પોતે માણસો જેને 'પ્રેમ' કહે છે તે વસ્તુ આપી શકે તેમ નથી. પરંતુ એને બદલે એવા પ્રેમથી કયાંયે ઊંચી વસ્તુ–પોતાના અંતરની ભક્તિ–અર્પણ કરવાને તે ઉત્સુક છે. ક્ષુદ્ર માનવના અંતરમાંથી પ્રગટતી એવી ભકિતનો પ્રભુ પણ ઇન્કાર કરતો નથી: અપ્રાપ્ય સુંદરતાને માટે માનવના અંતરમાં તલસાટ તો રહે છે જ અને એ સ્વાભાવિક છે. માનવમાં જ શા માટે? નાનું સરખું નિર્જીવ પતંગિયું અનંત આકાશ તરફ આકર્ષાય છે, અંધકારમય અમાસની રાત્રિ ઉષાની અને સૂર્યોદયની અમર આશા સેવે છે. દુઃખમય અને શોકાર્ત પૃથ્વી ઉપરથી માનવનું મન કોઈ સુદૂર દિવ્ય વસ્તુ પ્રત્યે સામાન્ય પ્રેમથી ઘણી વધારે ઊંડી એવી ભકિતની લાગણી અનુભવે છે.

કવિની ચેતના પ્રેમની દિવ્યતાને પોતાની ભકિતનો અર્ઘ્ય અર્પણ કરવાની તમન્ના અનુભવે છે. સૌંદર્યને પોતાના હાથમાં પકડી લેવા માટેનું પ્રાણનું આતુર ક્રંદન અહીં નથી.

શેલી અને કિટ્સ બન્ને કવિઓ જીવનરૂપી પાંજરામાં પૂરાયલાં અને છૂટવાને વલખાં મારતાં પંખીઓ જેવા લાગે છે. જીવનમાં સૌંદર્યને મૂર્ત કરવાની ઝંખના, પરાત્પર સૌંદર્યને પ્રાપ્ત કરવાની તૃષા એમની કૃતિઓમાં વરતાય છે. કિટસની પ્રખ્યાત પંકિત "Beauty is Truth and Ttruth Beauty" સૌંદર્ય અને સત્યનું અદ્વૈત પ્રતિપાદન કરે છે તેમાં એની સૌંદર્યની ભાવના કેવી વિશાળ હતી તેનો આપણને ખ્યાલ આવે છે. પરંતુ કિટ્સને

જીવનમાં સૌંદર્યનો અભાવ છે તે કેટલો સાલતો હતો અને પરમ સૌંદર્યનું સર્જન કરવાની એને કેવી અને કેટલી ધગશ હતી તે પણ આપણને એની કવિતામાં જોવા મળે છે

> But Cannot I create ?
> Cannot ? form ? Cannot I fashion forth
> Another world another universe
> To over bear and crumble this to naught ?
> Where is another Chos ? Where ?        Hyperion

"શું હું આ જગતનું નવસર્જન ન કરી શકું ? એક નવા જ જગતની રચના ન કરી શકું ? આ અપૂર્ણ અને અસુંદર જગતનો ભૂક્કો કરીને, એને ઉથલાવી નાખીને એને ઠેકાણે બીજું ન બનાવી શકું ? જગતના સર્જન પહેલાની અરાજક દશા હતી તેવી બીજી એક અરાજક દશા ક્યાં છે ? ક્યાં છે ?"        હાઈપીરીયોન

કવિને જગતનું નવસર્જન કરવાની, આખું જગત નવેસરથી રચવાની એટલી બધી તીવ્ર લાગણી થાય છે કે આદિકાળની વિશ્વની અરાજકતા એને અત્યારે સોંપવામાં આવે તો આખા અત્યારના જગતથી ક્યાંયે વધારે સુંદર અને પૂર્ણતાવાળા જગતનું સર્જન પોતે કરવા તત્પર છે ! અત્યારે જીવનમાં જે વિસંવાદ છે તે દૂર કરવામાં આવે તો આ જગત પોતે સુંદર બની શકે પૃથ્વી ઉપર સૌંદર્ય પ્રગટ કરવાનો ઉપાય અત્યારના જગતમાં પલટો લાવવો—માનવની ચેતનાનું રૂપાંતર કરવું એ છે કિટ્સ જેવા કવિની ઉદાત્ત ભાવના—એના રૂપાંતરને સમીપ લાવે છે

રામ અને સીતા વચ્ચે પ્રથમ દૃષ્ટિએ પ્રેમ થયો તેનું વર્ણન તુલસીદાસ કરે છે તેમાં સૌંદર્યની જુદી ભૂમિકા જોવા મળે છે

> "લોચન મગ રામહિ ઉર આની
> દીન્હે પલક કપાટ સયાની

"લોચનને માર્ગે રામને અંતરમાં પધરાવીને સીતાએ પોતાનાં પલક રૂપી દ્વાર બંધ કર્યાં." અહીં સૌંદર્યની જે ભાવના વ્યક્ત થઇ છે તે રૂપની મોહિનીથી કેટલી બધી જુદી પડે છે! રામના દેહની સુંદરતાનું, સીતાના એના પ્રત્યેના આકર્ષણનું વર્ણન નથી. એ તત્ત્વો હોય તો પણ ગૌણ છે. સીતાના અંતરમાં રામ પ્રત્યે પ્રગટેલો પ્રેમ કેવો સાહજિક, કેવો અંતરાત્માની ઓળખાણ રૂપ હતો તે એ પંક્તિમાં આપણે જોઇ શકીએ છીએ. પોતાના હૃદય મંદિરમાં નેત્રને માર્ગે રામને પધરાવીને સીતાએ નેત્રની પલકવડે કેવળ નેત્રનાં નહિ પરંતુ પોતાના હૃદય મંદિરનાં દ્વાર પણ જાણે બંધ કર્યાં. હવે પછી એમાં બીજા કોઇને માટે સ્થાન રહ્યું નહિ. કાવ્યનો ધ્વનિ તો એનાથી પણ આગળ જઈને રામ પણ એ મંદિરમાંથી બહાર નીકળી શકે તેમ નથી એવું સૂચન કરે છે. શા માટે પ્રેમ થયો? કેવી રીતે થયો? કશો સવાલ અહીં ઉપસ્થિત થતો નથી. સુંદરતાની અનુભૂતિ સર્વવિજયી નીવડી –કારણ? કારણ; અકળ છે; સૌંદર્ય તર્કની જાળની બહાર વસે છે. અહીં અંતરાત્માના વિશુદ્ધ પ્રેમનું સૌંદર્ય આપણે જોઇ શકીએ છીએ. એમાં શેલીની ઊંડી અભીપ્સા અને અપ્રાપ્ય માટેનો તલસાટ નથી: અંતરાત્માને થયેલી સૌંદર્યની અનુભૂતિનો–પ્રેમની પ્રાપ્તિનો–સ્વસ્થ સંતોષ છે, સૌંદર્યની અનુભૂતિની સાર્થકતાનો પ્રશાંત આનંદ વ્યક્ત થાય છે.

સૌંદર્યનું કાર્ય કેવું સ્વાભાવિક, અને નિરપેક્ષ હોય છે તેનું સચોટ ઉદાહરણ ભવભૂતિ આપે છે: विकसति हि पतङ्गस्योदये पुंडरीकम् "સૂર્યનો ઉદય થતાં કમલ આપોઆપ ખીલી ઊઠે છે" કારણ! કારણ કે એ બેની વચ્ચે "આંતરઃકોઽપિ" હેતુ કોઈ અગમ્ય આંતરિક ઉદ્દેશ કાર્ય કરી રહ્યો છે. પુષ્પ અને ભ્રમર વચ્ચેનું આકર્ષણ પણ, એક રીતે, સ્વાભાવિક છે. પરંતુ એ ચેતનાના જુદા જ સ્તિરના ઉપર કાર્ય કરે છે. કમળ અને સૂર્યનો સંબંધ વધારે ઊંચી ભૂમિકાનો અને સૌંદર્યના મૂળ સ્વરૂપની

વધારે નજીકનો છે. સૌંદર્યની એ પ્રકારની અનુભૂતિમાંથી વૈષ્ણવ ધર્મમાં રાધાની અહૈતુકી ભક્તિ અને ખ્રિસ્તી આત્મસમર્પણનો અનેરો મધુરભાવ ને તેને નામે જાણીતો થયેલો પ્રેમનો પ્રકાર આપણા ધર્મમાં જ નહિ પરંતુ સાહિત્યમાં પણ આવ્યો છે.

વર્ડ્ઝવર્થની રસવૃત્તિ સૂક્ષ્મગ્રાહી છે અને પ્રકૃતિમાં વિવિધ સ્વરૂપોની પાછળ રહેલ વ્યાપક ચેતનતત્ત્વોનો–પ્રકૃતિના આત્માનો-એને સંપર્ક થયો હતો. ઘણીવાર બુદ્ધિની ભૂમિકાથી ઉપરના સ્તરો માંથી એને સૂચનો અને સંદેશાઓ મળતા હતા એમ જણાય છે. એની સૌંદર્ય ભાવના પ્રકૃતિના સ્વરૂપોમાં રાચે છે, એની દૃષ્ટિમાં પ્રકૃતિ કેવળ ઇન્દ્રિયગ્રાહ્ય વસ્તુ મટી જાય છે અને કોઇ વ્યાપક દિવ્ય તત્ત્વની સૌંદર્યવેષ્ટિત અભિવ્યક્તિ રૂપ, સજીવ સપ્રાણ બની રહે છે. પ્રકૃતિના ક્ષેત્રની બહાર માનવજીવનમાં, માનવના ચારિત્ર્યમાં, કાર્યોમાં એને એ સુંદરતા દેખાતી નથી. પ્રકૃતિ ઉપર માણસ પોતાની મનોદશાનો અધ્યારોપ કરે છે તે બરાબર નથી એમ તે માનતો. ઉલટું, માનવે પ્રકૃતિની ચેતના સાથે તાદાત્મ્ય સાધીને શાંતિ, સાંત્વન અને સમાધાન મેળવવાં જોઇએ, કારણ કે પ્રકૃતિ સૌંદર્યનું મૂર્તસ્વરૂપ છે. આમ એની સૌંદર્યની ભાવના ચેતનાના જુદા જ સ્તરના ઉપર પ્રતિષ્ઠિત છે,–એમાં જગત અને જીવન જુદા જ સ્વરૂપમાં દેખાય છે. એમાં બહારથી ક્ષુદ્ર દેખાતો માનવ વિશ્વના વિરાટ સંવાદનો અને સૌંદર્યનો ભોકતા બને છે. એની એક કવિતા જોઈશું.

> These beauteous forms,
> Through a long absence, have not been to me
> As is a landscape to a blindman's eye:
> But oft, in lonely rooms, and 'mid the din
> Of towns and cities, I have owed to them

In hours of weariness, sensations sweet
Felt along the blood, felt along the heart.

" પ્રકૃતિનાં આ સુંદર સ્વરૂપો, લાંબી ગેરહાજરીમાં પણ, મારે માટે કોઇ આંધળા માણસની સામે એક પ્રાકૃતિક દૃશ્ય હોય તેના જેવાં,-જાણે અસત્ હોય તેવાં, નથી રહ્યાં. પરંતુ મારા ઘરના ઓરડાના એકાંતમાં, શહેરોના અને ગામોના ઘોંઘાટ વચ્ચે, પરિશ્રાંત અવસ્થામાં આ સ્વરૂપોનાં મધુર સંવેદનો મેં અનુભવ્યાં છે, મારા લોહીના પ્રવાહમાં, મારા હૃદયના ધબકારમાં મેં એમની મધુરતા અનુભવી છે. "

સૌંદર્યની એવી અનુભૂતિમાં

" with an eye made quiet by the power of
Harmony and the deep power of joy
we see into the life of things ."

"પેલા સર્વવ્યાપી સંવાદની અને આનંદની ગભીર શકિતને લઇને આપણી અંતરની દૃષ્ટિ શાંત અને સ્થિર બને છે અને વસ્તુઓની અંદર રહેલા રહસ્યમાં એ દૃષ્ટિ આપણને લઇ જાય છે."

ટાગોરની સૌંદર્યભાવના વિશ્વ જેટલી વિશાળ, તીવ્ર, વિવિધ-રંગી અને રહસ્યમય છે. સૌંદર્યને ટાગોર જુએ છે સદા લલ-ચાવનારી પરંતુ કદી હાથમાં નહિ આવનારી વસ્તુ તરીકે. કવિને મન સૌંદર્ય અજ્ઞાત અને અજ્ઞેયમાંથી, કોઇવાર માનવઆત્માના પ્રણયી પ્રભુ તરફથી સંદેશો લઇ આવતો દૂત છે. પરંતુ જીવનમાં સૌંદર્યને મૂર્ત કરવું એને લગભગ અસંભવિત લાગે છે. કવિ સૌંદર્યને "વિદેશિની" કહે છે,-પરંતુ એ એવી વિદેશિની છે જેને આપણું અંતર ઓળખે છે: "આંખિ ચિનિ, તોમાય, ઓ ગો વિદેશિની !"

'વસંત' ઉપરના કાવ્યમાં સૌંદર્યની અગમ્યતા કવિ કહે છેઃ-

"ઉડાન્ છપને શોભા દેખા દિલે, બાનેરી કિનારે
    તુમિ કોન પથે ચેલે-ચેલે ગો પથિક
        આમિ દેખી નાઇ તોમારે – તુમિ કોન.

"હે પથિક વસંત ! ઓચિંતો, સ્વપ્નની પેઠે, વનને છેડે તું કયે રસ્તે થઈને આવ્યો ? મેં તો તને આવતો જોયો જ નહિ !"–વસંતનો માર્ગ રહસ્યમય છે, અગમ્ય છે. અલબત્ત માટીના સમુદ્રમાં ભરતી આવે છે ત્યારે લીલા સઢની નૌકા પર ચડીને વસંત આવી પહોંચે છે !

"ઉર્વશી"નું કાવ્ય કવિતાના સાહિત્યમાં એક ઉત્તમોત્તમ કૃતિ છે. ઉર્વશી સૌંદર્યની દેવી છે. તેને એ કાવ્ય સંબોધન કરે છે. એમાં કેટલીક કંડિકાઓ આપણને ટાગોરની સૌંદર્યભાવનાનો ખ્યાલ આપશે એમ ધારું છું.

"ન હો માતા, ન હો કન્યા, ન હો બધૂ
    સુંદરી રૂપસી ! હે નંદનવાસિની ઉર્વશી !"

"તું નથી માતા, નથી કન્યા, નથી કુળવધૂ, હે સ્વર્ગના નંદનવનની વાસિની ઉર્વશી !"–સૌંદર્ય કુલવધૂની પેઠે કોઈ પ્રકારની ફરજ બજાવવા માટે નથી, સમાજમાં તે કોઈ ઉપયોગી સ્થાન પૂરતું નથીઃ ફરજ, ઉપયોગિતા વગેરેથી સૌંદર્ય મુક્ત છે. ઉર્વશી સંપૂર્ણ વિકસિત સૌંદર્ય સહિત જન્મે છે, એ સનાતન યૌવના છે.

સુરસભાતલે જબે નૃત્ય કરો, પુલકે ઉલ્લસી
    હે વિલોલ હિલ્લોલ, ઉર્વશી !

છંદે છંદે નાચી ઊઠે સિંધુ માઝે તરંગેર દલ,
શસ્ય શિર્ષે શિહરિયા ઉઠે ધૂસર અંચલ
તવસ્તનહાર હતે નભસ્તલે ખસી પડે તારા
અકસ્માત પુરૂષેર અંતરે વક્ષે માઝે,
ચિત્ત-આત્મ-હારા, નાચે રકતધારા !—

જ્યારે સ્વર્ગની દેવસભામાં તું વિલોલગતિ સહિત, પુલકભેર નૃત્ય કરે છે ત્યારે તારા પ્રત્યેક લયને ઠેકે મહાસાગરની ઊર્મિઓ નાચી ઊઠે છે. વસુંધરાની લીલી સાડી ધાન્યનાં કણસલાંમાં રોમાંચ પ્રગટ કરે છે, નૃત્ય કરતાં કરતાં તારા વક્ષ સ્થળના હારમાંથી નભોમંડળમાં નક્ષત્રો વેરાય છે, પુરુષના હૃદયમાં ઓચિંતી એના ચિત્ત અને આત્માનું હરણ કરી લેનારી રક્તધારા વહે છે.

આમ સૌંદર્યનું મૂર્ત સ્વરૂપ, ઊર્વશી, જ્યારે નૃત્ય કરે છે ત્યારે એની છંદોલયગતિ વિશ્વમાં સઘળે એની સાથે તાલબદ્ધ બને છે, આકાશ, સાગર, પૃથ્વી અને માનવ સૌ એની સાથે તાલમાં ગતિ કરે છે.

એ કાવ્યના અંતભાગમાં કવિ પ્રશ્ન કરે છે "એ પ્રાચીન દિન, જ્યારે ઊર્વશી પૃથ્વી ઉપર વિચરતી હતી તે પાછો આવશે ખરો ?" "સમગ્ર પૃથ્વીનું અંતર એને માટે આર્તનાદ કરી રહ્યું છે." અને કવિ ઉત્તર આપે છે: ના, ઊર્વશી કદી પાછી આવશે નહિ–"ફિરિબે ના. ફિરિબે ના" તેથી કવિ એને "નિષ્ઠુરા," "બધિરા"–નિર્દય અને બધિર કહે છે, કારણ કે પૃથ્વીના આર્તવાદને તે પ્રત્યુત્તર આપતી નથી; તેને સાંભળતી નથી. છેલ્લી ટુકમાં કવિ કહે છે:– ઊર્વશી રૂપી "ગૌરવ શશી" તો હવે અસ્તાચલમાં વાસ કરે છે !

ટાગોર ક્ષુદ્રમાં વિરાટના, સપાટી પર સૂક્ષ્મના જ ગહનના, સગળમાં રહસ્યના દર્શન કરે છે. સૌંદર્યની આકર્ષક શક્તિ, દિવ્ય સંદેશ તરીકેનું તેનું કાર્ય, એની દુષ્પ્રાપ્યતા, અગમ્યતા વગેરે તત્ત્વો ટાગોરની ભાવનામાં રહેલા છે.

શ્રી અરવિંદ સૌંદર્યને દિવ્યતાના સૌથી ઉચ્ચ સ્વરૂપ તરીકે જુએ છે. એમની શ્રદ્ધા છે કે એક દિવસ આપણી પૃથ્વી પર દિવ્ય સૌંદર્ય પ્રગટ થશે. Beauty shall walk celestial on the earth" સ્વર્ગીય સૌંદર્ય એક દિવસ પૃથ્વી ઉપર પગ માંડશે."

"લવ એન્ડ ડેથ"–પ્રેમ અને મૃત્યુ. 'ઉર્વશી'–અને 'સાવિત્રી' ત્રણ કાવ્યોનો વિષય પ્રેમ છે. Rose of God'–નામના ટૂંકા કાવ્યમાં આપણને અપાર્થિવ સૌંદર્યની ઝાંખી થાય છે. શાશ્વત અનંત અને કાળમાં પ્રગટ સેતુ વચ્ચેનો સમુ એ નાના કાવ્યમાં ઇન્દ્રધનુની સુંદરતા ધારણ કરે છે. વ્યક્ત જગતની પાછળ રહેલ સક્રિય દિવ્ય સૌંદર્ય આપણે જોઈએ છીએ.

આ કાવ્યોનો દષ્ટા સાચા સૌંદર્યને જાણે છે એટલું જ નહિ પરંતુ એની સાથે ગાઢ પરિચયમાં છે એમ લાગે છે. એને સમગ્ર વિશ્વ સૌંદર્યમંડિત દેખાય છે, એમની કૃતિમાં વૈશ્વિક સૌંદર્ય નિર્વૈયક્તિકતામાંથી–તટસ્થતામાંથી–પ્રગટે છે પરંતુ એની સઘનતા અંગત સંવેદનથી કયારે વધારે ગાઢ છે એ દ્દષ્ટાને માનસિક પ્રાણની ભૂમિકાના, જીવનના વિવિધ ક્ષેત્રોના સૌંદર્યનો યથાર્થ પરિચય છે પરંતુ એની પાસે મનથી ઊર્ધ્વ ભૂમિકાની દૃષ્ટિ છે તે એ વસ્તુઓને જુએ છે. વળી ઊર્ધ્વમાં પ્રતિષ્ઠિત હોવાથી તે અવાસ્તવિક બને છે એવું નથી–કિન્તુ તે સઘન છે, ઘન વાસ્ત વિકતાવાળી છે. 'સાવિત્રી'ના પાત્રના સ્વરૂપોનું વર્ણન ચાર જુદે જુદે પ્રસંગે એમના મહાકાવ્યમાં જોતાથી આ વાતની ખાતરી થાય છે. ખરું જોતા, શ્રી અરવિંદને એ ઊર્ધ્વભૂમિકામાંથી પરમ

સૌંદર્યની વિદ્યુતના ચમકારા માત્ર નહિ પરંતુ એમ લાગે છે કે એમની ચેતનાની સ્થાયી પ્રતિષ્ઠા એ ભૂમિકામાં થયેલી હોઇ એમની વાણી, એમનું સર્જન ત્યાંથી પ્રગટે છે. સહજ જ્ઞાન, પ્રેરણા, ક્રાંતદર્શન–અધિમનસ એ મનથી ઊર્ધ્વ સ્તરોમાંથી સર્જન કરે છે. સૌંદર્ય એ કલાકારની સલામત સંપત્તિ છે, એને સૌંદર્યનું સાચું સંવેદન થાય છે–થયું છે, અને તેની સચોટ અભિવ્યક્તિ પણ એણે સિદ્ધ કરી છે–એવી અભિવ્યક્તિને માટે જ "અનિવાર્ય" કૃતિ શબ્દનો પ્રયોગ થાય છે.

**रसो वै सः**

સંસ્કૃત રસ શાસ્ત્રમાં 'આર્ષ' અને 'લૌકિક' એવા સાહિત્ય સર્જનના બે પ્રકારોનો સ્વીકાર છે. વેદ ઉપનિષદ અને ગીતા વગેરે તો ધર્મશાસ્ત્રોમાં ગણાય છે અને એમને રસશાસ્ત્રના સામાન્ય ક્ષેત્રની બહારનાં ગણવામાં આવે છે. મહાકવિ ભવભૂતિ ઉત્તરરામ ચરિત્રના આરંભમાં આ ભેદ સ્પષ્ટતાપૂર્વક રજૂ કરે છે :–

> लौकिकानां तु साधूनां अर्थवागनुवर्तते ।
> ऋषीणां पुनराद्यानां वाचमर्थोऽनुधावति ॥

"લૌકિક–સામાન્ય–સાધુ પુરુષોની બાબતમાં એમની વાણી અર્થને અનુસરે છે; પરંતુ આર્ષ સ્રષ્ટાઓની કૃતિઓમાં અર્થ વાચાનું અનુસરણ કરે છે." પ્રેરણાવડે પ્રાપ્ત થયેલ વાણીમાં બૌદ્ધિક અર્થ આપોઆપ આવી મળે છે. એવી કૃતિ બુદ્ધિવડે સરજાતી નથી. એનો કર્તા, ખરું જોતાં, એનો રચનાર નહિ પરંતુ જોનાર, અર્થાત 'દ્રષ્ટા' અને સાંભળનાર, એટલે કે 'શ્રોતા' હોય છે.

શાકુંતલમાં પણ કાલિદાસ એ પ્રકારની દિવ્ય વાણી વડે અશરીરીવાક્ વડે– માનવને જ્ઞાન થઇ શકે છે એ વાતનો ઉલ્લેખ

એકથી વધારે વાર કરે છે: કણ્વઋષિને શકુંતલા–દુષ્યંતના ગાંધર્વ વિવાહની તથા શકુંતલા સગર્ભા છે એ હકીકતની જાણ કોઈના કહ્યા વિના થાય છે. છેલ્લા અંકમાં મરીચિ ઋષિને પણ 'અશરીરી-વાચા' વડે જ્ઞાન થયાનો, પરસ્પર વિચારની આપલેનો ઉલ્લેખ છે.

ક્રાંતદર્શન વડે થયેલાં સર્જનોને રસશાસ્ત્રના સામાન્ય ધોરણો અને નિયમો લાગુ થતા નથી. ગ્રીક સાહિત્યમાં પણ, સંસ્કૃત રસશાસ્ત્રની પેઠે, 'દૈવી આવેશ' ઉત્તમ કવિતાના સર્જન માટે આવશ્યક મનાતો હતો. વિવેચકો આજે પણ સાહિત્યકૃતિનાં મૂળ રહસ્યમાં ઢંકાયલાં છે એ વાતનો સ્વીકાર કરે છે. ઉ. ત. સી. ડૅ. લ્વીસ 'ધી પોએટીક ઇમેજ'માં કાવ્યસર્જનની પ્રક્રિયાનું પૃથક્કરણ કરતાં છેવટે એને "રહસ્યમય" કહીને સફળતા સાધવા માટે "એકાગ્રતા"નો "Prayer of the intellect" "બુદ્ધિની પ્રાર્થના"નો આશ્રય લેવાનું કહે છે.

'It is a veiled vision, a partial intuition communicated to him(the poet) from the depth of humam heart. If he needs mystery, the last mystery is there and, of all that proceeds from man's heart, nothing is more mysterious than virtue the disinterested movements of moral fervour and intellectual curiosity, the spontaneous springs of Mercy, Pity, Peace and Love' (The Poetic Image).

"કવિને પ્રેરણા મળે છે તે એના હૃદયનાં ઊંડાણમાંથી એને સંદેશા રૂપે મળતુ સહજ જ્ઞાન હોય છે. અને સર્જકને રહસ્ય જોઈતું હોય તો આખરી રહસ્ય પણ ત્યાં જ છે; માનવના હૃદયમાંથી, જે વસ્તુઓ પ્રગટે છે તે બધામાંથી સદ્દગુણ, સાધુતા–નૈતિક ઉત્સાહની અનાસક્ત ક્રિયા અને બુદ્ધિનું કુતૂહલ,

હૃદયમાંથી આપોઆપ પ્રગટતાં કરુણા, દયા, શાંતિ અને પ્રેમનાં ઝરણાં – કરતાં વધારે રહસ્યમય કશું નથી."

'રસ'નો સામાન્ય અનુભવ આનંદ આપે છે એટલે ઘણીવાર રસ અને આનંદને એક ગણવામાં આવે છે. પરંતુ એ બેમાં સૂક્ષ્મ ભેદ રહેલો છે. રસાસ્વાદ માટે 'સ્વ'–'પોતે'–ભોક્તા આવશ્યક છે, આનંદમાં 'સ્વ'નો સંપૂર્ણપણે લય પણ થઈ જાય. વળી આનંદ કોઈપણ બાહ્ય વસ્તુના સંપર્ક વિના સંભવે છે. 'રસ'નો અનુભવ થવા માટે કોઈ સામગ્રી આવશ્યક છે. અલબત્ત રસનો આસ્વાદ લેવા માટે ભોક્તા 'સ્વ' અનુભવની સામગ્રીથી એક બાજુ તટસ્થ હોય છે તો બીજી બાજુ સમગ્ર માનવજાતિમાં વ્યાપક વિશ્વાત્મા જોડે તે તાદાત્મ્ય પણ અનુભવે છે–તેની સાથે તલ્લીન થાય છે. સાહિત્યમાં જે રસાસ્વાદ મળે છે તે એ પ્રકારનો હોય છે: કાવ્યના ભાવ સાથે, નાટકના કે વાર્તાના પાત્ર સાથે એક બાજુ અંગત અનુભવથી સ્વતંત્ર એવી એકતા અને તલ્લીનતા અને તેની સાથે તટસ્થતા પણ અનુભવાય છે ત્યારે રસાસ્વાદ મળે છે. એ રીતે વ્યક્તિ પોતાના પરિમિત 'અહં'ની મર્યાદાઓને વટાવી જઈ શકે છે અને સર્વમાં જે એક વ્યાપી રહ્યો છે તેનો અનુભવ કરે છે ત્યારે તેને જે આનંદ થાય છે તે રસાસ્વાદનો આનંદ છે. એક રીતે, ચેતનાના અદ્વૈતની અનુભૂતિનો એ આનંદ હોય છે તેથી વિશ્વનાથે એને "બ્રહ્માનંદ સહોદર" કહ્યો છે.

રસાસ્વાદ કરાવવો એ સાહિત્યનો ઉદ્દેશ છે એમ મનાય છે. અને તેથી સાહિત્યની કૃતિનું મૂલ્ય રસાસ્વાદ કરાવવાની તેની શક્તિ ઉપર આધાર રાખે છે. આ સામાન્ય સ્વીકૃત સિદ્ધાંતનો આધાર લઈને સાહિત્યના એકાંગી ઉપાસકો એમ પણ પ્રતિપાદન કરવા પ્રયત્ન કરતા હોય છે કે સાહિત્ય તો આનંદલક્ષી વસ્તુ છે, એને અને સત્યને દશી લેવા દેવા નથી. અથવા, એમ પણ કહેવાય

છે કે આનંદનું રૂપ લઈને વ્યકત થતું હોય, આનંદ ઉપર જ પ્રતિષ્ઠિત હોય તો જ સત્ય કાવ્યમય બની શકે. આ માન્યતામાં સત્ય પોતે, એટલે કે સત્યની અનુભૂતિ, ઊંચામાં ઊંચી કવિતા કે સાહિત્ય બની શકે છે એ વાત ભુલાઈ જાય છે. અલબત્ત, અહીં ધ્યાનમાં રાખવું જોઈએ કે 'સત્ય' એટલે સત્યને વ્યકત કરનાર બૌદ્ધિક વિચાર માત્ર, કેવળ માનસિક સત્ય, નહિ. અથવા તો, ઘટનાનું બયાન કે બુદ્ધિવડે, કે બુદ્ધિને માટે કરેલું કોઈ તાત્વિક વિધાન તે સત્ય એવુ સમજવાનું નથી. સત્ય પોતે માનવની ગવેષણાનો વિષય બની શકે છે અને એની શોધ ભવ્ય પ્રકારની, આનંદના ઉદ્રેકવાળી, અને સૌંદર્યપૂર્ણ પણ હોઈ શકે છે. ટૂંકામાં, કવિ કે સર્જક જેમ સૌંદર્યનો પ્રેમી હોય છે તેમ સત્યનો પણ પ્રેમી હોઈ શકે છે. કવિતાના ઉત્તમોત્તમ પ્રકારના વર્ણનમાં 'અનિવાર્ય શબ્દ,' 'અમર લય કે છંદ,' 'નિરપેક્ષ વાણી' વગેરે પ્રયોગો થાય છે તે પણ એવી કવિતાની શકયતા બતાવે છે.

* * * *

અત્યારનુ આપણું રસાસ્વાદ કરવાનું તંત્ર માનવની પ્રકૃતિનાં કરણો ઉપર પ્રતિષ્ઠિત છે. એટલે કે બુદ્ધિ યાને વિચાર તંત્ર, ભાવનું કેન્દ્ર, તથા ભાવનાં સ્પંદનો, પ્રાણમાં થતા સંકલ્પ વિકલ્પો અને કામના તથા મહત્વાકાંક્ષાના કેન્દ્ર ઉપર તથા કલ્પનાવડે સાધી શકાતા એ ક્રિયાઓના તાદાત્મ્ય ઉપર આધાર રાખે છે.

'રસ'નો અર્થ બરાબર બેસાડવામાં વૃક્ષમાં મૂળથી પાંદડાં પુષ્પ અને ફળ સુધી જે દ્રવ-પ્રવાહી રસ વહેતો હોય છે તેનો ખ્યાલ મદદ કરે તેવો છે. વૃક્ષમાં વહેતો 'રસ' એનો જીવનરસ છે, વૃક્ષનું જીવન એના ઉપર આધાર રાખે છે. એ રસનો પરિપાક ફૂલરૂપે અને ફલરૂપે થાય છે. તેમના વડે આપણે એ રસનો આસ્વાદ લઈ શકીએ છીએ. સાહિત્ય, કલા, સંગીત, વગેરેમાં જે

રસની વાત આવે છે તે, વનસ્પતિની સૃષ્ટિમાં વહેતા રસના જેવો જ જીવનમાં વહેતો વિશ્વવ્યાપી આનંદનો રસ છે. જીવનને તે જ ટકાવી રહ્યો છે. એટલે તો પેલા ઉપનિષદમાં કહ્યું છે: कोह्येवान्यात् कः प्राण्यात् यदेष आकाश आनंदो न स्यात्। "આ સર્વવ્યાપી આનંદનું તત્ત્વ ન હોત તો કોણ શ્વાસ લેતું હોત, કોણ જીવન ધારણ કરત?" એ વ્યાપક આનંદ જ કલાસર્જકની ચેતનામાં સર્જન કરે છે, અને તેમ કરતાં પોતે રસાસ્વાદ લે છે અને બીજાઓને આપે છે, કરાવે છે.

આપણી વિકાસ દશામાં અત્યારે રસવૃત્તિ, રસાસ્વાદની શકિત, સૌંદર્યબોધ વગેરે માનસિક, પ્રાણમય અને સ્થૂલ ચેતનામાં મર્યાદિત છે. એટલે કે, મનોમય કલ્પના, ભાવનું હર્ષ શોક, આશા નિરાશા, રાગ દ્વેષ, પ્રેમ, શ્રદ્ધા વગેરેનું બનેલું તંત્ર; પ્રાણનો કામના, વાસના મહેચ્છા વગેરેનો પ્રદેશ; જીવનના નજીવા કે મહાન પ્રસંગો એ વગેરે આપણી રસવૃત્તિનો કાર્ય પ્રદેશ છે. અત્યાર સુધી મોટે ભાગે ચેતનાના એ ક્ષેત્રોમાંથી મળતી અનુભવની સામગ્રીનો ઉપયોગ સાહિત્યસર્જન અને રસાસ્વાદ માટે થયો છે એટલે રસાસ્વાદ પણ એ ક્ષેત્રોમાં મર્યાદિત રહે છે. સમયે સમયે, ચેતનાના કોઇ ગહન પ્રદેશમાંથી અલૌકિક પ્રકાશનાં કિરણો, દિવ્ય વિદ્યુતના ઝબકારા પેઠે, સર્જક ચેતનાને આલોકિત કરે છે એ વાતનો સ્વીકાર કરવામાં આવે છે. 'પ્રેરણા,' 'કોઇ અગમ્ય ઉગમસ્થાન,' 'સૂઝ,' સ્ફુરણા વગેરે ઉત્તમ કૃતિઓ માટે જવાબદાર ગણાય છે, પણ તે જાણે અપવાદ જેવી ઘટના તરીકે.

પરંતુ માનવચેતના વિકાસશીલ હોય, આરોહણ કરવું એ એનો ધર્મ હોય, પોતાની મર્યાદાઓનું ઉલ્લંઘન કરવાની એના અંતરમાં સતત પ્રેરણા રહેલી હોય તો અત્યાર સુધી માનવે જે માનસિક ચેતનાને પ્રાપ્ત કરી છે તેને વટાવીને ઊર્ધ્વમાં ઉત્થાન કરે યાતો

અહંમાંથી વિસ્તરીને વિરાટ વિશ્વ સાથે એકતા કરે, એનું ચિંતન, એની સર્જક શક્તિ, અને આસ્વાદનું એનું ક્ષેત્ર પણ સીધી સપાટીમાં જ કેવળ નહિ પણ ઊંચે ઊર્ધ્વમાં વિસ્તાર પામે, આરોહણ કરે એ સ્વાભાવિક છે.

એવું ચેતનાનું ઉત્થાન સચેતન, સસંકલ્પ પ્રયત્ન કરે શક્ય છે, કારણ કે માનવના અંતરમાં એવી અભીપ્સા આરંભની જ પ્રતિષ્ઠિત છે. એવું ઉત્થાન 'શક્ય છે—લાંબેગાળે સહેને 'અનિવાર્ય' હોય—કારણ કે અત્યારે માનવની સામે પસંદગી કરવાની સ્વતંત્રતા રહેલી છે, અને પોતાના અંતરની ઊંડી અભીપ્સાને વફાદાર બનીને માનવ એના ઉત્થાન માટે—આરોહણ માટે,—સચેતન પ્રયત્ન કરે એવી એના પ્રત્યે વિરાટ—પ્રકૃતિની માગણી છે

ચેતનાનું મનની ભૂમિકાથી ઉપર ઉત્થાન એટલે તો જીવન પ્રત્યે ત્યાગની, ઘૃણાની વૃત્તિ નહિ તો ઉદાસીનતા તો ખરી જ એમ મનાય છે. એવી સ્થિતિ તો અભાવાત્મક જ હોય. પરંતુ એ માન્યતા એક મોટી પ્રચલિત ભૂલ છે માનવ ચેતનાનું ઊર્ધ્વમાં ઉત્થાન માનવના પ્રાકૃતિક કરણોના કાર્યમાં એક પ્રકારનું intensification શક્તિનું ઘનીકરણ કરે છે,—સઘનતામાં અપૂર્વ વધારો કરે છે એટલે આસ્વાદની તેની શક્તિ પણ ઘણી સૂક્ષ્મગ્રાહી, વિશાળ અને સઘન બને છે. ખરું જોતાં એવું ઉત્થાન કરીને માનવચેતના ઉદાસીનતા કે અભાવાત્મક સ્થિતિમાં નહિ પરંતુ આધ્યાત્મિક આરામની અને મનના પ્રસાદની ભૂમિકામાં પહોંચે છે,—એવી વિશ્વવિશાળ આરામની સ્થિતિ એનો પાયો હોય છે. એમાંથી તે વધારે સારી રીતે અને સારી એટલે કે સમગ્ર રીતે જીવનનું દર્શન કરી શકે છે. વળી એવું ઉત્થાન કે આરોહણ વ્યક્તિને બીજા બધાથી "જુદી" પાડશે—એ સ્થિતિને કાયમ રાખવા માટે એને અંતરમાં સર્વથી—જીવનથી—દૂર રહેવાની

ફરજ પાડશે તેથી તે એકલવાયી સ્થિતિ કોઇ વિશિષ્ટ વ્યક્તિને માટે આનંદદાયક ભલે હોય પણ રસાસ્વાદ માટે જે સર્વાનુભવ આવશ્યક છે તે એ સ્થિતિમાં શક્ય નથી એમ પણ કેટલાકને લાગે પણ એ ખરું નથી. ચેતના ઉત્થાન પામે તેની સાથે વિશ્વ સાથેનું એનું અદ્વૈત પણ વિસ્તાર પામે છે. જેમ વધારે ઊર્ધ્વમાં ઉત્થાન તેમ વ્યકત વિશ્વના વધારે નીચેના સ્તરો સાથે તેની એકતા વધે છે.

વિશ્વ સાથે એકતા વધે, વિસ્તરે, અને એવી એકતા તરફનો ઝોક વધતો જાય એનો અર્થ જીવનમાં જે પ્રત્યક્ષ ભેદ રહેલા છે, જે વિવિધતા છે, વિશિષ્ટતાઓ છે તેની રેખાઓ એ વ્યક્તિ માટે ઝાંખી થઇ જશે, તદ્દન અદશ્ય થઈ જશે એમ માનવાને કારણ નથી. ચેતનાના ઊર્ધ્વ શિખર ઉપરથી એની દૃષ્ટિ ભેદને, વિવિધતા વગેરેને, જોઇ શકે છે, પરસ્પર વિરોધી વસ્તુઓને, તત્ત્વોને પણ જોતી જ હોય છે પરંતુ પોતાના વિશાળ દર્શનમાં પ્રત્યેકનું સ્થાન રહેલું છે તે પણ જુએ છે અને જાણે છે: વિરાટના કાર્યમાં એ બધાં એને સંવાદી જણાય છે. ઉદાહરણ તરીકે, રાવણનું પાત્ર અસુરની પ્રકૃતિને યથાર્થરૂપે વ્યકત કરે તો તેને પરિણામે એ પાત્ર સૌંદર્યનો અનુભવ કરાવે છે તથા રામાયણના વિશ્વની યોજનામાં એનું સ્થાન પણ એ દૃષ્ટિ જોઈ શકે છે,–એ યોજનામાં રાવણના પાપને પણ સ્થાન હોય છે.

એટલે ચેતનાનું ઉત્થાન જેણે પ્રાપ્ત કર્યું છે એની રસાસ્વાદની ક્રિયામાં સૌથી પ્રથમ વિશ્વના વિરાટ દર્શનનો, વિશ્વવ્યાપી સંવાદનો ભોગ તે કરે છે, કારણ કે વિશ્વવ્યાપી પ્રેમના ઉપર, વિશ્વવ્યાપી આનંદની અનુભૂતિના ઉપર એ સૌંદર્યબોધ પ્રતિષ્ઠિત હોય છે. માનસિક ચેતનામાં પણ એ વસ્તુઓ–સૌંદર્ય, પ્રેમ, આનંદ વગેરેને લઇને રસાસ્વાદ મળે છે પરંતુ ત્યાં એ અનુભવ તાત્કાલિક,

પ્રસંગ પૂરતો, ઘટનાના આઘાતને આભારી, માનસિક કે ભાવના ક્ષોભમાંથી ઉત્પન્ન થયેલો, યાતો પ્રાણના તીવ્ર આવેગનું પરિણામ હોય છે. ખરું જોતાં, સર્વવ્યાપી આનંદની મૌલિક વાસ્તવિકતા, થોડા સમય માટે, જીવનની આજુબાજુ વીંટાઇ રહેલા અજ્ઞાનના ગાઢ આવરણને ભેદીને તેમાં પ્રવેશ કરે છે ને પરિણામે રસાસ્વાદની અનુભૂતિ માનસિક ચેતનાને થાય છે. પરંતુ મનથી ઉપરની ચેતનાની ભૂમિકામાં તો એ અનુભૂતિ એનો સ્વાભાવિક ધર્મ થઇ રહે છે, હોય છે. એ વ્યકિતની જ્યાં જ્યાં નજર પડે છે, ત્યાં ત્યાં તે તે વસ્તુને સૌંદર્ય સ્પર્શી રહેલું તેને જણાય છે, એ જ એને આકાર આપતું હોય છે, એ જ એને ટકાવી રહેતું હોય છે. અર્થાત્, સર્વત્ર સૌંદર્યને તે જુએ છે અને સર્વમાં વ્યાપક એકને તે પામે છે. એ અનુભૂતિનાં આંતર પરિણામો સહાનુભૂતિ, પ્રેમ, આનંદ વગેરે હોય છે.

પરંતુ અહીં એક વાત આપણે ધ્યાનમાં રાખવાની જરૂર છે. ને એ કે આ મનથી ઊર્ધ્વમાં જે ચેતનાના સ્તરો છે તે બધા કેવળ સૌંદર્યલક્ષી જ હોય છે, યાતો, એમને કેવળ સૌંદર્ય સાથે જ લેવાદેવા છે એવું નથી. એમને તો સત્ય, જ્ઞાન, વિશ્વત્વ વગેરે સાથે પણ સંબંધ હોય છે. એક રીતે જોતાં એમ પણ કહી શકાય કે સત્ય સાથેનો એનો સંબંધ સૌથી મૌલિક પ્રકારનો છે. એ સત્ય એવું વિશાળ અને વ્યાપક હોય છે કે એમાં અસત્ય, ભૂલ, સત્યની અનેક શકયતાઓ, એનાં શકય સ્વરૂપો, સર્વનો સમાવેશ થઇ જાય છે. વળી બુદ્ધિની ઉપરના સ્તરનાં સત્યો પણ એમાં આવી જાય છે.

· રસાસ્વાદ પૂરતા મનથી ઊર્ધ્વ ચેતનાના જે સ્તરો છે તેમના વિષે આપણે કહી શકીએ કે એ બધામાં એક પ્રકારનો મૌલિક, અને વિશ્વવ્યાપક રસાસ્વાદ કરવાની અને કરાવવાની શકિત

હોય છે. એ ભૂમિકામાં કોઇ વિરાટ તત્ત્વ હોય છે જે સાક્ષીરૂપે સઘળું જોઇ શકે છે, અનુભવે છે, પોતે સંવેદનશીલ બની શકે છે, અને વસ્તુની પાછળ જે વાસ્તવિકતા કાર્ય કરી રહી હોય છે તેનો પ્રત્યુત્તર આપે છે, તેના પ્રત્યે પ્રતિકાર્ય કરે છે. મનથી ઊર્ધ્વમાં રહેલી રસાસ્વાદની શકિત ખરું જોતાં બે સ્વરૂપો ધારણ કરી શકે છે. ૧. એક જે સ્થિર દ્રષ્ટા તરીકે સઘળું તટસ્થ વિશ્વવ્યાપી દ્રષ્ટિવડે જુએ છે, અનુભવે છે, જાણે છે તે અને ૨. બીજું ક્રિયાત્મક કોઈ સર્જન કરે છે તે. હવે મનથી ઉપર રહેલી ચેતનાની ભૂમિકાઓમાંથી સર્જન કરવાની ક્રિયાને સ્થાપન કરી શકાય તેમ છે. એ પ્રમાણે ઉપરની ચેતનાની સર્જન શકિત માનવમાં સક્રિયપણે સ્થાપિત થાય તો સમગ્ર સ્ત્રિતંત્રમાં ઘણાં પરિવર્તનો થવાનો પ્રસંગ ઉપસ્થિત થાય એ નિર્વિવાદ છે. અત્યારનાં પ્રચલિત આદર્શો મૂલ્યો, દૃષ્ટિ વગેરેમાં ઘણા ફેરફારો થઇ જાય. કલાની આયોજન રીતિમાં પણ ફેર થઈ જાય.

ઊર્ધ્વમાંથી અવતરણ કરીને વ્યકત થનાર કૃતિ કે કાવ્ય એક સર્જક શકિત છે એવો અનુભવ કેટલીક વાર કલાકારને થાય છે; એ શકિત કેટલીકવાર કર્તાના જીવનનું નવનિર્માણ કરી આપે છે. અને એ ક્રાંતદૃષ્ટિ વિરાટ પ્રત્યે અભિમુખ થયેલી હોય તો પરિસ્થિતિની આવશ્યકતા અનુસાર, સમષ્ટિ જીવનમાં બાહ્યક્રાંતિ પણ લાવી શકે છે. સ્વ. કાવ્યકંઠ પં. ગણપતિશાસ્ત્રીએ પોતાની એક કૃતિમાં આ વસ્તુનો ઉલ્લેખ કર્યો છે: "निर्माति नूतन समयं कविता विदोषात्" કવિતા નવયુગનું નિર્માણ કરી શકે છે. બંકિમચંદ્રનો મંત્ર 'વંદેમાતરમ્' વર્તમાન જમાનામાં એ શકિતનું ઉદાહરણ પૂરું પાડે છે.

એવું ઊર્ધ્વ સ્તરોમાંથી થતું કલાસર્જન આનંદ આપશે કે કેમ એવો સવાલ કેટલાકને થાય એ સ્વાભાવિક છે. એવી કૃતિ

આનંદ તો આપે જ પરંતુ એ આનંદ મઝા કે મોજથી જુદી જ વસ્તુ છે. સંસ્કારી રીતે કાળક્ષેપ કરવાનું સાધન પણ આનંદ નથી હોતો. પોતાના દિવ્ય પ્રકાશથી એ કૃતિ જીવનને પ્રકાશિત કરીને આપણને બતાવે છે આવા પ્રકાશનો આસ્વાદ લેવા માટે આપણી રસવૃત્તિ એ ઉચ્ચતત્ત્વોથી કેળવાવી જોઈએ

આ રીતે જોતા કવિતા જીવનના અનુભવનુ રસાન્વિત નિદિધ્યાસન માત્ર નથી ખરું જોતા માનવ આત્માની સદા સમુત્ક્રાન્તિશીલ રસ શક્તિનો વાણીમા આવિર્ભાવ તે કવિતા એમ કહી શકાય.

મનની ઉપરના સ્તરોમા 'વિશ્વ-માનવ' જ જીવન ધારણ કરતો હોય એમ જણાય છે એ વિશ્વાત્મા જ ઊર્ધ્વમાથી દૃષ્ટિપાત કરીને જીવનમા થઈ રહેલા પોતાના જ કાર્યનુ અવલોકન અને મૂલ્યાકન પણ કરતો હોય છે. એ દૃષ્ટિ જ સર્વ પદાર્થના સ્વરૂપોમા એવુ રૂપાંતર સાધી આપે છે કે નાનામા નાની વસ્તુ તથા સમગ્ર બ્રહ્માડનુ સ્વરૂપ જુદું જ બની જાય છે કશા પણ બાહ્ય ફેરફાર વિના.

## માનસિક ચેતનાથી ઊર્ધ્વમાં સર્જન અને રસાસ્વાદ

માનસિક ચેતનાથી ઉપર જે તત્ત્વો કાર્ય કરે છે તેમનું વિશદ નિરૂપણ શ્રી અરવિંદે પડેલવહેલું કર્યું છે. કર્ણાટક યુનિવર્સિટીના ડૉ. ગોકાક એ કાર્ય વિષે લખે છે –

"આ- એટલે કે શ્રી અરવિંદ એક એવા મહાજ્ઞાની પુરુષ થઈ ગયા જેમણે આધ્યાત્મિક સાક્ષાત્કારના શિખર ઉપરથી અને તેમની ગહરાઈઓમાથી, પોતાના ક્રાંતદર્શનમા સદા સ્થિત રહીને, ચાલીસ વર્ષ સુધી જગતના અને જીવનના સર્વ ક્ષેત્રો ઉપર પોતાની જ્ઞાનોજ્જવલ દૃષ્ટિ નાખ્યા કરી છે. માનવતાની ક્ષિતિજના ઉપર એમણે જે નક્ષત્રો પ્રગટાવ્યા છે તે કોઈ નવી જ સંસ્કૃતિના પુરોગામી છે."

કવિતાનો ખરો સર્જક અંતરાત્મા છે,– બુદ્ધિ, કલ્પના, ભાવ પ્રાણ વગેરે તો અંતરાત્માનાં કરણો છે. કવિતા જ્યારે સૌથી વધારે ઊર્ધ્વમૂલમાંથી આવે છે ત્યારે તેને દૃષ્ટિ કે શ્રુતિ કહેવાય છે. જ્યારે તેનું ઉત્તમોત્તમ સ્વરૂપ તે પ્રાપ્ત કરે છે ત્યારે તે મંત્ર બને છે. અર્થાત્, કોઇ મહાન આધ્યાત્મિક સત્ય, કોઇ અલૌકિક દર્શન ચેતનામાં પ્રગટ થાય અને એના મૂર્તસ્વરૂપમાં વિચાર તત્ત્વની, ભાષાની અને લયની વધારેમાં વધારે સઘનતા–તીવ્રતા પ્રગટ થાય ત્યારે 'મંત્ર'નું સર્જન થયું ગણાય.

શ્રી અરવિંદે માનસિક ચેતનાથી ઊર્ધ્વમાં રહેલી ચેતનાના જુદા જુદા સ્તરો, તેમના ધર્મો, શક્તિઓ વગેરેની વિશદ અને વિગતવાર સમજૂતી આપીને ઘણી સરળતા કરી આપી છે.

અત્યાર સુધી આપણા લોકોમાં માનસિક ચેતનાની ઉપરની ભૂમિકાની અગત્ય ફક્ત આધ્યાત્મિક સાક્ષાત્કાર માટે, સાક્ષાત્કાર પૂરતી અંકાઇ છે. પરંતુ એ ઊર્ધ્વ ભૂમિકાઓમાં કેવળ નિષ્ક્રિયતા વાળી ચેતનાવસ્થા જ હોય છે એવું નથી, એ ઊર્ધ્વ ચેતનાઓ સક્રિય પણ હોય છે, વ્યક્તિના જીવન ઉપર ક્રાંતિકારી અસર કરી શકે છે, કવિતા અને કલા જેવી સંસ્કારી પ્રવૃત્તિમાં નવસર્જન કરવામાં પોતાનો ફાળો આપી શકે છે એ વાતનો સ્વીકાર થયેલો જોવામાં આવતો નથી.

ખરું જોતાં, માનસિક ચેતનાથી ઊર્ધ્વમાં જે કલારૂપ હોય છે તે સર્જકની મનોમય ભૂમિકામાં અવતરણ કરે છે. એ પ્રમાણે જ્યારે તે અવતરણ કરે ત્યારે મનોમય ભૂમિકાના મૌલિક ધર્મને તે સમૂળે બદલી નાંખતું નથી. અર્થાત્ પ્રેરણા, ક્રાંતદર્શન, અધિમનસ વગેરે ઊર્ધ્વ ભૂમિકાની ચેતના માનસિક અને પ્રાણમય ચેતનામાં અવતરણ કરીને તેનો સ્પર્શ કરે ત્યારે કવિતાની વાણીમાં

સૂચન, ધ્વનિ, ભણકાર વગેરે શક્તિ પણ કેટલીક વાર આપોઆપ આવે છે. ટૂંકમા માનસિક ચેતનાની શક્તિઓને તે વિશાળતા અર્પે છે, એમને વધારે સાદ્ર, સુંદર અને વિશુદ્ધ કરે છે તથા એમનુ ઉન્નયન પણ કરે છે. પરંતુ મનોમય ભૂમિકાના મૌલિક ધર્મમા એનુ અવતરણ આમૂલ પરિવર્તન કરતુ નથી

માનસિક ચેતનાથી ઉપરની ભૂમિકાઓનુ સચેતન જ્ઞાન જેમને નથી થયું હોતુ તેમની કૃતિઓમા પણ સર્જકોથી અજ્ઞાત રીતે એ ઊર્ધ્વ ચેતનાઓનો સ્પર્શ, એમની અસર, જોઇ શકાય છે. થોડા ઉદાહરણોથી આ મુદ્દો વધારે સ્પષ્ટ થશે.

"I spoke as one who never again would speak,
And as a dying man to dying men"

આમ આ પંક્તિઓ ઉપર ઉપરથી જોતા તદ્દન સાદી, સામાન્ય ઘટનાના વિધાન જેવી લાગે છે. મરણની છેલ્લી ઘડીની કોઇની એ ઉક્તિ છે. "ફરીને જે કદી બોલનાર નથી એવી એક વ્યક્તિ તરીકે હુ બોલ્યો,–મરતો હું મરણશીલ માનવો પ્રત્યે બોલ્યો" સાદી ઉક્તિમા કોઈ વિશિષ્ટ આતર પરિસ્થિતિને લઇને ઊર્ધ્વ ચેતનાનો સ્પર્શ થયો છે અને વિશ્વમા વ્યાપક એક વસ્તુની કરુણતા–મરતો માનવ મરણ શીલ–આખરે મરનાર–માણસો પ્રત્યે બોલે છે તેમા રહેલી છે. એટલે ઊર્ધ્વ ચેતનાના સ્પર્શના પુરાવા તરીકે અનંતનુ કે એકમેવાદ્વિતીયનુ સવેદન હોવું જરૂરનુ નથી.

શેકસપિયરની પંક્તિઓ" Absent thee from felicity awhile/And in this harsh world saw thy breath in pain તપાસતા જણાશે કે એની વસ્તુમા, છંદમા–લયમા તથા ભાવમા ઊર્ધ્વ ચેતનાનો સ્પર્શ રહેલો વર્તાય છે. એમા

વ્યકત થયેલ વસ્તુ માનસિક ચેતનાની ક્રિયાને પરિણામે મળેલી નથી, પરંતુ જગતના બાહ્ય સ્વરૂપની પાછળની કોઈ વાસ્તવિકતા સર્જક જોઇ છે તેને પરિણામે એ વસ્તુઓ અસાધારણ બની છે.

લેટીન કવિ વર્જીલની એક અનુદિત પંક્તિ આ પ્રમાણે છે, "The touch of tears in mortal things" અહીં માનવતા અને તેની મરણશીલતાને લઈને જીવનમાં રહેલી કરુણતા સમગ્ર જીવનના ક્ષેત્રને આવરી લેતી દૃષ્ટિમાંથી વ્યકત થાય છે; ને એ દૃષ્ટિ કેવળ માનસિક નથી.

કવિ મિલ્ટનની પંક્તિ: " These thoughts that wander through eternity" "શાશ્વતીમાં સદા ભટકતા પેલા વિચારો" એમાં માનસિક વિચારોની વાસ્તવિકતા તો આપણે જોઇએ છીએ, પરંતુ માનસિક પ્રવૃત્તિ કાળને વશ હોય છે એવી માન્યતાનો એમાં જાણે ઊર્ધ્વ ભૂમિકાની દૃષ્ટિ ઉત્તર આપે છે. શાશ્વતકાળમાં એ વિચારો ભટકતા જ રહે છે; કાલમાં એ વ્યકત થાય તે માનવને માટે અગત્યની વસ્તુ છે પણ એમનું અસ્તિત્વ માનવથી સ્વતંત્ર છે.

કવિ વર્ડ્ઝવર્થની પંક્તિ "The winds come to me from the fields of sleep."– "નિદ્રાના પ્રદેશોમાંથી વાયુ અહીં વાય છે." અહીં નિદ્રાવશ ચેતનાનો સક્રિય સંપર્ક ઊર્ધ્વભૂમિકા સાથે થવાને પરિણામે એવી અનુભૂતિ વ્યકત થાય છે કે સ્થૂલની વાસ્તવિકતા એની આગળ ગૌણ બને છે: સ્થૂલનું મૂળ જાણે સૂક્ષ્મમાં રહેલું છે.

અથવા એની જ બીજી પંક્તિ "Voyaging through strange seas of thought, alone" વિચારના અપરિચિત

સમુદ્રોમા એકલ વિચરતો" વિચારની ભૂમિકાની વિશાળતા, વાસ્તવિકતા અને એમા મુસાફરી કરતા માનવ આત્માની સતતા એક પ્રકારના અનત માનસિક પ્રવૃત્તિના મહાસાગરોમાથી પસાર થતો એકન માનવ આત્મા કોઇ એવુ સત્ય વ્યકત કરે છે જે કેવળ માનસિક ચેતનના કાર્યનુ પરિણામ નથી

શ્રી અરવિદે પહેલુ તો એ સ્પષ્ટ કર્યું છે કે મનથી ઉપરની ભૂમિકાઓ બધી એક જ વર્ગમા મૂકવાની નથી એમની વ્યવસ્થામા ચડતા ઉતરતી શ્રેણી રહેલી છે એ શ્રેણીની રૂપરેખા આ પ્રમાણે દોરી શકાય ૧ ઉચ્ચતર મન, ૨ આલોકિત-મન, ૩ સહજજ્ઞાન, ૪ અધિ-મનસ, ૫ અતિ-મનસ આ ભૂમિકાઓ બુદ્ધિની સામાન્ય માનસિક ચેતનાની પેઠે કાર્ય કરતી નથી ખરુ જોતા, એ ભૂમિકાઓ એટલે સામાન્ય અનુભવના પ્રદેશો કરતા ચેતનાના જુદાજ પ્રદેશો સમજવાના છે પ્રત્યક ભૂમિકા વિશ્વ-ચેતનાની જ વ્યવસ્થિત ઊર્ધ્વ અવસ્થા છે જ્યારે એ ભૂમિકાઓ માનવના મન, પ્રાણ કે દેહ સાથે સબધમા આવે છે, તથા તેનામા અવતરણ કરે છે ત્યારે પોતાનો મહત્તર પ્રકાશ વિશાળતર ચેતના તથા આનદ વગેરે તત્ત્વો પોતાની સાથે લઈને આવે છે પરતુ એ ભૂમિકાઓ મહાન છે, ને વધારે સમર્થ છે એનો અર્થ એવો નથી કરવાનો કે માનવચેતનામા એમનુ અવતરણ થતાની સાથે જ એ સંપૂર્ણ સફળપણે પોતાનુ કાર્ય કરે છે, અથવા તો, કરી શકે છે શ્રી અરવિદ કહે છે, "આ ઊર્ધ્વની શક્તિઓ એમની પોતાની ભૂમિકા ઉપર એમના પોતાના માધ્યમમા જેમ સ્વાભાવિક રીતે સફળતા પૂર્વક કાર્ય કરે છે તેવી રીતે એમનાથી નીચે રહેલી માનવભૂમિકાઓમા અવતરણ કરતાની સાથે, સર્વશક્તિમાન પેઠે, સફળ કાર્ય કરે એવુ નથી હોતુ પૃથ્વી ઉપર જડતત્ત્વમાથી જે સમુત્ક્રાંતિ થયેલી છે તેમા એ ઊર્ધ્વ

ચેતનાની શક્તિઓને કાર્ય કરવાનું હોય છે,–એટલે કે પોતાનાથી ઊતરતી અને વિદેશીય ભૂમિકાઓમાં પ્રવેશ કરવાની અને એમના ઉપર કાર્ય કરવાની એમને ફરજ પડે છે. અને એ કાર્ય કરતાં નીચેની ભૂમિકાઓમાં જે અજ્ઞાન હોય છે તે એમનો અસ્વીકાર કે ઇન્કાર પણ કરે છે. અચિતના પ્રતિકાર્યનો અને બાધાનો પણ એ શક્તિઓને સામનો કરવો પડે છે. મોટે ભાગે એ બધી ઊર્ધ્વ ચેતનાની શક્તિઓનો વિરોધ કરનારી શક્તિઓ માનવપ્રકૃતિના નિમ્ન સ્તરોમાં તૈયાર જ હોય છે. તેઓ કાંતો એ શક્તિઓના કાર્યનો સદંતર ઇન્કાર કરે, કે પછી એના પ્રકાશને હાનિ પહોંચાડે છે, અથવા એમનામાં વિકૃતિને લાવવાનો, એમના કાર્યને પોતાની અજ્ઞાની અવસ્થાને અનુરૂપ બનાવી દેવાનો પ્રયત્ન કરે છે.

એ ભૂમિકાઓમાંની ચેતનામાં કલાસર્જન કરવાની શક્તિ પણ હોય છે. ત્યાં, ઊર્ધ્વમાં, કલાનાં રૂપો અસ્તિત્વમાં હોય છે જ. કવિનું કે કલાકારનું કાર્ય એ કલારૂપોનું પોતાની ચેતનામાં અવતરણ કરાવવાનું છે. સઘળી મહાન કવિતા એ પ્રમાણે સીધે સીધું ઊર્ધ્વમાંથી અવતરણ થવાને પરિણામે સર્જાયેલી જણાશે. અલબત્ત, કેટલીકવાર કવિની પોતાની પ્રકૃતિનાં તત્ત્વો સાથે તેનું મિશ્રણ પણ થઇ જાય છે.

આધુનિક જમાનામાં એ ભૂમિકાઓ પ્રત્યે સર્જકની ચેતના ખુલ્લી થાય, અને એમની ચેતના સાથે સર્જકની ચેતનાનો સંપર્ક સધાય એ મુખ્ય વસ્તુ છે. વળી એવો સંપર્ક થાય ત્યાર પછી ઊર્ધ્વમાંથી આવતાં સર્જનોમાં કવિની સામાન્ય પ્રકૃતિની ઊતરતા પ્રકારની અસર થતી કેવી રીતે અટકાવવી, એ બીજો પ્રશ્ન છે. ઊર્ધ્વચેતના સાથે સંપર્ક સાધવા માટે કવિએ પોતાની માનસિક ચેતનામાં સાચા પ્રકારની નીરવતા કેળવવી પડે છે.

# કવિલોક

'કવિલોક'નું દ્વૈમાસિક પ્રકાશન


સંપાદક મંડળ

રાજેન્દ્ર શાહ

નટુભાઈ શાહ

સુરેશ દલાલ





લવાજમ ભરવાનાં સ્થળ

કવિલોક, ૩૮૦, ગિરગામ રોડ, મુંબઈ ૨

મેસર્સ એન. એમ. ત્રિપાઠી પ્રા. લિ., પ્રિન્સેસ સ્ટ્રીટ, મુંબઈ ૨

શ્રી. પિનાકિન્ ઠાકોર : મે. ઠાકોર બ્રધર્સ, જરમન સીલ્વર માર્કેટ
રતનપોળ, અમદાવાદ

શિવકુમાર જોશી : C/o સુદર્શન એન્ડ કં.
૧૨, પોર્ટુગીઝ ચર્ચ સ્ટ્રીટ, કલકત્તા ૧

મેલ ઓર્ડર સર્વિસ : નહેરુ રોડ, વિલેપાર્લે, મુંબઈ ૫૭





લવાજમ

દેશમાં રૂપિયા ચાર • પરદેશમાં શિલિંગ આઠ : છૂટક નકલના સિત્તેર નવા પૈસા





મુદ્રક અને પ્રકાશક : સુરેશ પરસોત્તમદાસ દલાલ

મુદ્રણ અને પ્રકાશનસ્થાન : લિપિની પ્રિન્ટરી, ૩૮૦ ગિરગામ રોડ, મુંબઈ ૨

કવિ
લોક

પુસ્તક ૪ : અંક ૨૩

ફાગણ ૨૦૧૯

ટાગોરનાં કાવ્યો

## અકારણ ગાન

મારું સ્મરણ રહે ન રહે મુજને લવલેશ ન ભાન;
પળપળ તારે દ્વાર આવીને ગાઉં અકારણ ગાન!

હું યાત્રી, અહીં વસું એટલી ક્ષણ તો મનભર માણું;
તવ મુખ પર હું ચહું નિરખવા ચકિત હર્ષનું વ્હાણું!
એ કાજે ઊઠતી અંતરથી કોઇ સૂરીલી તાન!
પલપલ તારે દ્વાર આવીને ગાઉં અકારણ ગાન!

ફાગણ વહી ચાલ્યો, ઉપવનનાં ફૂલ ગયાં કરમાઇ;
પલનો પાલવ સભર કરે છે સૌરભની શરણાઈ;
ગુંજન અવ પરિપૂર્ણ : બીનનાં શમશે સ્વર તોફાન;
મિલન હર્ષની મટુકીથી છલકાય અકારણ ગાન!

## ગૌરવ

આજે એમ થતું કે મુજમાં ઝળકે ઝગમગ તારો;
પૂર સમી ધસમસતી જીવને વિશ્વતણી સૌ ધારા!
નમણાં નાજુક પુષ્પ ખીલે છે મારે અંગેઅંગ;
ધરા અને જળના યૌવનની હૈયે ધૂપસુગંધ!
બાંસુરીથી જેમ ઝરે છે સૌના શ્વાસફુવારા;
એમ ઘૂંટાતી સૌને શ્વાસે મારી વિચારધારા!

*

વિશ્વ સૂતું છે ત્યારે તારે દ્વારે હું ના આવું;
ચૂપચાપ તારાની બિચ હું કેમ કરીને આવું?
નિશાઝરૂખેથી છાયા તવ પસાર થાતાં ન્યાળું;
ત્યાં સુધી બસ ઊભા રહીને દીપ નયનના બાળું!
પાછા વળતાં હૈયે મારે છલકે કેવી પ્રીત?
પ્રભાતપ્હોરે પંથ પરે હું ગાઈ રહું છુ ગીત!
વાડ ઉપરનાં ફૂલ દઈ દે સૌરભકેરી લ્હાણ;
સવારનો આ શીતળ વાયુ ધરે શ્રવણ મમ ગાન!
પથિક અચિંત્યા થંભી જઈને નિરખે મારી ભણી,
નામ દઈ બોલાવ્યા સૌને એવી થઈ લાગણી!

*

, એમ પડ્યા ઓળીને તારા રાજમહીં અવ સાચું;
" વા નિરંતર દુવારને તવ યાચું!
જાને બસ એમ કરી વાપરિયે;
A GREAT NATના નહીં જાઉં ડૂબી હું દરિયે!

## પ્રાર્થના

શિર મારું દિયો ઝૂકવી હે તવ
ચરણધૂલિ તલે,
સકલ અહંકાર મારો અવ
ડૂબવી દો ચખજલે.

ગાનમાં રેલું વડાઇની વાણી,
કેવલ તે મુજ માનની હાનિ,
માહરી જટિલ જાળમહીં જાઉં
ભીંસાઇ પલે પલે.
સકલ અહંકાર આ મારો
ડૂબવી દો ચખજલે.

ક્યારેય ના કલશોર કરું
મુજ વાર્તનો મારે કારણ,
તવ મનીષા કરો હે પૂર્ણ
જીવનને મુજ સાધન.

દિયો મને તવ ચરમ શાન્તિ,
પ્રાણમહીં તવ પરમ કાન્તિ,
ઉરની આડમાં આંહિં રહો
મુજ હૃદય–પદ્મ–દલે,
સકલ અહંકાર આ મારો
ડૂબવી દો ચખજલે.

અનુ : ૨૬.

## ગૌરવ

આજે એમ થતું કે મુજમાં ઝળકે ઝળહળ તારા;
પૂર સમી ધસમસતી જીવને વિશ્વતણી સૌ ધારા!
નમણું નાજૂક પુષ્પ ખીલે છે મારે અંગેઅંગ;
ધરા અને જળના યૌવનની હૈયે ધૂપસુગંધ!
બાંસુરીથી જેમ ઊડે છે સૌના શ્વાસફુવારા;
એમ ઘૂંટાતી સૌને શ્વાસે મારી વિચારધારા!

*

વિશ્વ સૂતું છે ત્યારે તારે દ્વારે હું તો આવું;
ચૂપચાપ તારાની બિચ હું કેમ કરીને ગાઉં?
નિશાઝરૂખેથી છાયા તવ પસાર થાતાં ન્યાળું;
ત્યાં સુધી બસ ઊભા રહીને દીપ નયનના બાળું!
પાછા વળતા હૈયે મારે છલકે કેવી પ્રીત?
પ્રભાતપ્હોરે પંથ પરે હું ગાઈ રહ્યું છું ગીત!
વાડ ઉપરનાં ફૂલ દઈ દે સૌરભકેરી લ્હાણું;
સવારનો આ શીતળ વાયુ ધરે શ્રવણ મમ ગાન!
પથિક અચિંત્યા થંભી જઈને નિરખે મારી ભણી,
નામ દઈ બોલાવ્યા સૌને એવી થઈ લાગણી!

*

એમ પડ્યા ઓશીને તારા રાજમહીં અવ રાજુ;
ભા નિરંતર દ્વારને તવ વાસું!
જીને બસ એમ ફરી વાપરિયે;
A GREAT NATના નહીં જોઉં ફરી હું દરિયે!
વાત નહીં કે નહીં શંકાનું નામ;
ાન મેલી દઈને છોડું ચીજ તમામ!
નિર્ભય ઊંચે શીષ: હૃદયને ફૂલ સમું હું લઉં;
એ જ મારું ગૌરવ કે તારો દાસ થઈને રહું!

અનુ : સુરેશ દલાલ

## પ્રાર્થના

શિર મારું દિયો ઝૂકવી હે તવ
ચરણધૂલિ તલે,
સકલ અહંકાર મારો અવ
ડૂબવી દ્યો ચખજલે.

ગાનમાં રહેલું વડાઇની વાણી,
કેવલ તે મુજ માનની હાનિ,
માહરી જટિલ જાળમહીં જાઉં
ભીંસાઇ પલે પલે.
સકલ અહંકાર આ મારો
ડૂબવી દ્યો ચખજલે.

ક્યારેય ના કલશોર કરું
મુજ વાતનો મારે કારણ,
તવ મનીષા કરો હે પૂર્ણ
જીવનને મુજ સાધન.

દિયો મને તવ ચરમ શાન્તિ,
પ્રાણમહીં તવ પરમ કાન્તિ,
ઉરની આડમાં આંહિં રહો
મુજ હૃદ પદ્મ–દલે,
સકલ અહંકાર આ મારો
ડૂબવી દ્યો ચખજલે.

અનુ : રા.

•

## સુધાંશુ

### મબલખ અલખ પિયાસી

કેવો નિયતિનિયંતા–રાશિ !
ત્હોયે મબલખ અલખ પિયાસી !

ફૂલફૂલ ભરિયો જંગલ દરિયો,
રંગસુગંધે ભરચક કરિયો;
મધુકર નહીં એની તૃષાથી તરિયો,
મનભવને રયો ઉદાસી;
કેવો નિયતિનિયંતા–રાશિ !

નિજ ફિરના આવેગે ગળિયો,
કેસૂડો કેસરવર વરિયો;
નિજને નિજનો એંકાર નડિયો,
અરવ એકાંત કંકાસી;
કેવો નિયતિનિયંતા–રાશિ !

સૌને સૌનો ગુલમહોર મળિયો,
કસુંબલ આતમ કોય કેસરિયો;
મ્હોરી મ્હોરીને મ્હોર જ ખરિયો,
રંગત–ગત્ય નવ ભાસી;
કેવો નિયતિનિયંતા–રાશિ !

●

## નકુલ દેસાઈ

### ભમરો

ભમરો બેઠો સોનલ ચંપે !
હળવે એને સ્પર્શે, દાંડલી
બધી ખટકણી કંપે !
થડની ખરછટ છાલ અચિંતી
સળવળ થાવા લાગી,
કૂંપળ સઘળી લાજી જઈને
નીંદરમાંથી જાગી !
હતી એટલી કળીઓ કાચી
ખીલી મધુર અજંપે !

ભોંય મહીંનાં મૂળિયાં ભીનાં
તે પણ ઝબકી જાગ્યાં !
ટોચ ઉપરનાં ફૂલ તો જાણે
હૂંફ દઈદઈને દાગ્યાં !
પળમાં સમજી એકમેકને
રમી રહ્યાં એ સંપે !
ભમરો બેઠો સોનલ ચંપે !

કમલ વૈદ્ય

## આવશે તું

કોઇ દિ ને, પ્રિય, આવશે તું મુજ ઘરની ભણી;
એટલા તારા કોલને આધાર
અંધાર શું અફળાઉં
મનોમન નો ય ને વળી હરખું ઘણી ..કોઇ દિ૦
નેણની ઉપર નેજવું કરી
ફરનો તે પથ હેરું,
આપણ બેઉની આડમાં ઊભો
અચલ – વિરહ – મેરુ;
જામતા આશંકાના ઘેર વાદળના દળ ઘણી . કોઇ દિ૦
ફરના સુણું ડાબલા
આવે તોખારનો અસવાર,
બારણાં ખોલી આવતી રે બહાર
સૌ સુણાને સથવાર,
સમયના હીરદોરમાં ખીલ્યા બકુલના ફૂલ વણી કોઇ દિ૦
રેણુ મરી જાય, નભના તારા
લેઇ લેઇ જાગશે,
ત્યને તે જંતર અડ્યા વિણ
તાર લેને રણઝણશે,
મેડીએ મારે એક ઓશિંગ જનનો દીપકમણિ કોઇ દિ૦

## હેમન્ત દેસાઇ

### વસંત

આહ્વાન ના દીધ તથાપિ જગાડી મૂકતી
કોઇ અજાણુ લહરી સરી જાય અંતરે !
સંભારણે નહિ ટકે ચિર તોય સંચરે
આહ્લાદતો શ્રવણને સ્વર કોઇ દૂરથી !

અંગાંગમાં થનગનાટનું પૂર પ્રેરતી
આવી, જવાન ઋતુની ચઢતી સવારી,
રંગીન વસ્ત્રશણગારથી સજ્જ સુંદરી
જેવી ઉમંગ રસ શા વસુધા વિખેરતી !

આ એ વસંત જહીં કોકિલના પ્રલંબ
સૂરે ઝૂલે હૃદય, મંજરીઝૂમખામાં
ગુંથાય ચિત્ત સમીરે સળકી ભિડંત
સ્વપ્ને છલોછલ શું પ્રાણનું ગાન ક્યાંકથી !

આલાપવા સભર આ મુજ કંઠ ખોલું તો
કો' ઝીલશે રવ ? !–હું મૌનમહીં વિમાસું !



## સિતાંશુ યશશ્ચંદ્ર

કાલના તે અમરતની આશે…
આજનાં આ કૂડાં કે ઝેર પી જવાશે…
સંત ! કાલના તે અમરતની આશે.
ઝાઝાં ખેંચાણુ કેવો મૂક રહી ઝીલતો
કોમલ એ વીણાનો તાર,

એના તે ઘેરેલા અંગઅંગ ફૂટી રહે
મનગમતા સૂરનો આકાર.
ભાવિની સેજ એક અંગુલિ અડતામાં
જીવનની બીન મીઠું ગાશે ..
ગાશે ને સંત ! આજના આ ઝેર પી જવાશે.

ભૂંગાભૂંગા રે પેલા વનના ફૂલછોડ કરતા
પ્રાણ સમા પાંદફૂલ ઝરતા,
ઝાકળનું એકે યે આંસુ ટપકાવ્યા વિના,
પાન પરે કાંટા થરથરતા.
જાણું જાણું કાલ
ગાતો વસંતગીત દખણાદો વાયરો,
અધીરો પગરવ વાશે
વાશે ને સંત ! આજના આ ઝેર પી જવાશે.

ઈશ્વરચન્દ્ર ભટ્ટ

## કામણ કોણે કીધું ?

રે મુંને કામણ કોણે કીધું ?
પરશ અનેરો પન્નગ કરનો મધુર લગન શી લાગી,
ભાન ભૂલી હું આતમપરનું રહી શકી ન ઉદાસી.
રે મુંને નેહનું આંજણ આંજ્યું–કામણ
આતુર ઉરની ધબક મળીને કૈં પીધું કે દીધું,
શબ્દ અધાયે ઈંગિત રમતા સ્મરતુ કૈં અણદીઠું
રે હું ધનુર્પાશે બાંધું–કામણ
અબુધ હતી હું ના સમજી કે પ્રીતનું પાન્યું કીધું,
સુખદ સમાધિ ક્ષણિક હતી પણ ભાનું લાધું લીધું;
રે મેં અમૃત ઝરણું પીધું–કામણ

## ચંદ્ર પરમાર

### વધણી

હોજી મોરી ગોંદલુ રે વધણી આલે રે વધામણી,
હોજી મોરો માનેલ રે આવી હલકારતો સાંઢણી.
માઝમ તે રાતના હલકારી સાંઢણી ડાબે ધરુજને રાખશી
પીઠ પાછળિયાં નાનેરો ખોલકો હળવે શુકનિયાં ભાખશી
ચાંદો તે છત્તરછાંયો કરશી ને તારોડિયાં બાંધશે ચાંદણી–હોજી૦

પાદરિયે લેલૂર સેંમડી લેરશી ને લળીલળીને લેશી ભામણાં
સાયખાની મ્હેંક રેલી જાશે રે વગડે કૈં મ્હેંકનાં દેશી રાવણાં
ચાંદણીએ લીંપેલ મારગડે સાંઢણી પગલાંની માંડશી છાપણી–હોજી૦

આવડો તે વગડો મૂંગો શું રેય ભલા ! ચીબરી કિલોલમાં બોલશી
સાંસો તે મોર ઘોડી મારગ આંતરશી રેફથી મૂંછું ચાટશી
સાંઢણીને ગૂડે ઘૂઘરા ઘમકશી તમરાંઓ કરશી ઉછામણી–હોજી૦

વાયરો તે મોર ઘોડી ઓકળિયું પાડશી રણને રૂડું શણગારશી
હળવી તે ફૂલ થઇ સાંઢણી તરશી ને પિયુને પાર ઉતારશી
ચાંદે હસીને પાનખાવળિયું દાખશી રણનીયે લીલી લાગણી–હોજી૦

ગામને ગોંદરે ગરવો ઝણુંબશી કે ગગન ગલાલિયાં ઉડાડશી
ડેલી ખોલીને અમું ભાળશાં તાંણી સૂરજ પગલાં પાડશી
પગલાં ઝીલીશું અમું આંજેલ આંખમાં કૈં કરશાં કળાયેલથાપણી–હોજી૦

વધણી–હેડકી   ખોલકો–ગધેડું   ભામણાં–ઓવારણાં   સાય
રાવણાં–મિજલસ   ગૂડે–ઘૂંટણે

(૨૦મા અંકથી ચાલુ)

सङ्कीर्णो रसादिरङ्गभूतो यथा —

સંકીર્ણ રસાદિ અંગભૂત ( થાય છે ) જેમકે –

'क्षिप्तो हस्तावलग्नः प्रसभमभिहतोऽप्याददानोंऽशुकान्तं,
गृह्णन् केशेष्वपास्तश्चरणनिपतितो नेक्षितः सम्भ्रमेण ।
आलिङ्गन् योऽवधूतस्त्रिपुरयुवतिभिः साश्रुनेत्रोत्पलाभिः ।
कामीवार्द्रापराधः स दहतु दुरितं शाम्भवो वः शराग्निः ॥

ભય અથવા ક્રોધથી આંસુ ભરેલાં નયનકમળવાળી ત્રિપુરાસુરની તરુણીઓ વડે હસ્તસ્પર્શ કરવાથી કાઢી મૂકવામાં આવ્યો છે અથવા તિરસ્કાર કરવામાં આવ્યો છે, બલાત્કારથી વસ્ત્રનો છેડો પકડતાં દૂર કરવામાં આવ્યો છે અથવા પ્રહાર કરવામાં આવ્યો છે, વાળ પકડવાની ધકેલી દીધો છે અથવા અપમાન કરવામાં આવ્યું છે, ચરણોમાં પડવાથી અથવા પ્રણામ કરવાથી ભય અગર વેગથી સામું પે જોયું નથી, આલિંગન કરતાં અથવા સ્પર્શ કરતાં દૂર કરવામાં આવ્યો છે અથવા હડધૂત કરવામાં આવ્યો છે એવો પરાઈ સ્ત્રીનો તત્કાલ સમાગમ કરવાવાળા અપરાધી કામી પુરુષની જેમ ત્રિપુરારિ શંકરનો ભીષણ બાણાગ્નિ તમારાં પુણ્ય પાપોને બાળી નાખો

* अत्र त्रिपुररिपुप्रभावातिशयस्य वाक्यार्थत्वे ईर्ष्याविप्रलम्भस्य श्लेष सहितस्याङ्गभाव इत्येवंविधे एव रसवदलङ्कारस्य न्याय्यो विषयः ।

આ શ્લોકમાં ત્રિપુરારિનો પ્રભાવાતિશય વાક્યાર્થ હોવાથી શ્લેષસહિત ઈર્ષ્યાવિપ્રલંભ એનું અંગ છે આમ આવા પ્રકારના દાખલાઓ જ રસવદલંકારના યોગ્ય વિષય બને છે

अत एव चेर्ष्याविप्रलम्भकरुणयोरङ्गत्वेन व्यवस्थानात्समावेशो न दोषः ।

એથી જ (અહીંયાં) ઇર્ષ્યા વિપ્રલંભ અને કરુણ એ બન્નેનો અંગરૂપે ગણીને સમાવેશ કરવામાં દોષ નથી.

यत्र हि रसस्य वाक्यार्थीभावः तत्र कथमलङ्कारत्वम् ।

પરંતુ જ્યાં રસ (પોતે) વાક્યાર્થ હોય ત્યાં (રસવત્) એ અલંકાર કેમ માની શકાય ?

अलङ्कारो हि चारुत्वहेतुः प्रसिद्धः । न त्वसावात्मैवात्मनश्चारुत्व हेतुः ।

અલંકાર ચારુત્વનો હેતુ છે એ તો પ્રસિદ્ધ છે તેથી એ જાતે જ પોતાના ચારુત્વનો હેતુ બને એ અસંભવિત છે.

तथा चायमत्र संक्षेपः ।

સંક્ષેપમાં આ જ અર્થ નીચેની કારિકામાં દર્શાવાયો છે–

रसभावादितात्पर्यमाश्रित्य विनिवेशनम् ।
अलङ्कृतीनां सर्वासामलङ्कारत्वसाधनम् ॥२०॥

રસ–ભાવ વગેરે તાત્પર્યનો આશ્રય કરીને (ઉપમા વગેરે) અલંકારોનો (કાવ્યમાં કરાયેલો) વિનિવેશ એ બધા અલંકારોના અલંકારપણાનો સાધક છે.

तस्माद्यत्र रसादयो वाक्यार्थीभूताः, स सर्वो न रसादेरलङ्कारस्य विषयः सध्वनेः प्रभेदः । तस्योपमादयोऽलङ्काराः । यत्र तु प्राधान्येनार्थान्तरस्य वाक्यार्थीभावे, रसादिभिश्चारुत्वनिष्पत्तिः क्रियते स रसादेरलङ्कारताया विषयः।

તેથી જે (કાવ્યમાં) રસાદિ પ્રધાનપણે જણાય છે તે સંપૂર્ણ (કાવ્ય) અલંકારનું વિષય નથી પરંતુ તે ધ્વનિનો પ્રકાર છે. ઉપમાદિ તેના અલંકાર (ચારુત્વમાં કારણભૂત) બને છે. પણ જ્યાં પ્રધાનપણે બીજો કોઇ અર્થ વાક્યાર્થ તરીકે હોય

અને રસાદિ તેના ચારુત્વને નિષ્પન્ન કરતા હોય તો તે કાવ્ય રસાદિ અલંકારનો વિષય છે.

एवं ध्वनेरुपमाऽऽदीनां रसवदलङ्कारस्य चाविभक्तविषयता भवति ।

આમ ધ્વનિ, ઉપમા વગેરે અલંકાર અને રસવદલંકારનો વિષય ભિન્ન બને છે.

यदि तु 'चेतनानां वाक्यार्थीभावो रसाद्यलङ्कारस्य विषय' इत्युच्यते ।

જો એમ શંકા કરવામાં આવે કે જે કાવ્યમાં ચેતન વાક્યાર્થ તરીકે હોય તે કાવ્ય રસાદિ–અલંકારનો વિષય બને છે.

तर्हुपमादीनां प्रविरलविषयता निर्विषयता वाऽभिहिता स्यात् ।

તો ઉત્તરમાં કહેવું જોઇએ કે ઉપમા વગેરે અલંકારોનો વિષય વિરલ બની જશે અથવા સર્વથા અસંભવ બનશે.

यस्मादचेतनवस्तुवृत्तान्ते वाक्यार्थीभूते, पुनश्चेतनवस्तुवृत्तान्त योजनया यथाकथञ्चिद्भवितव्यम् ।

કારણકે જ્યાં અચેતન વસ્તુનું નિરૂપણ મુખ્ય વાક્યાર્થ હોય ત્યાં કોઇ પણ પ્રકારે ચેતન વસ્તુના વૃત્તાન્તની યોજના કરવી પડશે.

अथ सत्यामपि तस्यां यत्राचेतनानां वाक्यार्थीभावो नासौ रसवदलङ्कारस्य विषय इत्युच्यते ।

(ફરીવાર શંકા કરે છે.)

જો ચેતનના નિરૂપણની યોજના હોવા છતાં જ્યાં અચેતનોનો વાક્યાર્થીભાવ છે ત્યાં રસવદલંકારનો વિષય બનતું નથી એમ કહો–

तन्महतः काव्यप्रबन्धस्य रसनिधानभूतस्य नीरसत्वमभिहितं स्यात् । यथा—

તો રસના નિધાનભૂત મોટા કાવ્યોમાં નીરસપણું કહેવાનો અર્થ થશે.

યથા જેમકે

> 'तरङ्ग भ्रभङ्गा क्षुभित विहगश्रेणि रसना,
> विकर्षन्ती फेनं वसनमिव संरम्भशिथिलम् ।
> यथाऽऽविद्धं याति स्खलितमभिसन्धाय बहुशो-
> नदीरूपेणेयं ध्रुवमसहना सा परिणता ॥'

ચઢેલી ભ્રુકુટિના જેવા તરંગોને અને કંદોરાની જેમ ક્ષુબ્ધ બનેલી પંખીઓની હારને ધારણ કરનાર, ક્રોધાવેશમાં સરી પડેલા વસ્ત્રની જેમ ફીણને ખેંચતી એવી આ નદી વારંવાર અથડાતી વાંકીચૂકી ચાલથી ચાલે છે તે જાણે મારા અનેક અપરાધોને ધ્યાનમાં રાખીને સહન ન કરતી તે (ઉર્વશી) નદી સ્વરૂપે પરિણમી છે.

यथा वा

> 'तन्वी मेघजलार्द्रपल्लवतया धौताधरेवाश्रुभिः
> शून्येवाभरणैः स्वकालविरहाद्विश्रान्तपुष्पोद्गमा ।
> चिन्ता मौनमिवाश्रिता मधुलिहां शब्दैर्विना लक्ष्यते,
> चण्डी मामवधूय पादपतितं जातानुतापेव सा ॥'

તન્વી – વર્ષાજલે પાંદડાં ભીંજાયાં હોવાથી જાણે કે આંસુએ હોઠ ભીંજવી નાખ્યા છે! ઋતુ વીતી જવાથી ફૂલ ઊગ્યાં નથી તે જાણે આભૂષણ વિનાની છે! ભ્રમરોનો ગુંજારવ નથી તેથી જાણે કે ચિંતાએ મૌન ઊભી છે! હું પગમાં પડયો છતાં મને હડધૂત કરી ચાલી ગઇ એનો એ કોપનાને જાણે કે મનમાં ખૂબખૂબ ઉચાટ છે!

> 'तेषां गोपवधूविलाससुहृदां राधारहस्साक्षिणां,
> क्षेमं भद्र ! कलिन्दशैलतनयातीरे लतावेश्मनाम् ।

विच्छिन्ने स्मरतल्पकल्पनमृदुच्छेदोपयोगेऽधुना,
ते जाने जरठी भवन्ति विगलन्नीलत्विषः पल्लवा. ॥

હે ભદ્ર ! ગોપીઓની વિલાસસખી રાધાની એકાન્ત ક્રીડાઓની સાક્ષી એવી યમુનાના કીનારા ઉપરની લતાકુંજો કુશલ તો છે ને ? હમણાં મદનશય્યાની રચના માટે કોમલ કળીઓનો ઉપયોગ રહ્યો નથી તેથી તે પાંદડાંઓ લીલા રંગને દૂર કરી પીળા પડી ગયા હશે.

इत्येवमादौ विषयेऽचेतनानां वाक्यार्थीभावेऽपि चेतन वस्तुवृत्तान्त योजनाऽस्त्येव ।

ઇત્યાદિ ઉદાહરણોમાં અચેતન વસ્તુઓનો વાક્યાર્થીભાવ હોવા છતાં પણ ચેતન વસ્તુના નિરૂપણની યોજના તો છે જ.

अथ यत्र चेतनवस्तुवृत्तान्तयोजनाऽस्ति तत्र रसादिरलङ्कारः ।

જો એમ માનવામાં આવે કે ચેતનપદાર્થનું નિરૂપણ છે ત્યાં રસાદિ અલંકાર છે,

तदेवं सत्युपमाऽऽदय प्रविरलविषया निर्विषया वा स्युः ।

તો એમ સ્વીકારતાં ઉપમા વગેરે અલંકારોનો અવકાશ જ નહીં રહે અથવા તો બહુ જૂજ રહેશે.

यस्मान्नास्त्येवासावचेतनवस्तुवृत्तान्तो यत्र चेतनवस्तुवृत्तान्तयोजना नास्ति । अन्ततो विभावत्वेन ।

કારણ કે એવું કોઈ અચેતન વસ્તુવૃત્તાન્ત નહીં મળે કે જ્યાં ચેતન વસ્તુવૃત્તાન્તનો સંબંધ ન હોય–છેવટે વિભાવ તરીકે પણ હોય.

तस्मादङ्गत्वेन च रसादीनामलङ्कारता । यः पुनरङ्गी रसो भावो वा सर्वाकारमलङ्कार्यः स ध्वनेरात्मेति ।

તેથી રસાદિ અંગ હોવાથી રસવદલંકાર થાય છે પણ જે રસ અથવા ભાવ અંગી હોય અને જ બધી રીતે અલંકાર્યતાને યોગ્ય છે તે ધ્વનિનો આત્મા છે. ક્રમશઃ

## કાવ્યવાચનની કલા

પોતાના 'ધ આર્ટ ઑફ રીડિંગ પોએટ્રી' નામના પુસ્તકમાં કૉલગેટ વિદ્યાપીઠના પ્રા. અર્લ ડૅનિયલ્સ કાવ્યાસ્વાદનો પ્રારંભ કરનારને પ્રત્યેક કાવ્યનું વાંચન નીચે પ્રમાણે છ વાર કરવાનું સૂચવે છે–

૧ કાવ્ય ઝડપથી ને મોટેથી વાંચો, આખાય કાવ્યનો અર્થ સૂઝવા માંડે એ માટે. વિગતની માથાકુટમાં ન પડો.

૨ વિગતપૂર્ણ સમજ માટે શાંતિથી વાંચો. જરૂર લાગે ત્યાં શબ્દ-કોશ તેમ જ અનિવાર્ય સંદર્ભગ્રંથોની સહાય લો. નોંધ કરો; કાવ્યમાં નિશાની કરો તો ઘણું સારું. માત્ર એક એક પંક્તિ નહીં પરંતુ એક એક શબ્દ વાંચો ને તમારા પરીક્ષણ દરમિયાન અર્થના અલ્પાંશને પણ તમારી પકડમાંથી સરકી ન જવા દો.

૩ કલ્પનો (imagery) માટે શાંતિથી વાંચો. અહીંયાં અલંકારો પ્રત્યે, મુખ્યતઃ ઉપમા ને રૂપક પ્રત્યે, વિશેષ લક્ષ્ય આપવાની જરૂર છે. પ્રત્યેક શબ્દનો તેની અંતર્ગત ચિત્રવ્યંજક શક્તિ માટે વિચાર કરવો રહેશે.

૪ પોતાના કાવ્યની રચના કવિએ કઇ રીતે કરી છે તે પ્રત્યે, એનાં સંવિધાન ને સ્થાપત્ય પ્રત્યે વિશેષ ધ્યાન આપી શાંતિથી વાંચો. કાવ્યના મુખ્ય વિભાગ કેટલા પડે છે? એનાં અંગોપાંગ વચ્ચે કેવો સંબંધ છે? અસરકારક ક્રમમાં એ સંયોજાયાં છે? એ સંયોજનામાં કોઇ ફેરફાર તમને શક્ય લાગે છે? કાવ્યમાં પંક્તિ, શ્લોક ને વિચાર વચ્ચે શો સંબંધ છે? ઉપમા, વિરોધ, વક્રોક્તિ કે અન્ય યુક્તિ દ્વારા કવિએ પોતાના ભાવને ક્યાં ને કેવી રીતે બહલાવ્યો છે?

૫ શાંતિથી મોટે અવાજે વાંચો. આ વખતે કવિના કસબ ને કારીગરી પ્રત્યે ધ્યાન આપવું જોઇશે. વર્ણસગાઇ ને નાદમાધુર્ય જેવી અન્ય યુક્તિઓ સાથે છંદ ને પ્રાસનો અંતર્ગત સંબંધ અહીં સ્પષ્ટ થશે.

૬ આગલા તમામ વાચનનાં પરિણામનો સમન્વય સાથે એવા આખરી વાચન માટે મોટેથી વાંચો. અહીંયા વિગતો પોતપોતાને સ્થાને ગોઠવાઈ જશે ને એક ચોક્કસ અસર ઉપજાવવામાં સહાયરૂપ નીવડશે. આ અસર વિચારમાં ને ધ્વનિમાં કવિના મૂળ ભાવને વધારેમાં વધારે નજીક હશે.

મોટેથી વાંચવું એ કાવ્યવાચનનો અફર નિયમ છે. એમાં કોઇ અપવાદ નથી, છતાં એના પર અતિશય ભાર તો ન જ મૂકી શકાય. કવિતા એ અનિવાર્યતયા શ્રાવ્ય કલા છે. સંગીતની કોઈ રચનાને બજતી કે ગવાતી સાંભળ્યા વિના માત્ર કાગળ પર છાપેલા એના કાળા સ્વરાંકનો વાંચીને જ મૂલવવાનો જેમ આપણે વિચાર ન કરવો જોઈએ તેમ કવિતાને પણ સાંભળ્યા વિના કદાપિ મૂલવવી ન જ જોઇએ. જે કોઇ કાવ્ય મોટેથી વાંચે છે, સાંભળે છે તેઓ જ એનો સાચો આસ્વાદ માણી શકે છે. પોતાને જ મોટેથી વાંચી સંભળાવો. તમે મગજ ગુમાવી બેઠા છો એમ તમારી આસપાસના કદાચ માને પણ ખરા. પરંતુ અંતિમ લક્ષ્યની યથાર્થતા વિચારશો તો આવી આશંકાનો ભોગ પણ વરદાન જેવો લાગશે. જે કોઈ શબ્દ ઉચ્ચારી શકે છે તે, કવિતા અંગેની પોતાની અભિરુચિમાં ઠીકઠીક તફાવત આણી શકે એટલી સારી રીતે મોટેથી વાંચતા, થોડા અનુભવથી જ શીખી જશે.

અનુ૦ જયંત પારેખ

# ઊંડાં જળ વિનાની સરિતા

( શ્રી અનંતરાય રાવળ સંપાદિત ખોટાદકરની કાવ્યસરિતાનો પરિચય )

ખોટાદકર પંડિતયુગના અત્યંત અલ્પ પ્રતિભાશાળી કવિ છે. પંડિતયુગના કવિઓની વાત કરતાં કાવ્યરસિકોને સહેલાઇથી યાદ આવે એવા કવિઓમાં નરસિંહરાવ, ન્હાનાલાલ, કાન્ત, કલાપી અને ઠાકોર. ઠાકોર પંડિતયુગના હોવા છતાંયે માત્ર પંડિતયુગના નથી. એમનો સંબંધ તો ગાંધીયુગ અને તે પછીની એટલે કે રાજેન્દ્રનિરંજનની પેઢી સાથે પણ ખૂબ જ ગાઢ બંધાયો.

ખોટાદકરની કવિતા પર અનેક પ્રવાહોનો પ્રભાવ પડેલો જોઇ શકાશે. ખોટાદકરે જીવનમાંથી સીધી જ નહીં પણ સાહિત્યમાંથી પ્રેરણા લીધી છે. એટલે એમને કવિ કહેવા એના કરતાં ઉપકવિ કહેવા એ વિશેષ યોગ્ય છે. ઉપકવિની કવિતા એટલે ઉત્કૃષ્ટ કોટિની કવિતા નહીં જ એમ કહેવાનો અહીં આશય નથી; પણ જો ઉપકવિમાં પોતામાં નહિવત્ કૌવત પણ ન હોય તો એની કવિતા તદ્દન નીરસ અને નિષ્ફળ અનુકરણમાં સરી પડે ખોટાદકરની કવિતા આવા અનુકરણમાંથી ભાગ્યે જ સફળતાપૂર્વક માર્ગ કરી શકી છે.

એમની કવિતા પર સંસ્કૃત સાહિત્યની તથા પંડિતયુગના પુરોગામી કવિ દલપતરામની છાયા પડી છે. આ ઉપરાંત આપણાં લોકગીતો, ન્હાનાલાલનાં ગીતો તથા નરસિંહરાવ, કાન્ત, કલાપીની છાયામાંથી પણ એમની કવિતા મુક્ત રહી શકી નથી. સંસ્કૃત કાવ્યસાહિત્ય તો એટલું બધું સમૃદ્ધ છે કે જો એનું આકંઠ પાન ન કરે અને એનો એકાદ ઘૂંટડો પણ ગળે ઉતારે નો કવિત્વશક્તિથી ભર્યોભર્યો કોઇપણ કવિ સાર-

૫ શાંતિની મોટે અવાજે વાંચો. આ વખતે કવિના ક્રમબ ને ફરી ફરી મત્ય ધ્યાન આપવું જોઈશે. વર્ણસગાઈ ને નાદમાધુર્ય જેવી અન્ય યુક્તિઓ સાથે છંદ ને પ્રાસનો અંતર્ગત સંબંધ અહીં સ્પષ્ટ થશે.

૬ આગલા તમામ વાચનના પરિણામનો સમન્વય સાધે એવા આખરી વાચન માટે મોટેથી વાંચો. અહીંયાં વિગતો પોતપોતાને સ્થાને ગોઠવાઈ જશે ને એક ચોક્કસ અસર ઉપજાવવામાં સહાયરૂપ નીવડશે. આ અસર વિચારમાં ને ધ્વનિમાં કવિના મૂળ ભાવને વધારેમાં વધારે નજીક હશે

મોટેથી વાંચવું એ કાવ્યવાચનનો અફર નિયમ છે. એમાં કોઈ અપવાદ નથી, છતાં એના પર અતિશય ભાર તો ન જ મૂકી શકાય. કવિતા એ અનિવાર્યતયા શ્રાવ્ય કળા છે. સંગીતની કોઈ રચનાને બજતી કે ગવાતી સાંભળ્યા વિના માત્ર કાગળ પર છાપેલા એના કાળા સ્વરાંકનો વાંચીને જ મૂલવવાનો જેમ આપણે વિચાર ન કરવો જોઈએ તેમ કવિતાને પણ સાંભળ્યા વિના કદાપિ મૂલવવી ન જ જોઈએ. જે કોઈ કાવ્ય મોટેથી વાંચે છે, સાંભળે છે તેઓ જ એનો સાચો આસ્વાદ માણી શકે છે. પોતાને જ મોટેથી વાંચી સંભળાવો તો તમે મગજ ગુમાવી બેઠા છો એમ તમારી આસપાસના કદાચ માને પણ ખરા, પરંતુ અંતિમ લક્ષ્યની યથાર્થતા વિચારશો તો આવી આશંકાનો ભોગ પણ વહોરવા જેવો લાગશે. જે કોઈ શબ્દ ઉચ્ચારી શકે છે તે, કવિતા અને એની પોતાની અભિરુચિમાં ઠીકઠીક તફાવત આણી શકે એટલી સારી રીતે મોટેથી વાંચતાં, થોડા અનુભવથી જ શીખી જશે

અનુ. જયંત પારેખ

# ઊંડાં જળ વિનાની સરિતા

( શ્રી અનંતરાય રાવળ સંપાદિત ખોટાદકરની કાવ્યસરિતાનો પરિચય )

ખોટાદકર પંડિતયુગના અત્યંત અલ્પ પ્રતિભાશાળી કવિ છે. પંડિતયુગના કવિઓની વાત કરતાં કાવ્યરસિકોને સહેલાઇથી યાદ આવે એવા કવિઓમાં નરસિંહરાવ, ન્હાનાલાલ, કાન્ત, કલાપી અને ઠાકોર. ઠાકોર પંડિતયુગના હોવા છતાંયે માત્ર પંડિત-યુગના નથી. એમનો સંબંધ તો ગાંધીયુગ અને તે પછીની એટલે કે રાજેન્દ્રનિરંજનની પેઢી સાથે પણ ખૂબ જ ગાઢ બંધાયો.

ખોટાદકરની કવિતા પર અનેક પ્રવાહોનો પ્રભાવ પડેલો જોઇ શકાશે. ખોટાદકરે જીવનમાંથી સીધી જ નહીં પણ સાહિત્ય-માંથી પ્રેરણા લીધી છે. એટલે એમને કવિ કહેવા એના કરતાં ઉપકવિ કહેવા એ વિશેષ યોગ્ય છે. ઉપકવિની કવિતા એટલે ઉત્કૃષ્ટ કોટિની કવિતા નહીં જ એમ કહેવાનો અહીં આશય નથી; પણ જો ઉપકવિમાં પોતામાં નહિવત્ કૌવત પણ ન હોય તો એની કવિતા તદ્દન નીરસ અને નિષ્ફળ અનુ-કરણમાં સરી પડે ખોટાદકરની કવિતા આવા અનુકરણમાંથી ભાગ્યે જ સફળતાપૂર્વક માર્ગ કરી શકી છે.

એમની કવિતા પર સંસ્કૃત સાહિત્યની તથા પંડિત-યુગના પુરોગામી કવિ દલપતરામની છાયા પડી છે. આ ઉપરાંત આપણાં લોકગીતો, ન્હાનાલાલનાં ગીતો તથા નરસિંહરાવ, કાન્ત, કલાપીની છાયામાંથી પણ એમની કવિતા મુક્ત રહી શકી નથી. સંસ્કૃત કાવ્યસાહિત્ય તો એટલું બધું સમૃદ્ધ છે કે જે એનું આકંઠ પાન ન કરે અને એનો એકાદ ઘૂંટડો પણ ગળે ઉતારે તો કવિત્વશક્તિથી ભર્યોભર્યો કોઇપણ કવિ સાર-

હોત તો આપણા માટે એ ઓછા સંતોષની વાત ન હોતી. કાવ્યમાં પ્રકૃતિનું આલેખન કરવાને બદલે એમને વિશેષ રસ પડયો પ્રકૃત તત્ત્વો વચ્ચે કૌટુંબિક સંબંધો સ્થાપવામાં (શર્વરી, શત્રુંજય વગેરે) કાન્તની કાવ્યકલાને લક્ષમાં રાખીને આ કવિએ ખંડકાવ્યો લખ્યાં. કાન્તનાં ખંડકાવ્યો જેવું આકારસૌષ્ઠવ કે કાન્ત જેવા કવિસહજ દર્શનની બોટાદકર પાસે અપેક્ષા રાખીએ તો તે વધુ પડતું કહેવાય. અતિશય ઉતાવળને લીધે તથા કલા અને કસબનો નહિ જેવો પણ ખ્યાલ ન હોવાને લીધે એમનાં ખંડકાવ્યો કથળી ગયાં. એમનાં ખંડકાવ્યોમાં પાત્રોનો સ્વાભાવિક વિકાસ થતો હોય એમ લાગતું નથી. મંથન પરાકાષ્ઠાએ પહોંચતું જ નથી. ઘણીયે વાર એવું જ લાગે કે પાત્રોને મુખે બોટાદકર બોલી રહ્યા છે. ખંડકાવ્ય જેવા પરલક્ષી કાવ્યપ્રકારમાં પણ "ધન્ય ધન્ય તને દેવી" આવું આવું કહીને એમનું નારીમહિમા ગાવાનું આત્મલક્ષીપણું છૂપું રહેતું નથી. સાચી વાત તો એ છે કે પરલક્ષી કાવ્યપ્રકારમાં સર્જેલાં પાત્રોની વચ્ચે કવિએ પોતે આવીને આડખીલી ઊભી કરવી જોઈએ નહીં. એમનાં ખંડકાવ્યોમાં 'એભલવાળો' ખંડકાવ્ય જોઈને વાચકની આંખ ઠેકે ઠરે. જોકે એમાંય કવિતા કરતાં કથાનો અંશ વધુ પ્રબળ. આપણને કવિ માટે માન થાય એવા એમણે ફેરફારો કર્યા છે. મૂળ કથાના ચમત્કારને મધુમય બનાવ્યો છે. એમનાં અન્ય ખંડકાવ્યોમાં કાવ્યતાની દૃષ્ટિએ સહેજે જુદું તરી આવે એવું 'એભલવાળો' અવશ્ય થયું છે. વિષય અને વર્ણનમાં ક્યારેક ક્યારેક કલાપીની રીતે પણ બોટાદકરે લખ્યું છે ('વિદ્ધ મૃગને' વગેરે) પણ કલાપી પાસે જે ઊર્મિની શક્તિ અને વાણીની સરળતા સાથે વણાયેલી સચોટતા હતી એને તો બોટાદકર ક્યાંથી લાવે?

લોકગીતો તથા ન્હાનાલાલનાં (આમેય ન્હાનાલાલનાં ગીતો પર પણ વિશેષ અસર તો લોકગીતોની જ હતી ને!) ગીતોની અસર તળેયે આપણા આ કવિએ પોતાની કાવ્યપ્રવૃત્તિને સારી રીતે ખહેલાવી છે. છંદોબદ્ધ કાવ્ય કરતાં એમને આ પ્રકાર વિશેષ ફાવ્યો હોય એમ લાગે છે. એમનાં છંદો શુદ્ધ નથી હોતા એમ નહીં પણ સફાઇથી ભર્યાભર્યાં તો ક્યારેક જ હોય છે. આમેય એમની કાવ્યપ્રવૃત્તિનું એમનાં અન્ય કાવ્યોને મુકાબલે સવિશેષ કળામય અને પ્રમાણમાં સંતોષજનક રૂપ આપણને આ ગીતોમાં જ મળે છે. ગીતોમાંયે ગૃહજીવનનાં ગીતો એમની કવિતાની ઉજ્જવળ બાજુને પ્રકટ કરે છે. કેટલાંક ગીતો વધુ પડતાં લંબાણને લીધે વણસી ગયાં હોવા છતાંયે એના સ્વાભાવિક ઉપાડને લીધે ગમી જાય એવાં તો થયાં જ છે. જનની, માતૃગુંજન, ભાઇબીજ, ભાભી, વૈધવ્ય જેવાં કાવ્યોને લીધે એમની કવિતાનું સૌભાગ્ય જળવાયું છે.

ઔચિત્ય એ કલાનો પ્રાણ છે એ કહેવાની ભાગ્યે જ જરૂર. બોટાદકરનાં કાવ્યોમાં ઔચિત્યનો અભાવ પૂરેપૂરો સાલે છે. એક તો એમની પાસે કલાકાર પાસે હોવી જોઈએ એવી સમતોલ દૃષ્ટિ નથી. નારીમહિમા ગાવામાં એમનો જીવ એટલો બધો રચ્યો-પચ્યો રહે છે કે કાવ્યકલાને ભોગે પણ તેઓ નારીમહિમાનું પોતાની રીતે પારાયણ કરી જાય છે. બોટાદકરની કવિતામાં આ નારી-મહિમાની સ્તુતિઓ કોઇને કોઇ રીતે આદિથી-અંત સુધી છવાયેલી હોય છે. નર અને નારી એમને મન એકમેકનાં પૂરક હોવાને બદલે એકમેકનાં દુશ્મન હોય એમ લાગે છે. દા. ત.

"મૃત્યુ છે હા પુરુષપણુ ને નારી સંજીવની છે!"

સમતોલ દૃષ્ટિનો અભાવ તો ખટકે એવો છે. નારીનો મહિમા નરને ભોગે, ઊર્મિલાનો મહિમા સીતાને ભોગે, શત્રુંજયનો

મંદિરમાં ઇન્દ્રના વૈભવને શોભે. આ બધામાં સદ્‌ભાગ્યે સુખદ અપવાદરૂપે રહેલા 'પિયર' કાવ્યમાં પિયરની મહત્તા ગવાઇ પણ સાસરાને ભોગે નહીં. સાસરામાં રહેતી અને પિયરને ઝંખતી નાયિકાની ઝંખનાનો ચિતાર આપવાનો કવિનો પ્રયત્ન ખરેખર પ્રસંશનીય છે. એને મન તો પિયર અને સાસરું 'મોંઘાં સ્વર્ગદ્વય' છે.

'શર્વરી' કાવ્યમાં કુલવતી શર્વરીનો જેડ ભાનુ છે. આ એક પંક્તિ જરા જોવા જેવી છે.

"આવી કેના હૃદય પરથી કૂદતો ભાનુ આવે'

સૌથી પ્રથમ તો પ્રકૃતિના તત્ત્વો વચ્ચે એમણે જે જાતના સંબંધો સ્થાપી દીધા છે એ જ અકાવ્યમય લાગે છે. પણ ભાનુને એક વખત શર્વરીના જેડ તરીકે સ્થાપ્યા પછી એને કૂદતો બતાવવો એમાં ભાનુનું જેડ તરીકેનું ગૌરવ કર્યું ? આવા ને આવા ઔચિત્યના અભાવને લીધે તો સીતા જેવી સીતાની મહત્તાને રગદોળી મૂકતા ખબરદારની કલમને સહેજે આંચકો પણ નથી લાગતો.

ખબરદારના પ્રણયકાવ્યોને genuine love poems ભાવ પ્રણયકાવ્યો કોઈપણ સંજોગોમાં કહી શકાય એમ નથી. પ્રણય વિષેના વિચારોનું પદ્યમાં માત્ર આલેખન કરી દેવાથી કોઈ પણ પદ્ય પ્રણયકાવ્ય થઈ જતું નથી. એમના પ્રણયકાવ્યોમાં પ્રણય વિષેના વિચારોનું પોપટિયું ઉચ્ચારણ સાંભળવા મળે છે.

ગ્રામજીવનના કાવ્યોમાં આદર્શ ગામડાની કવિતા ખબરદારે અત્યન્ત મન મૂકીને ગાઈ છે. પણ ગામડાના સુખ અને દુ:ખ, હર્ષ અને શોક—આ બન્ને, જીવનની વેદના અને એ વેદનામાંથી

જન્મતું કારુણ્ય એ વિષે એમની કવિતામાંથી આછો અણસારો પણ ભાગ્યે જ મળે.

એકનો એક એકડો એકની એક રીતે ઘૂંટયે રાખવાની એમની રીત અકળાવી મૂકે એવી છે. દા. ત.

> હજારો લાભહાનિથી હૃદય રાચ્યું અને રોયું.
> હજારો ચસમા નર્કો અંતરે ઉકૂળવી રહ્યા,
> હજારો કષ્ટ હૈયાનાં ને ચિન્તાની પરંપરા,
> હજારો આશિષો લેતો પ્રણામો કોટિ ઝીલતો,
> હજારો વૈદ્યને પામી, હજારો તીર્થમાં ગઇ,
> હજારો બાણને ઝીલે વીર જેમ વપુવડે,
> હજારો વંચનો હૈયે ને હાથે ક્રૂર થૈ કર્યાં,
> હજારો હસ્તના ટેકા ગ્રહી નિત્યે ગતિ કીધી.

જૂનો જરીપુરાણો થઇ જાય એટલી હદે 'નવલ' શબ્દનો ઉપયોગ—

> નવલ તેજ ગ્રહી હસતું હતું,
> નવલ કૂજત હૈં શ્રવણે 'પડ્યું'
> નવલ ગર્ભવતી ગૃહિણી સમી,
> નવલ જગનાં કર્તવ્યોનો નવો ક્રમ દેખવા,
> નવીન પથ પૂરતી નવલ વિશ્વ ઉકૂળાવતી,
> કદી નવલ જંતુઓ તુજ પ્રવૃત્તિએ જાણશે,
> નવલ જનની કને ભેટ ધરતી,
> મધુર પરિહાસનો નવલ ભય પ્રગટતા,
> ચંચળા નવલ કો' અંગમાં ચમકતી,
> કૈંક અનુદિત નવલ ગીત ગુંજન વડે,
> નવલ નૂપુર તણા રમ્ય રણકારથી.

ઉદાહરણો આપ્યે પાર આવે એમ નથી. છંદોમાં પ્રમાણમાં એમને સૌથી વધુ હાથતાળી આપી જાય છે અનુષ્ટુપ તથા

દ્રુતવિલંબિત. 'પ્રણયપીયૂષ' અને 'હૃદયપીયૂષ' એ શબ્દો એમની કાવ્યસૃષ્ટિમાં અટવાતા અવારનવાર નજરે પડે. 'અમર' અને 'દિવ્ય' આ શબ્દો કાવ્યની સમાપ્તિ વખતે ન આવે તો જ નવાઈ કહેવાય. 'હિમાદ્રિવિરહવિષાદ' જેવા સાક્ષરશાહી શબ્દપ્રયોગો પણ આપણી હડફેટમાં આવ્યા કરે. આપણી કહેવતોને પદ્યનું સ્વરૂપ આપવાનો એમને શોખ છે એ જણાઈ આવ્યા વિના રહેતું નથી. 'તપંડો' કે 'હડબડો' જેવા સરળ પ્રયોગો પણ એ કરી શકે છે, તો ક્યારેક તેમનાથી જ્યારે છંદને જરાથી નથી વળાતું ત્યારે તેઓ સુગન્ધનું 'સદ્ગન્ધ' કરતા પણ અચકાતા નથી. 'કર્તવ્ય' કાવ્યનો ભાવ જ એવો છે કે એને તો ભજન જેવો પ્રકાર વધુ ઉપકારક નીવડે. પણ ભજનને બદલે તેઓ લખી બેઠા ગઝલ. યોગ્ય કાવ્યપ્રકાર ન સમજ્યા એટલી આત્મસૂઝ ઓછી, બીજું શું ?

અનવસર, ડોસા, જનની, ભાભી, અમોઘતા, માતૃરંજન, ભાઈબીજ, પિયર, પુત્રવિરહ, વૈધવ્ય, ગમાશ્વમેધ, એક સ્મૃતિ, કસ્તુરીમૃગને જેવાં કાવ્યો આપણને એમની પાસેથી મળી શક્યાં એ આશ્વાસન આપનારી ઘટના છે.

'પિયરની પાવડી' જેવો સરસ અલંકાર અને આવી કાવ્યમય તથા કરુણને કલાત્મક રીતે પ્રકટ કરતી પંક્તિઓ

"કોણે એ કંકણ પર કરવત ચાંપ્યાં ?
કોણે કૂમળાં પંકજ ભાર ભગાર્યાં ?
દેહમાં શાં એ કોમળ દેહ વિદાર્યા
કેમ હણાયા એ નહિ નિર્દય હાથ એ ?

આપણને મળી એને એક સુખદ અને નિત્ય અકસ્માત કહીશું ?

૧૬–૨–૬૧

સુરેશ દલાલ

## Cotton grass

The cotton-grasses, waving in the evening,
pose a problem:

The marsh corrupts to dust and dies; the marsh
yields sevenfold again,

Humbly, in the wind that swirls about me from
the crown of pines,

I bow my head, acknowledging

That mud which came to manhood in my soul.

J. M. N. (sweden)

ધિ રજીસ્ટ્રેશન ઓફ ન્યુઝ પેપર્સ (સેન્ટ્રલ)
રૂલ્સ ૧૯૫૬ અન્વયે

## કવિલોક પત્ર અંગેની માહિતી

ફોર્મ નં. ૪.

(જુઓ રૂલ નં. ૮)

૧ પ્રકાશન સ્થળ : ૩૮૦, ગિરગામ રોડ, મુંબઈ ૨.
૨ તેના પ્રકાશનની સામયિકતા : દ્વૈમાસિક
૩ મુદ્રકનું નામ : સુરેશ દલાલ
રાષ્ટ્રીયતા : ભારતીય
સરનામું : ૩૮૦, ગીરગામ રોડ, મુંબઈ ૨.
૪ પ્રકાશકનું નામ
રાષ્ટ્રીયતા ઉપર મુજબ
સરનામું
૫ તંત્રીનું નામ : સુરેશ દલાલ, રાજેન્દ્ર શાહ, જયસુખભાઇ શાહ.
રાષ્ટ્રીયતા : ભારતીય
સરનામું : ૩૮૦, ગિરગામ રોડ, મુંબઇ ૨.
૬ જે વ્યક્તિઓ અખબારના માલિક હોય અથવા કુલ થાપણના એક ટકાથી વધારે થાપણ રોકનારા ભાગીદારો અથવા શેરહોલ્ડરોનાં નામ તથા સરનામાં. } કવિલોક

હું સુરેશ દલાલ આથી જાહેર કરું છું કે ઉપર આપેલી વિગતો મારી વધુમાં વધુ જાણ અને માન્યતા મુજબ સાચી છે.

તા. ૨૮–૩–૬૧ સહી : **સુરેશ દલાલ**
પ્રકાશક

# કવિલોક

'કવિલોક'નું દ્વૈમાસિક પ્રકાશન

સંપાદક મંડળ

રાજેન્દ્ર શાહ

જનુભાઈ શાહ

સુરેશ દલાલ



લવાજમ ભરવાનાં સ્થળ

કવિલોક, ૩૮૦, ગિરગામ રોડ, મુંબઈ ૨

મેસર્સ એન. એમ. ત્રિપાઠી પ્રા. લિ., પ્રિન્સેસ સ્ટ્રીટ, મુંબઈ ૨

શ્રી પિનાકિન્ ઠાકોર : મે. ઠાકોર બ્રધર્સ, જરમન સીલ્વર માર્કેટ

રતનપોળ, અમદાવાદ

રવિકુમાર જોષી : C/o સુદર્શન એન્ડ કં.

૧૨, પોર્ટુગીઝ ચર્ચ સ્ટ્રીટ, કલકત્તા

મેલ ઓર્ડર સર્વીસ નહેરુ રોડ, વિલેપા

કવિલોક
પુસ્તક ૪ : અંક ૨૪
વૈશાખ ૨૦૧૭

ઉશનસ્

## કોણે કહ્યું ?

કોણે કહ્યું: જગત આ અતિશે વિશાળ ?
મારો અનુભવ જૂદો: જગ ન્હાનું છેક,
ન્હાનું મૂઠી હૃદય-બે'ક-શું- સ્પંદ એક;
ચારેક આંખનું જગત્-બસ એક તાર !

ક્યાં છે વળી અહીં જગે ભીડ ને ધમાલ ?
મારો અનુભવ જૂદો જ :
બે પાત્રની પૃથિવીઓ નરતંત તાસે,
બે આંખના પરિચયે બધી ગિર્દી-વસ્તી,
બાકી બધું વિજન; કૈં દગની (ન ભ્યાસે)
બે આપણા પરથી જાય અ-રોધ જાળ ?

કોણે કહ્યું વળી અતાગ-અમાપ સિંધુ ?
મારો અનુભવ જૂદો જ :
એ તાહરા નયનના લઘુ અશ્રુબિંદુ
-થી તો અમાપ-વણતાગ નથી જ; બિંદુ
જે મોતી-રૂડું; ઊંડું સિંધુતણું ય પાત્ર !
મેં મોતીમાપ બીજું જોયું ન સિંધુપાત્ર.

# કવિલોક

'કવિલોક'નું દ્વૈમાસિક પ્રકાશન

સંપાદક મંડળ
રાજેન્દ્ર શાહ
જમુભાઈ શાહ
સુરેશ દલાલ

•

લવાજમ ભરવાનાં સ્થળ
કવિલોક, ૩૮૦, ગિરગામ રોડ, મુંબઈ ૨
મેસર્સ એન. એમ. ત્રિપાઠી પ્રા. લિ., પ્રિન્સેસ સ્ટ્રીટ, મુંબઈ ૨
શ્રી. પિનાકિન્ ઠાકોર : મે. ઠાકોર બ્રધર્સ, જમન સીલ્વર માર્કેટ
રતનપોળ, અમદાવાદ

શિવકુમાર જોષી : C/o સુદર્શન એન્ડ કં.
૧૨, પોર્ટુગીઝ ચર્ચ સ્ટ્રીટ, કલકત્તા ૧

મેલ ઑર્ડર મર્ચંટ્સ નહેરુ રોડ, વિલેપાર્લે, મુંબઈ ૫૭

•

લવાજમ
દેશમાં રૂપિયા ચાર : પરદેશમાં શિલિંગ આઠ : છૂટક નકલના સિત્તેર નયા પૈસા

•

મુદ્રક અને પ્રકાશક : સુરેશ પરશોત્તમદાસ દલાલ
મુદ્રણ અને પ્રકાશનસ્થાન : લિપિની પ્રિન્ટરી, ૩૮૦ ગિરગામ રોડ, મુંબઈ ૨

કવિલોક

પુસ્તક ૪ : અંક ૨૪

વૈશાખ ૨૦૧૭

ઉશનસ્

## કોણે કહ્યું ?

કોણે કહ્યું: જગત આ અતિશે વિશાળ ?
મારો અનુભવ જૂદો: જગ ન્હાનું છેક,
ન્હાનું મૂઠી હૃદય-એ'ક-શું- સ્પંદ એક;
ચારેક આંખનું જગત્-બસ એક તાર !

કયાં છે વળી અહીં જગે ભીડ ને ધમાલ ?
મારો અનુભવ જૂદો જ:
બે પાત્રની પૃથિવીઓ નરતંત તાલે,
એ આંખના પરિચયે બધી ગિર્દી-વસ્તી,
બાકી બધું વિજન; હું દગની (ન ખ્યાલે)
જે આપણા પરથી જાય અ-શેષ જાળ ?

કોણે કહ્યું વળી અતાગ-અમાપ સિંધુ ?
મારો અનુભવ જૂદો જ:
એ તાહરા નયનના લઘુ અશ્રુબિંદુ
-થી તો અમાપ-વણતાગ નથી જ; બિંદુ
જે મોતી-રૂડું; ઊંડું સિંધુતણું ય પાત્ર !
મેં મોતીમાપ બીજું જોયું ન સિંધુપાત્ર.

ઇશ્વરચન્દ્ર ભટ્ટ

## જિજીવિષા

કોઇ મધુર રાગે.
શિશિર રમે વાસંતી ફાગે,
જીવન નભતું આશાધાગે;
ખીજાંકુર ધરતીને તાગે,
ફૂલ હસે બાગે.

ઘાવ ગભીરા રુઝે શાને ?
દુ:ખ પર હૈયું દ્રુઝે શાને ?
સૂકા કાષ્ઠે કૂંપળ શાને ?
જિજીવિષા પ્રાણે.



હરીન્દ્ર દવે

## પદરવ

અંધારી નિશાએ
જનહીન પથ પરે
નિયત અંતરે તગે દીવા.

વૃક્ષોની ફેલાઇ છાયા
અસ્તવ્યસ્ત.

એકાકી હું ?
નાહીં..
રાહ પર વાહનોના ચીલા,

પદચિહ્ન,
આકાશે તારાઓ
એક આંખે મને ન્યાળે
બીજી આંખે ભાળે સભર વસ્તીને
પૃથ્વી કેરાં કંઈ કેટલાંય સ્થળે અને
સહુનોય લહી રહું સંગ
જનહીન પથ પરે
જાગે પદરવ
જેનો મને, અહો, જીવજૂનો પરિચય !

## સુરેશ દલાલ

### વિવિધ સ્વરૂપે

ઝીણી ઝીણી કાળજીમાં માતાતણી વહી જતો,
મૂગી મૂગી ગોઠડીમાં શબ્દવિણ કહી જતો.
ચમકી જતો રે વળી શિશુઓની આંખમાં,
ચિહ્ન રૂપે સોહાગના ચમકતો ભાલમાં.
મીઠા ઉપાલંભે કદી સ્મિત અને અશ્રુમહીં;
પ્રણયને ભાળ્યો મેં તો વિવિધ સ્વરૂપે અહીં !

ઇર્ષાની આગે કદી બળતો નિહાળ્યો એને,
વિરહની વાટે વાટે મળતો નિહાળ્યો એને;
કેલિમહીં કદી કદી ઝૂરી મરે તરસે;
હેતની હેલીને ફરૂ વિરાગીનું વરસે.
ફૂલ–ભમરા ને વળી પારેવાંની જોડને
જોઈ જોઈ જાણી લઉં નેહના નિચોડને.
જાણી લઉં, માણી લઉં: રાગનું એ રૂપ:
આવે નહીં હાથમાં ને ક્ષિઠી રહે ધૂપ!

રાજેન્દ્ર શાહ

## વાસ્તુનું વકીલભવન

ઊંઘ મારી ઊડી ગઈ છે ક્યાય .
આ રાત્રિને પ્રહર
અનંત અવકાશમાં દૃષ્ટિ પસારતો કુટિરની છત ઉપર હું સૂતો છું.
મારી દક્ષિણે છે ક્ષીણસ્રોતા સાબરમતીનો વિશાળ પુલિન પટ.
પેલી બાજુ મિલના ધુમાડાથી ગાઢ અંધકારના ઓછાયામાં
ઝંખાય છે મહાનગરના દીવા
—દીપ્તિ જેની છે કેવળ નિજમહીં લીન
ઉપરના આકાશના ટમટમ થતા તારકથી વધુ સ્થિર
તંદ્રામય

હજી તો કાલની વાત છે, ઇતિહાસ છે,
પરંપરાની કે પુરાણની કથા નથી.
આ જ આરેથી ગાંધીની તેજોમય ઋતંભરા વાણીની
શત શત ધારા વહી રહી હતી
ઉદ્‌ઘોષના તરંગે હિલ્લોલિત હતી પરમ શાન્તિ,
યુગયુગનો અજજડ અંધાર એમાં ઓગળી ગયો હતો,
દિગન્તના આરાઓને એણે પરિપ્લાવિત કરી મૂક્યા હતા,
ઘાટે ઘાટે નિકુંજમાં નવજીવનની બહાર આવી હતી.
ભીંસ ન હતી,
અનંતમાં અવ્યાહત મોકળાશની મુક્તિ હતી.

પણ પ્રદોષની ગોધૂલિવેળાએ
જ્યારે તપસ્વી તપને પશ્ચિમની ક્ષિતિજ ભણી ચરણ ધર્યાં ત્યારે
એના શ્વેત સમુજ્જ્વલ સકલ કિરણોને

સહીં ઘેરાયેલ શ્યામલ વાદળે
દઇ દીધો કુટિલ વળાંક.
શ્વેત નહીં, ઊડે કંઇ કેટલાયે રંગ...
સત્ય નહીં, વાણીમહીં અગણિત વ્યંગ!
નહીં આલોક, ન ઉષ્મા; ઘનતમ ભાર.
નિરર્થક ઘોંઘાટ ને મૌન હાહાકાર!

ઝિલ્લી–ઝંકૃત આ નિઝુમ નિશીથની ગહન ગહ્વરે
લયની શૂન્યતામાં સહુને નિઃશેષ થવા દો
–પ્રલંબ રાત્રિના બ્રાહ્મમુહૂર્તને આરે
વરેણ્ય તેજની ઋચાનો મંત્રધ્વનિ જાગે ત્યાં લગી.



## સિતાંશુ યશશ્ચંદ્ર

### આ બધુંયે......

આ બધું યે ભ્રાંતિમય છે.
ને કશે જો હોય છૂપ્યું સત્ય
તો એ સત્ય સઘળું શોકસભર ને કલાંતિમય છે.

સૌ કહે છે; બ ય છે એ તેજ;
પણ રંગધનુની કેડી પર ચાલ્યે જતાં
હું કોઇ વેળા આભને છેડે નથી પ્હોંચી શકયો.
ને વીજળીના મારથી મુજ બાગમાંનું વૃક્ષ
સાચેસાચ રે સળગી ગયું.

સૌ કહે છે; બ ય છે એ તેજ;
પણ એ બધું યે ભ્રાંતિમય છે

ને કશે જો હોય સાચું સત્ય
તો એ સત્ય સઘળું શોકભર ને ક્લાંતિમય છે.
છે ફૂલ આ: ખીલે ન ખીલે, સ્વપ્ન જેવું, ત્યાં જ એ કરમાય.
ને શૂળ આ જે એ જ ડાળે બેસી
પેલી શિશિરના વાયુવસન દિનરાત ચીર્યે જાય
એ ફાટવાનો શબ્દ પણ મુજ કર્ણ પર ભટકાય
પણ જવા દો
એ બધુંયે ભ્રાંતિમય છે
ને કશે જો હોય સાચું સત્ય
તો એ સત્ય સઘળું શોકભર ને ક્લાંતિમય છે.

રણ પટે દેખાય છે મૃગજળ
છતાં એથી કદિ મુજ કંઠની ઊંડી તરસ છીપી નથી.
ને કોણ જાણે
જગતની બધી યે નદી, ઝરણાં, સરોવર, સાગરો બધુંય
બધુંય મૃગજળની રમત
મુજ પ્રાણ તરસ્યા તરફડે
ને એ તરસની અગન ઘોર અશાંતિમય છે.
આ બધુંયે ભ્રાંતિમય છે
ને કશે જો હોય સાચું સત્ય તો એ સત્ય સઘળું
શોકભર ને ક્લાંતિમય છે

## નલિન રાવળ

### અપોર

ખડ ખડ
હસતી ખડ ખડ
બિહામણી આ ઊડે અપોર

મસાણમાં ભડકે આળોટે
રાખ ધૂળના ભરે ફાકડા
વાંસ ઉછળે શીષ-ઝંટીયા
ખડ ખડ
હસતી ખડ ખડ
બિહામણી આ ઊડે અપોર

ઊભેલ ઠૂંઠાં
ભૂત થયેલાં
વૃક્ષોએ ભેંકાર કારમી પાડી ચીસ
પ્હાડ તણાં હૈયાં હાલી ગ્યાં પડઘાઓની ભીંસાભીંસ
ખડ ખડ
હસતી ખડ ખડ
બિહામણી આ ઊડે અપોર

આભ ઊગેલાં વાદળ બાળ્યાં
નદી, સરોવર, ખેતરનાં હૈયાં સળગાવ્યાં
બાળ્યા પગ-રસ્તા
બાળ્યા કોકિલના ટહૂકા
કવિ આંખની લોહ-કીકીઓ એક ન બાળી
ખડ ખડ
હસતી ખડ ખડ
બિહામણી આ ઊડે અપોર

## કમલ વૈદ્ય

### ઉરનું ગાન

સૂરતું એકલ ઉરનુ મારુ ગાન :
મન મેલી મુજ સંગ, રે પડ્યું
દૂર દેશે અણજાણ.

ભમતું રે' તવ પાછળ પાછળ
તોય તને નવ ભાળે,
પ્રાણને પુકાર સકલ તે દિગ
ભરાય વારે વારે;
સૂર મારો અવકાશમહીં લયમાન.

આપણું આ ઘર, આપણું આ વન, વડની ઢળી છાયા;
સમસમે સૂનકાર, ન જાણે કોઈ પરિચય માયા.

આપણે લોચન આવરી લીધી
નિઃસીમની ગહરાઈ,
એના જ તે ઊંડાણમાં અતલ
આજ રહી અકળાઈ;
પુનઃ ને દ્વવ પામશું રે સંધાન ?



## કેલિ

તરસું ના મુજ છીપી !
કીધ નહીં કીધ પાન રે કાં દીધ અધરને તવ ચીપી !

કુંજકુંજે આજ કેલિ, ઢળી એવી
મોસમની કશી માયા,
દૂર પણે ડેર, અવનિ ઉપર
ઝૂકી ઝૂકી મેહછાયા,
અધવચ્ચે લહીં, ચાલી અરે કયહીં
આમ સંકોડીને કાયા ?
હરીભરી અમરાઈમાં બોલતો બપીહો જો હજી 'પી પી' !
તરસું ના મુજ છીપી!

ક્યાંય ઠરે નહીં ચરણ આ તવ,
ચોગમ ભમતી રે'તી,
જેમ આ બકુલ ફૂલની સોડમ
સમીરણે જાય વ્હેતી,
મુખ થકી નવ વેણ વદે તોય
જાણે કશું કશું કે'તી !
ઉકલે ને અણઉકલી તારકનેણની તાહરી લિપી !
તરસું ના મુજ છીપી !

o

ભજન

એજ તારા મનોરથના મોજાંને ઉછાળ
સાગર ઘુઘવંત ઘોર
વીર ! મોતની છોળ્યુંમાં ખૂડત બેડલી સંભાળ

એ જ જેવી રે આપણે ફરીએ ફૂદડી
જગ એવું ધ્રમતું જણાય,
પગની નીચેની ધરતી યે જતી
અડવડ કાયા રે અટવાય,
વીર ! આપણી થિરતાનો આપણ એક રે આધાર.

એ જ આપ રે જુએ ને બીજું કાંઈ ના
આયને આપણા જ રૂપ,
જુદી રે જાત ન, જુદી ઠાઇ ના,
ઠરીએ તહીં થાય ચૂપ,
વીર ! નિજની ઓળખાણે ભ્રમની ભાગ રે જંજાળ.

એ જ સરવર જેવો આ સાગર લાગશે,
હૈયુંમાં નમશે તુફાન
ઘોર આ ઘમસાણ મેળે હારશે,
જાગશે ઝીણા સ્વનું ગાન,
વીર ! મનડું વાળ્યું તો વળશે કાળ આ કરાળ.

ગ.

•

•

# હાઈકુ

(લાઘવ અને ઊર્મીની સરળતાને લીધે જાપાનના સાહિત્યમાં અત્યંત લોકપ્રિય થયેલો વિશિષ્ટ કાવ્યપ્રકાર.)

**તાપ :-**

નદી પર
પૂલ છે ને તોય
મારો અશ્વ તો પાણી ડહોળી જાય છે. (શિકી)

**પ્રતીક્ષા :-**

રાત્રિ;
ને ફરીથી રાહ તારી જોઉં છું ત્યારે
ઠંડો પવન પલટાય છે વરસાદમાં. (શિકી)

**એકલતા :-**

કેવો ચળકતો ઊડતો આ આગિયો !
જોઈ લ્યો; જોયો ત્યહીં ?
કોઈ નહીં ! (ટેઇગી)

**ગરીબનો દીકરો :-**

ગરીબાઇનું સંતાન
દેખે ચાંદ, દળતું ધાન. (બાશો)

**સૌન્દર્ય :-**

રોજનો કકળાટિયો રે કાગડો;
એય પણ આજે સવારે બર્ફ પર. (બાશો)

અનુ : **સુરેશ દલાલ**

## ફ્રેડરિકો ગાર્સિયા લોરકા

### સાગરનાં જલનું કથાગીત

સુદૂરેથી કરે સ્મિત
સાગર અતલ,
ફેનિલની દંતપંક્તિ
આકાશના અધરોષ્ઠ,

વેચે છે શું, છોરી !
હૈયુ ખોલી વહેતા વાયરામા ?

વેચું છું હું સાગરનાં જળ

કાળા આ જોબનિયાના
છલકતા રક્ત મહીં
ચમકે જે, એ છે કઇ ચીજ !

છલકે જી મારા અંગેઅંગ મહીં
સાગરના જલ

ખારાં ખારાં આંસુડાં આ
ક્યાંથી રે આવે છે તારા નયનને તલ ?

રુદનમા મારા ઝરી જાય
જી, આ સાગરના જલ.

તારું આ હૃદય
—અને કેવો કટુ સ્વાદ ?
ક્યાંથી આવ્યો ?

સાગરનાં જલની શું તને નથી યાદ ?

સુદૂરેથી કરે સ્મિત
સાગર અતલ
ફેનિલની દંતપંક્તિ
આકાશના અધરોષ્ઠ

## નાનો અબોલ બાળ

ખોવાયો સૂર એનો શોધે છે બાળ
(લઇ બેઠા એ તમરાંનો રાજા)
જળના ટીપે એ ધારી ધારી જૂએ છે
ક્યાં ય મળતા અણસાર એના ઝાંખા.

મારે એ સૂર સંગ કરવી ના વાત
મારે ઘડવી છે એની એક વીંટી,
નાની એની આંગળીમાં પ્હેરે પળવાર
મારી નીરવતા કેરી અંગુઠિ.

જળના ટીપામાં ઝાંખી ઝાંખી જુએ છે
બાળ પોતાના સૂરનો અણસાર,
(બંધાયો સૂર ઓલ્યો, દૂર ને સુદૂર
પ્હેરી બેઠો છે તમરાંના વાઘા)

અનુ: હરીન્દ્ર દવે

•

શ્રદ્ધેય જ્ઞાનીજનોનું કથન છે કે ક્રિયાને વેગ આપનાર હેતુ ક્રિયાવલંબી હોવો જોઈએ, એટલે કે સર્જનની પ્રક્રિયામાં જ; નહીં કે પરિણામરૂપ કૃતિ–ગીત કે ચિત્રમાં. આ પ્રક્રિયામાં રહેલો નૈસર્ગિક આનંદ એ જ એનું કારણ હોવું જોઈએ. આપણને કૃતિ ગમે છે અથવા લોકમાં એ દ્વારા આપણી ચિરસ્મૃતિ રહેશે એવી આકાંક્ષાથી આપણે પ્રેરાવું જોઈએ નહીં. ઋતુએ ઋતુએ રસ્તાની બન્ને બાજુની વાડપર ખીલી ઊઠતાં ફૂલની જેમ સ્વાભાવિક જ કાવ્યનું પ્રાગટ્ય થવું જોઈએ. અને એ થતાં એનાથી એટલા જ નિસ્પૃહ બનવું જોઈએ. સમી સાંજનું ઓસરી જતું સૌન્દર્ય કેવા અનાસક્ત ભાવે આપણે નિહાળીએ છીએ! રહસ્ય તો એ છે કે નવું સૌન્દર્ય એ જ ક્ષણે પ્રગટતું આવતું હોય છે.

કવિતાકસબની પ્રાથમિક મુશ્કેલીઓને પાર કર્યા પછી મારી યુવાન ઉંમરે આવી જ સાહજિક રીતે હું કવિતા લખતો હતો. સર્જનની પ્રક્રિયામાં જ હું આનંદ લેતો હતો, આવતી કાલની કે પ્રકાશનની કોઈ ચિંતા મનમાં નહીં. પછીથી મારા એક મિત્ર આ કાવ્યો ભેગાં કરી પુસ્તક તૈયાર કર્યું. આથી હું સભાન બન્યો. મારું લખાણ લોકો વાંચશે એવા વિચારો મને આવવા લાગ્યા. કલ્પનાની સ્વાભાવિક નિર્વ્યાજતા આથી લુપ્ત થઈ. એને ક્યારેય હું ફરી પ્રાપ્ત કરી શક્યો નથી. મને લાગે છે કે કવિ પોતાના વાચકવર્ગને સાવ ભૂલી જાય એમ નહિ પણ એનાથી કંઈક સંકોચશીલ, નિરાળો રહે એ જરૂરી છે.

સેફોની એક કવિતાએ મને હમેશ વિચાર કરતો કરી મૂક્યો છે. જેના ઉલ્લેખો એમાં આવે છે એમાંનું કશું જ હયાત નથી, જે કવિઓ, રસિકો કે રણસુભટોની ગાથા એમાં ગવાઈ છે એમનાં

નામ પણ રહ્યાં નથી. જે અનુપમ સૌન્દર્યને પોતાના જીવનમાં એમણે જોયું માણ્યું છે તેને જગત ક્યારેય ભૂલી શકશે નહીં એવી એમની માન્યતા માત્ર એક જ પંક્તિમાં મુદ્રિત થઈ છે.

I think men will remember us, even hereafter.

આપણા જ હાથે રૂપસ્થ થયેલું સૌન્દર્ય ચિરકાલને માટે લોકસ્મૃતિમાં રહે એવી અપેક્ષા આપણે શા માટે રાખવી જોઈએ? માનવીએ ક્યારેય સર્જ્યું હોય એના કરતાં અનેકગુણ વિશેષ સૌન્દર્યના વિપુલ રાશિને, પર્ણ, કળી ને ફૂલ દ્વારા રસ્તાની વાડોએ વેર્યું છે. નીલકમલ કે ગુલાબ હજાર ઘણું મોટું દેખાય એવું આપણે કરીએ તો એના રચનાર જાદુગરની રચનાકૌશલનું આપણને કૈંક સાન થાય. વસંતનાં ફૂલનો વિલાસ, સંધ્યા સમયની લહરીએ પાણી પર પ્રગટાવેલી મોરપીંછના રંગની શોભા કે ફેનિલ તરંગનાં ઉત્થાન પતન, આ કે આવું મનોહર ઘણું ય બીજું આપણે નિહાળ્યું છે; માયાવિની પ્રકૃતિ આવું ઉપજાવે જ જાય છે. જેટલું સહજ એ પ્રગટે છે એટલું જ ઝડપથી વિસ્મૃતિમાં વિલીન પણ થઈ જાય છે. પણ આમાંથી કોઈ એક અંશનો આપણને સ્પર્શ થાય છે, આપણે એને વાણીમાં વણી લઈએ છીએ–અને એ જ કારણે આપણી રચના ચિરકાલને માટે લોકસ્મૃતિમાં જળવાઈ રહે એવો કરુણ મનોરથ સેવીએ છીએ!

George Russel (A.E.)

# The End

If I could have put you in my heart,
If but I could have wrapped you in myself
How glad I should have been!
And now the chart
of memory unrolls again to me
The course of our journey here,
here where we part

And oh, that you had never, never been
Some of your selves my love, that some
*Of your several faces I had never seen!*
And still they come before me, and they go;
And I cry aloud in the moments that intervene.

And oh, my love, as I rock for you to night
And have not any longer any hope
To heal the suffering, or to make requite
For all your life of asking and despair,
I own that some of me is dead to-night

**D. H. Lawrence**

•

## હેમન્ત દેસાઈ

### સવાર

પર્ણ ધ્રૂજયું એક
ને સંચાર..
સ્વપ્નનાં પગલાં વળ્યાં પાછાં અને
પ્હેલું કિરણ તીણું છૂટયું ત્યાં
નીડની દિવાલમાં ખૂંપ્યું ?
આલિંગને દૃઢ
પોપચાં પારેવડાં કેરો થયો વિશ્લેષ
ને સર્વત્ર ભમવાનો લઈ ઉન્મેષ
ઊડી પાંખ...
રે મુજ આંખ ઉઘડી.
ઉડ્ડયન આકાશના
ને વિશ્વના દર્શન તણા ભારે
બીડાયેલી ફરીથી આંખ ઊઘડી.
પાળેલ બિલ્લી શી
બધી યે ચિરપરિચિત ખોરડાની ચીજને
ફંફોસતી ચૂમી વળી ઘૂમી.
(પછી તો બ્હારનાં
કૈં કેટલાં સ્થળમાં ય સંચરશે
બની ખિસકોલી શી ચંચલ
દિવસભર એ)
ક્ષિતિજની સાથ મારી આંખ ઉઘડી.
એ જ તજવું આંગણું ને એ જ યાત્રા
એ જ દુનિયા

એ જ પ્રસરેલી હવામાં વીંઝતું વ્હેલું સદાનં
એ જ અવરોધોનું સ્હેવું
એ જ નમણું ગીતનો લલકાર...
( મે હા ! એ જ અંતે આવશે અંધાર ! )

નો યે આ નવા સૂરજ કનેથી નવ્ય આશિષ લઈ
કણિકણને ક્ષણિક્ષણને ચણી લેવા, વણી લેવા
તલસતી આંખ ઉઘડી..



## હિમાંશુ વ્હોરા

### દર્પણ

બે નયનોના દર્પણ
એને રૂપ તણા આકર્ષણ !
આકાશી લજ્જાના રંગો
અહીં થતા પ્રતિબિંબિત,
હોઠથી છટકી મઢાઈ જાતું
મુગ્ધ રમ્ય કો સ્મિત;
ઝીલે સહજમાં કોક ઉરની તડપન !

રાત તણી કાયાનું કામણ
પળભર એને ડારે,
પરોઢનો નાજુક સીનો ત્યાં
નિજની છવિ કંડારે;
મચી રહે જ્યાં ધૂપ-છાંવનાં નર્તન !



## રવીન્દ્રનાથ ટાગોર

### પ્રતીતિ

અહો ! મનોહર તમે કેટલાં એક જ મન આ જાણું;
થરથર કંપે કૂણા અજંપે મમ અંતર તવ ગાને !

પ્રભાતપ્હોરે વાદળ સાથે તડકે માંડયો ખેલ;
ને નદિયુંની લહર લહરમાં કિરણ કિરણની વેલ.
ન્યાળી તમને નયન સરોવર છલકંતાં નવ તાને !
અહો ! મનોહર તમે કેટલાં એક જ મન આ જાણિ !

કૂંપળ કૂંપળ, ફૂલ ફૂલમાં - અંકાયું વન–સ્મિત;
દલંદલથી મખમલ પરિમલ લઈ પવન થયો પુલકિત.
સુનીલ નભ લોચનિયેથી તવ ઝરે સુધા મમ પ્રાણે !
અહો ! મનોહર તમે કેટલાં એક જ મન આ જાણિ !

અનુ: સુરેશ દલાલ

### ગહન

કેમ સખિ મુજ દ્વારે આવ્યા
જોગી એક ભિખારી રે !
કરુણ સૂરે ઝંકારી વીણા
વીતી રાત અંધારી રે !

આવતાં ને જાતાં નજરે પડતું
મુખડું એનું ન્યારું રે;
બોલાવું કે પાછા વાળું
ચિતડું વ્યાકુળ મારું રે !

આવણની ઘનઘોર દિશાઓ,
શરદચંદ્રની હેલી રે!
વસંતનો મઘમઘતો વાયુ
ઉપવનની હરિયાળી રે!

વિધ વિધ ભાવે વિધવિધ ગાનો
નિતનિત ગાય મઝાના રે;
ચિત ચોટે ના કયાં યે કાજે
નયને નીર ભરાણું રે!

અનુ૰ જયંતીલાલ આચાર્ય



## લવાજમ

આ અંક સાથે આપનું લવાજમ પુરું થાય છે. આપને આવતા વર્ષનું લવાજમ મ. ઓ. દ્વારા અગર લવાજમ ભરવા માટેનાં જે ગ્રંથોનો નિર્દેશ કરેલો છે ત્યાં મોકલી આપવા વિનંતિ છે.

# સીમાડાપારની યાત્રા

( સ્વ. 'શાહબાઝ' કૃત 'પાલવકિનારી'નો પરિચય. )

ફારસી કાવ્યસ્વરૂપ પ્રત્યે અકારણ સૂગ ધરાવનાર આપણે ત્યાં એક વર્ગ છે. આ સ્વરૂપને માણી શકવાની પોતાની અશક્તિને લીધે આ વર્ગ જેની આ સ્વરૂપને માણવાની આભરુચિ ઘડાઇ છે તેની અભિરુચિને પણ નિંદે છે—અને તે પણ પોકળ દલીલોથી......કે આવા સ્વરૂપોમાં ઓવારી જઈએ એવું તે શું હોય છે—માત્ર શબ્દોની આતશબાજી અને અર્થહીન પ્રાસો સિવાય?

આપણને નિસ્બત કવિતા સાથે હોવી જોઇએ. કોઇ પણ સ્વરૂપમાં કાવ્ય મળે તો એને વિના સંકોચે સ્વીકારી લેવાની ઉદારતા આપણામાંથી ઘણાએ હજી કેળવી નથી એ આપણું દુર્ભાગ્ય છે. એટલે જ સ્તો આવી પરિસ્થિતિમાં 'શાહબાઝ'ના કાવ્યગ્રંથ 'પાલવકિનારી'નું સ્વાગત કરતાં સવિશેષ આનંદ થાય છે.

'શાહબાઝ'નાં કાવ્યોનું સંપાદન એટલી બધી ચીવટપૂર્વક થયું છે કે સંગ્રહની કોઈ પણ કૃતિમાં વાંચકને કોઇક ને કોઇક આકર્ષક તત્ત્વ ન સાંપડે એવું ભાગ્યે જ બને. ફારસી કાવ્યસ્વરૂપની વિશિષ્ટતાનો ખ્યાલ આપતો અને એમની કૃતિઓનો રસાસ્વાદ લેવામાં સહાયભૂત થઈ પડતો શ્રી. હરીન્દ્ર દવેનો નાનકડો પણ નક્કર પ્રવેશક "શબ્દોની પુનઃ પ્રતિષ્ઠા" શિર્ષક હેઠળ આપણને અહીં મળે છે.

લાઘવનિષ્ઠ સરળતા એ શાહબાઝ'ની કવિતાનું નોંધપાત્ર લક્ષણ છે. 'શાહબાઝ'ની વાણી સરળ છે પણ સસ્તી નથી. આસક્તિમય ભક્તિ એ એમનો કાવ્યવિષય છે. પ્રતિભાશાળી કવિ પોતાને આવડતી ભાષાના શબ્દો પાસેથી એવી સિફતથી કામ કઢાવી લેતો હોય છે કે વાચક એની આ કલા અને કસબ ઉપર મુગ્ધ થયા વિના રહે નહીં. એની ખૂબી એ પણ હોય છે કે વાચકને સહેજ પણ આઘાત આપ્યા વિના બે જુદી જુદી ભાષાના શબ્દોનું સુભગ સંયોજન પણ એ કરતો હોય છે. 'શાહબાઝ'ની આ લાક્ષણિકતા તો

ખાસ ધ્યાન ખેંચે એવી છે સંસ્કૃત અને ફારસીભાષાના શબ્દો અહીં કેવી સ્વાભાવિકતાથી હળીમળી ગયા છે એને માટે નીચેનું ઉદાહરણ પૂરતું થઈ પડશે

> ભૂમિને સરહદો પાંડિત્યના ઉન્નત મહાલયની
> તજીને અસ્મિતા મનના બધા જયની પરાજયની,
> નિહાળી આખરી મંઝિલ મેં સાકીના સુરાલયની,
> ભરી 'શાહબાઝ' પાંખોમાં હવા એક બેફિકર મયની
> અભય કેરા સીમાડાપાર ધાયો આજ હું હું.

માત્ર આપાતદૃષ્ટિએ જ નહીં પણ આન્તરિક દૃષ્ટિએ જો વિચાર કરીએ તો 'શાહબાઝ'નું કવિ તરીકેનું વ્યક્તિત્વ હિંદના તત્ત્વજ્ઞાન અને ફારસી-ઉર્દૂ કવિતાના સંસ્કારોથી ઘડાયેલું છે એમ લાગ્યા વિના નહીં રહે એમનું કાવ્ય ગગનને ઇશ્કે હકીકી (ઈશ્વરી પ્રેમ)ના રંગથી રંગાયેલું છે

દુનિયાની દૃષ્ટિએ, વ્યવહાર દૃષ્ટિએ જે 'પતન' લાગે એ જ 'પતન' સીમાડાપારના યાત્રાળુને—કવિને—'ઉડ્ડયન' લાગે એમાં નવાઈ નથી એટલે જ આ કવિ પ્રતીકાત્મક વાણીમાં ગાઈ ઊઠે છે

> કબૂતરથી ઘવાઈ આખરે 'શાહબાઝ' પટકાયો,
> હતું એ ઉડ્ડયન સાચે, ભલે લાગ્યું પતન જેવું

કબૂતરને પ્રેમના અને શાહબાઝને શક્તિના પ્રતીકરૂપે જોતાં આ બૂંદો સહેલાઈથી ગળે ઊતરી જાય એવો છે ઉડ્ડયન થઈને રહી ગયેલા આવા પતનને આ કવિ વહાલથી ઝંખે છે એની ઝંખના નીચેની પંક્તિઓમાં સાકાર થતી દેખાશે

> ઉડ્ડયન થઈને રહે એવું પતન આપો મને
> ?
> હું પતનને ધ્યેયપ્રાપ્તિનું બનાવી જાઉં છું.

સત્ય એ સત્ય છે એટલા માટે જ એ સરળ હોય છે પણ સરળ સત્યને (સત્યથી પણ સરળ) આવી કાવ્યમય વાણીમાં ઉતારનાર કવિઓ વિરલ હોય છે

> હસ્તીને ગુમાવ્યા વિના હસ્તી નહીં જડે,
> મઝધારમાં ડૂબ્યા વિના કિશ્તી નહીં જડે,

બંધનમાં વીંટાયા વિના મુક્તિ નહીં જડે,
આંખો મીંચી ગયા વિના જ્યોતિ નહીં જડે,
ઊંડાણે ઊતર્યા વિના મોતી નહીં જડે.

વાતાવરણને અનુકૂળ અલંકાર એમને કેટલી સાહજિકતાથી હાથ લાગી જાય છે.

સુરાહી-શી નમેલી આપની ગરદન નિહાળીને,
ફરી એક જામ ફેરી શોધમાં પાછો ફરું છું હું.

તથા એમની અભિવ્યક્તિ કેટલી બધી માર્મિક હોય છે એના માટે શું આ એક ઉદાહરણ પૂરતું નથી ?

પરવરદિગારે જીભ દઈ બોલતો કર્યો
ત્યારે પૂછ્યું એ જીભથી પરવરદિગાર ક્યાં ?

શબ્દ પાસે માત્ર અર્થ નથી—અવાજ પણ છે. સારો કવિ શબ્દ પાસેથી અર્થ અને અવાજ સરસ રીતે તારવી લેતો હોય છે. 'શાહબાઝ'ના કાવ્યમાં વહેતી લયની લીલા પણ માણવા જેવી છે. ડાળ ઉપર એક પછી એક રંગસુગંધ-ભર્યાં ફૂલો ફૂટતાં જાય—અને આ દશ્ય આપણી આંખને ગમે, એને જોઈને અંતર હરખાઈ જાય અને આપણું અસ્તિત્વ એ સૌરભથી તરબતર થઈ જાય એ રીતે અર્થ રંગીનભર્યા શબ્દો એક પછી એક સહૃદયને વશ કરતા ફોરતા રહે છે. દા. ત.

અમારા જામને દિનરાતભર ભરજે પૂરા, સાકી !
અમારા પર કરુણાની નજર કરજે જરા, સાકી !
અમારા ભાગ્યે આવી છે સુરાલયની ધરા, સાકી !
સુરાહી કાલની બાકી રહી દઈ દે સુરા, સાકી !
હશે કે ના હશે સ્વર્ગે સદન તારા સદન જેવું.

કવિની કવિતાનો આ સંચય 'પાલવકિનારી' એ કવિના વિશાળ કાવ્ય- ગગનની એક દિલચસ્પ કિનારી જ છે. પણ આ 'પાલવકિનારી' જોતાં કવિના કાવ્ય આકાશની વિશાળતા કેટલી બધી છે એનો વાચકને ખ્યાલ આવ્યા વિના નહીં રહે.

કવિની કૃતિઓ પ્રકટ કરવા બદલ પ્રકાશક શ્રી યશવંત દોશીને હાર્દિક અભિનંદન.

૭-૧૦-૧૯૬૦ સુરેશ દલાલ

# પરિશીલન

આજ આ નયનો રડે છે આપ વિરહે ઝારેઝાર,
આજ મારું દિલ બન્યું છે આપના વિણ બેકરાર,
આજ તો હૈયે ચડે છે એ અનાદિનો કરાર;
મારી દુનિયા પર મઝારે હું ખિલાવું નવબહાર;
રાતભર સાન્નિધ્યનું એક જ સપન આપો મને!



નમન એક નથી બીજું ગુનાહીના નમન જેવું



તારલે મઢેલ આસમાન જોઈ, કોઈને
આપના જાલવની કલ્પના તો થાય કે નહિ?



અને ખાતરી મળે છે હર શિશુના આગમનમાંથી
કે સર્જનહારનું હૈયું હજુયે પ્રકથી તર છે.



આ ગગન ટૂંકું પડે, બીજું ગગન આપો મને!



મઢેલા આભ પર પહોંચી કોઈ 'શાહબાઝ' પૂછે છે,
અહીં આસમાન છે કે કોઈની પાલવકિનારી છે?

પાલવકિનારીમાંથી ] શાહબાઝ

# કવિલોક

'કવિલોક'નું દ્વૈમાસિક પ્રકાશન


સંપાદક મંડળ

રાજેન્દ્ર શાહ

જમુભાઈ શાહ

સુરેશ દલાલ





લવાજમ ભરવાનાં સ્થળ

કવિલોક, ૭૮૦, ગિરગામ રોડ, મુંબઈ ૨

મિસર્સ એન એમ. ત્રિપાઠી પ્રા. લિ., પ્રિન્સેસ સ્ટ્રીટ, મુંબઈ ૨

શ્રી. પિનાકિન્ ઠાકોર : મે. ઠાકોર બ્રધર્સ, જવમન સીલ્વર માર્કેટ
રતનપોળ, અમદાવાદ

શિવકુમાર જોશી : C/o સુદર્શન એન્ડ કં.
૧૨, પોર્ટુગીઝ ચર્ચ સ્ટ્રીટ, કલકત્તા ૧

મેઈલ ઓર્ડર સર્વીસ નહેરુ રોડ, વિલેપાર્લે, મુંબઈ ૫૭





લવાજમ

દેશમાં રૂપિયા ચાર • પરદેશમાં શિલિંગ આઠ • છૂટક નકલના સિત્તેર નયા પૈસા





મુદ્રક અને પ્રકાશક : સુરેશ પરસોત્તમદાસ દલાલ

મુદ્રણ અને પ્રકાશનસ્થાન : લિપિની પ્રિન્ટરી, ૭૮૦ ગિરગામ રોડ, મુંબઈ ૨

કવિ
લોક

પુસ્તક ૫ : અંક ૨૫

અષાઢ ૨૦૧૭

બાલમુકુન્દ દવે

## વડલો

સરવરની પાળે એક વડલો ઘેઘૂર ઊભો:
પાંદે પાંદે લીલો રે કુંજાર:
દહાડે રે ડોલે, વડલો રાતરે ચડતો ઝોલે:
ડાળે ડાળે પંખીના ગુંજાર!

ભીતર ગોપાયાં, એનાં મૂળ રે રોપાયાં ચોગમ:
ભેદી રે પાતાળી ઊંડી ભોમ!
નીચો રે ફાલ્યો, વડલો ઊંચો રે ફાલ્યો, એની
ટોચે રે તોળાયાં સારાં વ્યોમ!

વેલા વડવાઈઓના એવા રે ગૂંથાયા, શીળા
મમતા કેરા માંડવા સઘન!
કવિ ને કવિતા આંહીં એવાં રે ખેંચાયાં, એનાં
ઘડિયાં રે લેવાયાં લગન!

ઝીણાં રે વીણાજંતર વાગે અહીંકાં આંહીં,
મુગલો રે ડોલે વાંકે શિંગ:
થનગનતો આવે મીંઢા માણીગર મોરલો ને
ભૂલો પડી આવે રે બોરિંગ!

શિવજીએ ઓલી અદ્ધર ધીંગી ગંગાની ધારા,
રમતી રે મૂકી ધરતી ચોક :
વડલે ધરતીની ગંગા એવી રે ઉછાળી, છેક
હિમાળે ચડી ચાડી રાખ્યો નાક !

મહેરનાં પાણી જ્યારે ડૂબવશે દુનિયા સારી
થાશે રે જળજળમાં બંબોળ !
જોગંદર વડલો ત્યારે અડૂબ્યો અડોલ ઊભો,
અનમે યે કરશે રે અંઘોળ !

•

## ઉશનસ્

### ત્રીજનો ચંદ્ર

પ્રતીચીની સીમે
કૂબે ધીમે ધીમે તિમિરભરતીમાં ત્રીજતણું
–ચતુર્થીનું વા હો–શશિયર તણું હોડકું તનુ.
મૂળે વાંકું, મોજે થયું નમ્યું, ભરાયું જળ કંઈ,
પડયું નીચે કાણું પણ કંઈ હશે –આશ ન રહી.
ત્યજાયું ટંડેલે, પવન થયડાયું, (સઢ નહીં,
સુકાને ના કોઇ) વિજન અણુજાણ્યે તટ અહીં.
હવે ધીમે ધીમે, –શામી સૂઇ ગઈ આંધી–
પ્રતીચીની સીમે તિમિર તળિયે
શાંત સેતું સમાધિ.

•

## રાજન્ કડીઆ

### ગ્રીષ્મે વર્ષા

આક્રોશમાંથી ઊછર્યો
ગુસ્સો, યથા ઉલ્કા ખર્યો.
ને ચંડ છે આ તપ્ત સૃષ્ટિ–ચંડિકા
મારી પ્રિયાનાં ડૂસકાં !
શું સૂર્ય રાતો – આંખ મારી ?
વાદળાં ઘેરાય ત્યાં અંકાશમાં
મારી ઉદાસી લૈ ઉછીની, કૈંક તો ડંફાસમાં.
પ્રાચી દિશામાં તાપસી- આંધી ચડી,
ક્ષણ અન્તરે જ્યાં તું હસી...
ને હા...શ
બસ, તૂટી પડયો ગુસ્સો નભેથી
ભૂમિ પે ફેલાવતો ક્રાન્તિ બધે –
શાન્તિ બધે,
વાયુ શીતળ.
ક્યાં ક્યાંય ના અવસાદ !
રે ! જોયો અહીં મેં ગ્રીષ્મનો વરસાદ !



## વિયોગિની

તને ઝંખી કેવું

                પ્રિય! હૃદય આ વિહ્વળ કહું!

    વનની વનરાઈને ભરી

                ટહુકે કોકિલ આ મુહુર્મુહુ.

    સમતું નહીં તેમ તે વધુ

                પજવે, રે સહ્યું જાય ના જરી.

તને ઝંખુ

                ઝંખુ પલ પલ અહીં ચાતક મને

    સ્મૃતિ શા વિખરેલ પર્ણને

                લઇ વંટોળ ભમે છ ગ્રીષ્મનો,

    કુજગોત વિશેષ ધીખતો

                અવ અંગાર, ન મેહ વર્ષશે?

તને ઝંખુ …

                ઝંખુ, પ્રિયતમ! હવાના શ્વસનમા

    નરવો સુનકાર કેવલ,

                દિન જેવી વહી જાય જામિની.

    તવ સ્પર્શની રમ્ય રાગિણી

                મુજ આ અંતર રેલશે કવ?

તને ઝંખું

                ઝંખુ નિધન મહીં સંજીવન શ્રમ



## પ્રિયકાન્ત મણિયાર

### કવિઓને પરિપત્ર

( પહેલો સ્વાના પ્રિયકાન્તને કર્યો )

ગોપી કને દાણ હવે લઉં ના,
ખાલી પડી ગોરસની મટૂકી,
વર્ષો થયાં ગોકુલથી ગયાને,
સ્થંભી ગઇ ક્યારની રાસલીલા,
ના એની એ તો યમુના વહે છે,
કદંબના વૃક્ષ સમું વિલાયું
વ્હાલું હતું જે મજ લીલું લીલું;
મીરાં દયારામ અનેક તે પછી
ભજી ગયા ભાવ પ્રચૂર્ણ કિન્તુ
વિચિત્ર છે સાંપ્રત ચિત્ર કૈંક.

મારી પ્રીતે ગીત તમે કર્યાં કરો,
પ્રીને તમારી કશું યે કરો નહીં.
પ્રતારણા–પ્રીત–પ્રયોજના છતી
મારા થકી કાળ વિશેષ ગાળો
દીઠી નહીં તે સહ રાધિકાની.

વર્ષો થયાં શબ્દ ન એક બોલ્યો:
હવે પછી, ગૂર્જર ગીતકારો,
ક્યાંયે કર્યું કાવ્ય કશુંય કૃષ્ણનું–
એકેક આનો કૃતિ દીઠ લૈશ હું.
( ખીસ્સે તમારે યદિ લભ્ય હોય તો ! )
ગોપી કને દાણ હવે લઉં ના..

## કહે છે કે

કહે છે કે
મધરાતે આવીને પ્રભાત, પેલી
નિર્ઝરિણીને કિનારે બેસે છે:
અજાણી ભાષામાં
તુષારની ઝીણી રૂપલા રજની પંક્તિઓ ગૂંથી
ગિરિસપ્તને ષડજ કંઠે
આનંદ ગાન કરે છે.
ત્યારે
શત સહસ્ર પડદાઓ ખોલીને
કોઇ વિરાટ વીણા ઝણઝણી ઊઠે છે..
અને વાતાવરણથી
અણદીઠ આવી ઝમઝ ઝંકાર ભળે છે.
મત્ત થાપીનો ઘનશોર
ભરે છે દિક્કાલને.
મોહિની મધરાત
ભર યૌવન સજની સાંભળે છે;
પ્રભાત ગાય છે.



રાજેન્દ્ર શાહ

## કાળવી કીકી

કાજળિયા અંધારથી યે કંઇ કાળવી તારી કીકી!
કોઇ જાદુઇ રાગ એ જાણે
રાનવેરાને
રમતી
રે મનગમતી
રૂડી રાત–
–ની તે શી કીજિયે કુડી વાત ?
ફાગણના સૂરજની સારી રોશની લાગે ફીકી!

તારી કાળવી સોહે કીકી!
પાંપણને પલકાર શી ખેલે!
નૂરનાં તે કંઇ વ્હેણને રેલે!
કેમ રે મારે પામવો એનો તાગ ?
ઢૂંકડી લાગે શીતલ
આઘી હોય તો જીની આગ!
હાય રે સરળ
સળગ્યાં મારાં નેણલાં એને જોઇને ટીકી ટીકી.

## નલિન રાવળ

### મધ્યરાત્રિએ ભરૂચ

દ્યુતિ લકીર નર્મદા
    પ્રલંબ કલ્પ દૃષ્ટિ પાર વિસ્તર્યાં
        અસીમ આભમા ઝગત
શાત ગીત પંક્તિ શી ક્ષિતિજ
    અભ્ર ડોલતા
        સઢો વહાણના તરંત

દૂર
    તારકો ભરેલ વૃક્ષ–ટોચ
        પોચી ટેકરી ધીમું શ્વસંત

ચંદ્ર
    ધુમ્મસે ભીનો થયેલ
        અર્ધ ઘેનમા સરંત

ફૂલ
    મંદ વાયુ શો
        વહંત

ભાગલું ભરૂચ,
    નીંદના અસીમ પ્રાતમા,
        લસંત લોલ સ્વપ્નમા ઝૂલંત.

## મારી બારી

પેલી નાની ચકલી કેરી પાંખમહીં છૂપાઇ
અહીં આ ઊડી રહી —તે સાંજ.
ખિસકોલીની પૂછડીએ થઇ ઊંચી
પેલી દોડી રહી —તે સાંજ.

મારી આ નાનકડી બારી,
દૂર દૂરનું આભ બતાવે,
ડુંગર કેરી હાર બતાવે,
ઝૂકયાં ઝૂકયાં ઝાડ બતાવે,
શેરીમાં રમતાં બાળકની આતુર નાની આંખ,
સોનાનાં નળિયે જઇ બેઠો સૂરજ,
એ ય બતાવે.

મારી આ નાનકડી બારી
ભાત ભાતના રંગથકી આ ખીલી એની ચાર ખૂણાની કયારી.

હવે અહીં આ પાંદ પાંદની આંખમહીં વેરાતી જાતી રાત.
અને મારી આ બારી હળવે
ગાતી ઝીણા હાલરડાંના સૂર.
સાવ નાનકો થઇ જાતો હું.
ઉંઘ ભરેલી દઉં બીડી
હું નાનકડી મુજ આંખ.
મ્હેલવેતરી ગાયસમો આ પવનલહરનો સ્પર્શ —
મારી વ્હાલી મા જેવી આ બારી જાણે

હળવે એની આંગળીઓ
મુજ વીંખાયેલા વાળમહીં શી રહી ફેરવી !
અવ જાગૃતિનું એ જ હેતભર સ્પર્શમહીં
એ શમી ગયું આ ગાન.
હોઠ પરે સ્મિત થઈ પોઢી રહી
કપાળ પર હળવેથી દીધી ચૂમી
ખારી કેરી મીઠી ચૂમી

•

## જયન્ત પાઠક

### ઉઘાડ

ઉઘાડ નીકળ્યો, અડાબીડ ઘનોની ઘાટી વચ્ચે
પ્રશાન્ત સર શો હવે ગગનપ્રાન્ત ખુલ્લો થયો,
સપાટી પર જેની ફુલ્લ શુદ્ધ શાં ધવલ વાદળાં
સરે અહીંતહીં લઈ પવન સ્હેજમાં પાંખમાં

લગીર ઘનશૈલ અંતરથી તેજનું જલ ઝમે
સુવર્ણ તરુપર્ણના વદનમાં સ્મિતાઢ્ય રમે !
સુરક્ષિત સ્થળે ઘટાધર વિશે લપાયેલ તે
મૂંગાં મૂશળધાર ભીરુ ચકલાં હવે શેરીમાં
લિયે સુખથી સ્નાન મૌજ નીકખામણાંના જલે
વહેમી જીવ કાગડાય ભયમુક્ત કા કા કરે

ઉઘાડ નીકળ્યો, હવે નયન નીતર્યાં કૌતુકે
હરેક ચીજ તેજમાં નિજ ન્હવાયલી નીરખે

પ્રસન્ન મન ઇન્દ્રચાપ થઇને તણાવા ચહે
કેશો જીવન રંગનો દ્યુતિ ઉઘાડ હૈયું રસે !

## રવીન્દ્ર-સ્મૃતિ

નભગંગામાં શુભ્ર કમલદલ ઝૂલે
સૌરભ એની ઉત્સરતી શી આ ફૂલે, ઓ ફૂલે !

ઇન્દ્રસભામાં ઉર્વશીનેપુર ઝણુકે
ધરતીના અણુઅણુમાં ઉન્મદ રાગ ઘૂઘરી રણુકે.

મંદ પવનમાં ડોલે પારિજાત
ફૂલની ઉર ઉર પર શી ઝૂલે માળાઓ અભિજાત !

અરુણધવલ શાં ઝળકે ઝાકળ-મોતી
કોમળ તૃણઅંગુલિઓ જેને તેજતારમાં પ્રોતી !

જલકલકલમાં ભળતું નાવિક ગીત
પાગલ બાઉલની બે-કાંઠે છલકાતી શી પ્રીત !

દૂરદૂરથી આવે વાંસળી સૂર
વ્રજ વૈકુંઠની વચ્ચે રચતો પ્રીતનો ઝૂલતો પૂલ.

ચરણ કમલરંજિત શો પૃથ્વીપંક
ભસ્મધવલ ભાસે અર્ચતો નીલ ગગનનો અંક.

હે કવિવર, તવ પગલે, વાંસે વાંસે.
ધરા સરે નિત સ્વભૂમિ પાસે પાસે.



## નથી ૨૬

તને કોણે કીધુ હું રંક છું નથી રંક રાયનો રાય છું !
મને તોળ સત્યને છાબડે કે હું સત્ય લોકનો ન્યાય છું.

યદિ તું ગરીબ નવાજ છે તો ગરીબનો હું ઉપાય છું !
તુજ જેમ તુંથી સિવાય છે હુંય તેમ હુંથી સિવાય છું.

રગેરગ મહીં જે વહે સદા બની લોહી એજ હું લાય છું !
નથી એક દિલની પુકાર પણ હું હજાર દિલતણી હાય છું.

છું સમગ્ર બાગનો શ્વાસ હું, છું ઉમંગ હું, છું હુલાસ હું !
કે વસંતની હું વધાઈ છું અને પાનખરની વિદાય છું.

તું મને વિસારી નહીં શકે, તુ મને નિવારી નહીં શકે !
કે નથી જગતથી કદી જુદો હું જગતની સાથ સદાય છું.

હું અસત્યમા તો નહીં ભળુ, ચળ્યા મેરૂ છો હુ નહીં ચળું !
કે સહાય પણ નહીં કોઈએ ભલે સાવ હું અસહાય છું.

નથી વટ દીઠો હજી 'ઘાયલે' મને ઉપદ્રવીઓ શું ડારશે !
કે સમક્ષ જેની ઢળી પડે બધી પાઘડી એ હુ પાય છું.



# કવિલોક

## માધ્યમિક શાળાઓ માટે ખાસ યોજના

સાહિત્ય પ્રત્યેની અભિરુચિ અભ્યાસકાળ દરમ્યાન જ ઘડાતી હોય છે; કવિતાને માટે તો તે સવિશેષ. આથી વિદ્યાર્થીઓ પોતાના ઘડતર સમય દરમ્યાન સર્જાતા સાહિત્યના સંપર્કમાં રહે એ જરૂરી છે. આ દૃષ્ટિથી પ્રેરાઈને અમે શાળાઓને 'કવિલોક' ઓછે લવાજમે આપવાનું વિચાર્યું છે. અમને આશા છે પ્રત્યેક શાળા આ યોજનાનો લાભ થઈ એને સફળ બનાવશે.

શાળાઓ માટે લવાજમ રૂ. ૨-૫૦

# ખપે ન ખોટી ચીજ

(શ્રી જયંત પાઠક કૃત 'મર્મર' કાવ્યસંગ્રહનો પરિચય)

કોઈ પણ કવિ સર્વાંશે મૌલિક હોતો નથી. દરેક કવિ એના પુરોગામી કવિઓનો કોઈક ને કોઈક રીતે ઋણી હોય છે, એટલે જ કદાચ ટી. એસ. ઇલિયટ જેવા કવિ-વિવેચકે એઝરા પાઉન્ડના કાવ્યોની પ્રસ્તાવનામાં આ જાતનું વિધાન કર્યું હશે "The Poem which is absolutely original is absolutely bad" આ વિધાનનો અર્થ તારવવો હોય તો આપણે આટલો તારવી શકીએ. કોઈ પણ કવિને એના પુરોગામી ને સમકાલીન કવિઓનો વારસો ભોગવવાનો હક છે. પણ એ માત્ર વારસદાર થાય એટલું જ બસ નથી. એ વારસામાં એણે પોતે પણ કાંઈક પોતાનું ઉમેરવું જોઈએ. વાંચેલી કૃતિઓના સંસ્કારોને પચાવીને અથવા તો એને આત્મસાત કરીને એણે કોઈ નવો, વિશિષ્ટ, સ્વતંત્ર અને સ્વયંપર્યાપ્ત ઘાટ ઘડવો ઘટે.

શ્રી જયંત પાઠકની કવિતા માટે સામયિકોમાં વાંચતાં જે માન્યતા બંધાઈ હતી—તે માન્યતા 'મર્મર' જોતાં દૃઢમૂલ થઈ. એમની કવિતામાં અનેક કવિઓની કવિતાના ક્યારેક સમગ્ર તો ક્યારેક આછાપાતળા પડઘા સતત સાંભળવા મળે છે. એમની મોટાભાગની રચનાઓ વાંચતાં મનમાં એક લાગણી થયા કરે કે આવું તો ક્યાંક વાંચ્યું હતું. સ્મૃતિને ઢંઢોળવાની પણ જરૂર નહીં. ધીરે ધીરે બધું પ્રકટ થતું આવે. કોઈક ગીતનો ઉપાડ, કોઈકનો લય અને લહેકો, કોઈક કાવ્યનું વસ્તુ તો કોઈક કાવ્યની માવજત—આ બધામાં આપણને શેષ, ઉમાશંકર, સુન્દરમ્, પ્રહ્લાદ પારેખ, રાજેન્દ્ર શાહ, નિરંજન ભગત, ઉશનસ્ અને પ્રજારામ વગેરેની કવિતાના પડઘા સાંભળવા મળે. તાજેતરમાં જ પ્રકટ થયેલા આ કવિના બીજા કાવ્યસંગ્રહ 'સંકેત'ના કાવ્યોમાં ક્યાંક ક્યાંક પ્રિયકાન્ત મણિયાર અને ગીતા પરીખની રચનાઓની પણ છાયા વરતાયા વિના રહેતી નથી. એવું પણ નથી કે એમણે ઉપર ગણાવેલા કવિઓની સિદ્ધિનું જ અનુકરણ કર્યું છે. ક્યારેક એવું પણ બન્યું છે કે ઉત્તમ કવિઓની કવિતામાં પણ—સોનાની થાળીમાં જડાયલી લોઢાની મેખને—એમણે સીધી પોતાની કવિતામાં જડી દીધી છે. કવિના ઘડતર કાળ દરમ્યાન એકાદ-બે મુખ્ય અને મહત્ત્વના કવિઓની કવિતાની અસર તળે કવિ આવ્યા હોય અને

એ અસરમાંથી મુક્ત થવું અનિવાર્ય હોય છતાંયે કવિ મુક્ત ન થઇ શકે એ કવિનું સ્થાન પણ ઓછું દયાજનક નથી. જ્યારે અહીં તો 'કું'વારીના સો વર' એ રીતે એક નહીં પણ અનેકની સારી નરસી અસર તળે એમની કવિતા આવી છે. કવિતાને પણ પોતાનું વ્યક્તિત્વ હોય છે. જયંત પાઠકની કવિતાને પોતાનો ચ્હેરોમ્હોરો પણ નથી. પ્હેલાં તો ઉદાહરણો આપવાનો વિચાર હતો. પછી લાગ્યું કે આ વાત એટલી સ્વયંસ્પષ્ટ છે કે એમના કાવ્યસંગ્રહને લઇને ઉપર ગણાવેલા કવિઓના કાવ્યસંગ્રહોનાં પાનાં ફેરવો કે આપમેળે ઉપર કહેલી હકીકતનો તાળો મળી જશે.

સંગ્રહમાં સૌ પ્રથમ ધ્યાન ખેંચે છે એમનાં ઋતુ-વર્ણનનાં કાવ્યો–ગીતો વસંત, ગ્રીષ્મ, વર્ષા, શરદ– અને એમાંયે પાછી પ્રભાત, મધ્યાહ્ન, અને રાતની સ્થિતિને કવિની કલમ સ્પર્શે છે. આનંદની વાત એ છે કે એમની ભાષામાં ઉશનસ્‌ની સંસ્કૃતપ્રચુરતા અને પ્રબરામની વાણીનો આડંબર નથી. કાળ-ઉનાળાનું એમણે ઉપસાવેલું ચિત્ર વિકરાળ લાગે છે એમાં જ એની સાર્થકતા છે.

> "એના સૂકા હોઠ પલકમાં સાત સમુન્દર પીતા,
> એની આંખો સળગે જાણે સળગે સ્મશાન ચિતા."

તથા

'ગ્રીષ્મ' કાવ્યનો અંત અત્યંત કાવ્યમય છે :

> "આકરા તાપને અંતે રાત્રિ શી સૌમ્ય ને શીત!
> આકરા તપને અંતે જાણે પાર્વતીનું સ્મિત!"

'ઊર્મિલા લક્ષ્મણ' કાવ્ય સંવાદથી આગળ વધતું નથી. સંવાદો પણ ચાતુરીભર્યા; અને નાટયાત્મક નહીં પણ નાટકીય. કયાંક કયાંક તો વળી ભાંગવાડીમાં ભજવાતા નાટકોના સંવાદની છટા છે દા. ત.

> "મૂઝાઓ નાથ ના, બોલો ઊર્મિલા તો તમારી છે;
> તમારી વીર્યશ્રી પૂજી, બની એ વીર નારી છે!"

કે

> "તમારા સહવાસે તો વનવાસે સહેલ છે;
> ને તમારા વિના શૂન્ય વન રાજમહેલ છે!"

ઉમાશંકરની ઘેરી છાયા હેઠળ લખાયેલ કૃતિ 'યુદ્ધ શાન્તિ'માં કવિત્વશક્તિના ચમકારા છે પણ કવિના ઉતાવળિયા આલેખનને લીધે આખું કાવ્ય સ્થળી જાય છે કાવ્યના અંતે ભીષ્મ શિખામણના બે બોલ બોલે છે નથી બોલતા—ત્યાં તો યુધિષ્ઠિરના સંતપ્ત હૈયે શાંતિ વળી જાય છે ઉતાવળે સમેટવાની લ્હાયમાં જે લ્હાયમાં કવિએ યુધિષ્ઠિરના સંતપ્ત આત્મઆગારે ઝીણી ઝગંતી શાંતિની કણી ચોટાડી દીધી પણ વાચકને કેમે કેમે કરીને શાન્તિ વળતી નથી.

લાંબા પરલક્ષી કાવ્યોને બદલે ટૂંકા પરલક્ષી કાવ્યની એકાદ પંક્તિમાં પણ કવિ ક્યારેક પાત્રની વેદનાને મૂર્તિમંત કરી શકે છે 'રામનો પશ્ચાત્તાપ' સૉનેટની આ પંક્તિ પરથી ધ્યાન આવ્યા વિના નહીં રહે

''પ્રજા હૃદય ઠારતાં ઉરની દગ્ધ સૃષ્ટિ થઈ''

પ્રજારામની કવિતામાં અનુભવીએ છીએ એવી અકળામણ અલબત્ત નથી અનુભવાતી, છતાંય જાગ્રત પાઠકની કવિતામાં અભિવ્યક્તિની એકવિધતા નથી જેમ નહીં દા ગ

શી મ્હાલે છે મનમેળી/આ શા માનવમેળા
શો દીર્ઘ આ સમય–
શો ટૂંકડો દિન ! / શ્રાવણના શો કંપ્ય વન્મે મેહ
શા ચિત્રમૂક ખગ–
શું ઉત્કંઠ ઉદધિનું વિરાટ સાદ,
ને શો કોલાહલ, ઉછળતું શું શું ધમે ગાઢપૂર ?
ને શા રેલાયલ વહી રહ્યાં–
શી ખીલી શરદની રાત્રિ !
સ્ફુરે શી ઉરમાં મારા–
શી ઓચિંતાની છે ભરેલી છત
શા તિમિરના ખંડ શાં લટકી રહ્યા પંખી
એક તેર થૈ શેર હતું.
નથી લગન શી લાગી વગેરે

છંદમાં બેસાડવા 'ભાર' શબ્દને બદલે 'ભર' શબ્દ પણ એક બે ઠેકાણે મૂકી દીધો છે

'હૈયાનું વાસણ કાણું' એ ભજનનો ઉપાડ જ એટલો બધો વિચિત્ર અને અકાવ્યમય લાગે છે કે આપણને એમ થાય કે કવિની વાણીને ભજનનું વાતાવરણ જમાવવાની અને એ ઢાળમાં વ્હેવાની ગમ પડતી નથી. આપણી આધુનિક કવિતામાં 'ભજન'ના પ્રકારમાં વેણીભાઇ પુરોહિતની સિદ્ધિ નોંધપાત્ર છે.

૧૧૮ પાનાંમાં છપાયેલાં ૧૦૧ કાવ્યો વાંચીને વાચકને કોઈ જ સારું વાંચ્યાનો આનંદ નથી મળતો એમ તો ન કહેવાય. બે ચાર સારાં સોનેટો, બે ચાર સારાં ગીતો, અને પાણીદાર મુક્તકો એ આ સંગ્રહને અંતે મળતી ફલશ્રુતિ છે. જયંત પાઠકના મુક્તકો વાંચતાંની સાથે ચિત્તમાં વસી જાય એવાં થયાં છે.

કાવ્યસંગ્રહને અંતે જેમ કવિ કહે છે એમ એમની કાવ્યસૃષ્ટિમાં ફસાઇ ગયેલો વાચક એમ તો કેમ કહી શકે કે "આનન્દ છે." સાચી કવિતા એ જુદી જ વસ્તુ છે. એનો એમને પોતાને પણ ખ્યાલ છે કે માત્ર ગાજવીજ અને રંગોની રમણા હોય એટલું જ બસ નથી. અલકમલકની અલબેલી કવિતા કોણ જાણે કેમ પણ જયંત પાઠકને મોકળે મને મ્હાલતી હોય એમ લાગતું નથી. અને કવિતાએ જો કાંઇ એમને ફરિયાદ કરવાની હોય તો તે આટલી જ.

"ખપે ન ઓછી ચીજ
મનને ખપે ન ઓછી ચીજ.

ચાતક ચહું વરસાદ ગગનથી, નહિ ગરજન, નહિ વીજ
કંઠે કરનો હાર ચહું, ના માદળિયાં તાવીજ
મનને ખપે ન ઓછી ચીજ !" (મર્મર)

૨૧-૯-૬૧ —સુરેશ દલાલ

# પરિશીલન

૧

આવતી રોકો વસંતને
મારે આંગણિયે ફુલડાંના ફાલ
લાવતી રોકો વસંતને.

એ તો આંગણને આંબલિયે ટહુકો કરે,
અહીં એકલડું ઉર મારું ડીબકાં ભરે
કોઈ વિજોગણના હૈયાની લાળ
હલાવતી રોકો વસંતને

શાને શીળો સમીર બની આંગે અડે!
મારા ઝરતા રુદન સાથ રંગે ચડે!
એની વેણુમાં વેદનાનું વ્હાલ
વહાવતી રોકો વસંતને!

૨

આવનારાં બધાં જાયે 'આવજે, આવજો' કહી
એકલા ઉરને કોઈ આવ કહેનાર છે નહીં'

૩

અમીલા કહેનથી લીધા રાધાએ બમ ત્યાગથી
મહત્તા મૌનને આપી, કીર્તિના અર્થભારથી

૪

મને જિન્દગી ને મરણની ખબર છે,
કબર પર ફૂલો ને ફૂલો પર કબર છે

'મર્મર'માંથી ] જયંત પાઠક

## ચન્દ્રવદન મહેતા

### આમાર હૃદયે ગ્લાનિ

હે કવિવર !
આ છે તોમાર, શતોત્સવ સંવત્સર

પ્રભાતે પ્રભાતે, તવ કાવ્યગંગાજલે અમે કરીએ અવગાહન
હસિત હૃદયે, પાન કરીને થઈએ અમે પાવન
ચિત્ત આમાર થાયે પ્રસન્ન,
અંતરધ્વનિ થતો ધન્ય ધન્ય.
જલધિજલ, કમલદલ, તરુવર પાને કોકિલગાને
સચરાચરે સકલ
સ્પંદન મહીં, નવનર્તનમહીં, તમે કર્યાં છે
મંગલમય કરુણામય મનમોહનનાં સુભગદર્શન.
ધન્ય ધન્ય તોમાર જીવન.

કિન્તુ જ્યારે તવ આલેખિત રમણીય ચિત્ર
સાથે સાથે દેખીએ અમે અમાર આધુનિક ચરિત્ર
થાતી ત્યારે આમાર હૃદયે ભારોભાર, પારાવાર ગ્લાનિ.

સેઈ માનુષ, આ જેણે સૂર સ્વતંતર ગાયો ?
એ જ આ માનવ, જેણે ઉન્નત શિર છે ધાર્યો ?
સેઈ આ માનુષ, જેણે વિરાટ દર્શન પાયો ?
એ જ આ માનવ, જેણે યુદ્ધ અહિંસક માણ્યો ?
સેઈ આ માનુષ, જેણે અક્ષર એક પ્રમાણ્યો ?
એ જ આ માનવ, જેણે એકોઽહં મનાયો ?

રે એ માનવ ! કેવો ચંચલ !
મન જેનું આજે રહ્યું નથી નિર્મલ,
એરે હૈયે હાલાહલ,
મમત્વના ઑકારદલ,
ચક્ષુવિહિન, અંધારપટલ,
કુંઠિત મતિ, ભર્યું અહીં દુર્ગમ કજ્જલ
પયેપન, તને મને, થઈ રહ્યો એ દુર્બલ

એજ એ માનવ ?
માની મનાવે બારબાર હિન્દુ, કેવલ મુશલમાની
ઉત્તર દક્ષિણ વિધવિધા જાણે જુદા ક્રિશ્ચ્તાની
નહીં નહી એ અખંડ ભારતનો, નહી નહીં એ અભિમાની
છિન્ન ભિન્ન, માનવ માનવથી થઇ ખિન્ન,
એથી આમાર હૃદયે આજે ભારોભાર, બારબાર ગ્લાનિ.

હે વિશ્વ ભારતી ભાગ્યવિધાતા !
જાનો તુમિ કિ ? શેમા એ મધકાતા ?
અખિલ વિશ્વ વિરાટ એનું છોડી દીધું શરણ
માનવ માનવ, પૃથક્ પૃથક્, એનું કરે ફરી પૃથક્કરણ
આણુ વહેંચાવે, વિસ્મરી महतो महीयान्
સતત કરે રટણ કેવલ, अणोरणियान्
આણુ થકી પણ લઘુ બનાવે નિજ મન માનવ આ અભિમાની
દેખી એથી આજે થાતી આમાર હૃદયે ભારોભાર, બારબાર ગ્લાનિ,

એક જ ભારત ભૂમિ ઉપર ઊગતા અન્નના દાણા
પુરવ પશ્ચિમ વિસ્તરતા'તા ભાષાના વાણાતાણા
નગદરૂપને હદ હતી નહી, એના રે આભડછેટા,
એક ભૂમિના બેટા આજે, જુદી કરે છે જનેત

એથી આમાર હૃદયે આજે પારાવાર ગ્લાનિ.
કથવા આમિ સમરથ નાહી, નિર્બલ આમાર ખાની.
ભારત માતા રોતી આજે, નહીં રે છાની છાની,
છલકાતી ઉભરાતી રેલે, ચોધાર આંસુપાની

આમાર બુદ્ધિ જડ હોવે છે, શૃંખલા થકી બાંધી,
આમાર હૃદયે ફિરે આજે પ્રચંડ ભીષણ આંધી.
જાય છે વેળા વીતી આજે
વેળા વીતી જાય એ પહેલાં
અહીં પધાર, પુનર્ જનમ ધાર !
કવિવર ગુરુ ! તું, નહીં તો મોહનદાસ ગાંધી.

•

## રવીન્દ્રનાથ ટાગોર

### ગીત

૧

તમે નવે નવે રૂપે આવો પ્રાણે;
આવો ગંધે વર્ણે આવો ગાને.
આવો અંગે પુલકમય સ્પર્શે,
આવો ચિત્તે સુધામય હર્ષે;
આવો મુગ્ધ મુદિત મુજ નયને.
આવો નિર્મલ ઉજ્જ્વલ કાન્ત !
આવો સુંદર સ્નિગ્ધ પ્રશાંત !
આવો, આવોને હે, વિવિધ વિધાને !
આવો દુઃખે સુખે, આવો મર્મે
આવો નિત્ય નિત્ય સહુ કર્મે;
આવો સર્વ કર્મઅવસાને.

૨

વિમલ હાથે આ પ્રભાતે દીપ શો પ્રગટાવતા !
વાહ શા આલોકના રશ્મિ રૂડા રેલાવતા !
આ પ્રભાતે આ નભે, આ પુષ્પમાં પૂજાતણા,
કેવો વિમલ, કેવો મધુર મહિમા તમારો ઢાળતા !
અંધારછાયા વાદળોમાં આપ એકલ જાગતા;
કેવા રૂડા આલોકનાં આ રશ્મિઓ રેલાવતા !
ઝંઝાતણા વિદ્યુત કડાકા, અગ્નિમાળા દુઃખની,
આ મુક્તિમાં આ દીપ્તિમાં ચૈતન્યને પ્રગટાવતા !

અનુ. જયંતીલાલ આચાર્ય

●

### કોણ ?

રોજ રોજ કોણ સખી ! આવે ને જાય ?
કોઈ કયાંથી જાણે મારે પ્રાણે શું થાય ?–રોજ૦

આવે કે દેજે મારી વેણીનું ફૂલ,
પૂછે તો કહેવાની કરતી નહીં ભૂલ;
ભેજે આવે નહીં ગંધ,
તને મારા સોગંદ.
"ફૂલ કોણે દીધું ?" તો નહીં નામ વહી જાય !
રોજ રોજ કોણ સખી ! આવે ને જાય ?
તરુવરની છાયમહીં જાય બેસી ધૂળમાં,
એ પહેલાં હું આસન બિછાવી દે ફૂલનાં;
એનાં લોચન ભીનાં
જાણે કહેવું ઘણુંય નોંધે કીધા વિના
કરુણાની વીણા વગાડીને જાય;
રોજ રોજ કોણ સખી ! આવે ને જાય ?

અનુ. સુરેશ દલાલ

## ફ્રેડરિકો ગાર્સિયા લોરકા

### પ્રાત:કાળે મૃત્યુ

ચાર ચન્દ્રની રાત
વૃક્ષ એક ઊભું એકલવાયું
એકલ સૂની છાંય
વિહગ એકાકીએ ગીત ગાયું.

મુજ વદને શોધ્યું છું તારા
અધર તણી એ રેખા
પરસ્યા વિણ જળધારાએ
ચુંબન વાયુને દીધાં.

મારી હથેળી મહીં રમાડું
તેં આપેલ નકાર,
મીણ તણા લીંબુ શો ?
શ્વેતશ્વેત ઉપહાર.

ચાર ચન્દ્રની રાત
અને એક એકલવાયું વૃક્ષ
સોય તણી અણીએ
કાંતે મુજ પ્રેમ.

### વિક્ષુબ્ધ સભા

અર્ધચંદ્ર થીજી જઈ
નિંદરના ઘેને જરા થંભ્યો;
ઘેરી રાત કેરા વાદવૃન્દ મહીં
કેવો અંતરાય

ઘાસથી વીંટાઈ ખાઇ કેરો જાગે
નીરવ વિરોધ;
અંધકાર કેરી વાણી રોજ જે ઉચ્ચરતા
એ મેડક છે કેવલ અબોલ.

ગામની સરાઇ થકી સંભળાતું
ગમગીન ગીત હવે બંધ;
પ્રાચીન તારાએ વેરી લીધું
નેજ કેરું આખરી કિરણ.

ડુંગરની કંદરામાં
થંભી ગયો સાવ સમીરણ.

એકાકી એ ટોપ–પાયથાગોરાસ
પેલા મેદાનેથી–
ઊઠાવે છે એનો વૃદ્ધ હાથ
ચન્દ્ર પરે કરવા આઘાત.

અનુ - હરીન્દ્ર દવે

•

## Nine Tentative (First Model)

## Definitions of Poetry.

(1) Poetry is a projection across silence of cadences arranged to break that silence with definite intentions of echoes, syllables, wave lengths.

(2) Poetry is the harnessing of the Paradox of earth cradling life and then entombing it.

(3) Poetry is a series of explanations of life fading off into horizons too swift for explanations.

(4) Poetry is a sky dark with a wild-duck migration.

(5) Poetry is a search for syllables to shoot at the barriers of the unknown and the unknowable.

(6) Poetry is a packsack of invisible keepsakes.

(7) Poetry is a phantom script telling how rainbows are made and why they go away.

(8) Poetry is the achievement of the synthesis of hyacinths and biscuits.

(9) Poetry is the capture of a picture, a song, or a flair, in a deliberate prism of words.

Carl Sandburg

---

# કવિલોક

'કવિલોક'નું ત્રૈમાસિક પ્રકાશન


સંપાદક મંડળ

રાજેન્દ્ર શાહ

જસુભાઈ શાહ

સુરેશ દલાલ





લવાજમ ભરવાનાં સ્થળ

કવિલોક, ૩૮૦, ગિરગામ રોડ, મુંબઈ ૨

મેસર્સ એન એમ ત્રિપાઠી પ્રા લિ, પ્રિન્સેસ સ્ટ્રીટ, મુંબઈ ૨

શ્રી પિનાકિન ઠાકોર મે. ઠાકોર બ્રધર્સ, જયહિન્દ સીલ્ક માર્કેટ

રતનપોળ, અમદાવાદ

શિવકુમાર જોશી C/o સુદર્શન એન્ડ કં.

૧૨, પોર્ટુગીઝ ચર્ચ સ્ટ્રીટ, કલકત્તા ૧

મેલ ઑર્ડર સર્વિસ નહેરુ રોડ, વિલેપાર્લે, મુંબઈ ૫૭





લવાજમ

દેશમાં રૂપિયા ચાર : પરદેશમાં શિલિંગ આઠ છૂટક નકલના સિત્તેર નયા પૈસા





મુદ્રક અને પ્રકાશક સુરેશ પરસોતમદાસ દલાલ

મુદ્રણ અને પ્રકાશનસ્થાન : લિપિની પ્રિન્ટરી, ૩૮૦ ગિરગામ રોડ, મુંબઈ ૨

કવિ
લોક

પુસ્તક ૫ : અંક ૨૬
ભાદ્રપદ ૨૦૧૭

સુરેશ દલાલ

## લીલા તારી

ત્હારું પ્હેલું રુદન સ્મિતની છોળ થૈને છવાયું !

મ્હેરામ્હેરા, ધવલ તન ને ઓષ્ઠની પાંદડીઓ,
ખીડાયેલાં નયન નમણાં : પોપચાંની સુવાસ;
ત્હારા પ્હેલા પરિચય થકી અંતરે લાગણી શી !
જાણે મારું બચપણ અહીં પારણામાં પધાર્યું !

ઓચિંતાનું વદન ભરીને હાસ્ય તારું સુહાય
ને તું વ્હેતા પવનમહીં શા પાય ત્હારા ઉછાળે;
આક્રંદોથી પલકભરમાં ખંડ ક્યારેક ગાજે
ને ચિંતાના મન ગગનમાં વાદળાંઓ છવાય !

ટીકી ટીકી કશી નિરખતી કાળવી કીકીઓ બે;
કાલીઘેલી કદિક સરતી વાણી તારી અગમ્ય.

( લીલા તારી અભિનવ નિહાળી થતાં નેણ ધન્ય !)

ધીમે ધીમે ડગ લથડતા ધારતા સ્થૈર્ય તેમાં
જોઉં છું હું નજરભરીને મ્હાલતું ભાવિ મારું !

હરીન્દ્ર દવે

## કાનુડાને

કાનુડાને બાંધ્યો છે હીરના દોરે
બાળુડાને બાંધ્યો છે હીરના દોરે.

કોમળ આ અંગ પરે કાપા પડે છે જેવા
આંગળીથી માખણમાં આંક્યાં;
નાનકડાં નેણ થકી ઝરમર ઝરે છે જેવાં
ઢળતાં શીકેથી દહીં ઢાંક્યાં;
એના હોઠ બે બીડાયા હજી તોરે
કાનુડાને બાંધ્યો છે હીરના દોરે.

માથેથી મોરપિચ્છ હેઠે સર્યું ને સરી
હાથેથી મોગરાની માળા;
આંખેથી કાજળ બે ગાલે જઇ બેઠું
કાનકુંવર શું ઓછા હતા કાળા ?

કોઈ જઈને જશોદાને કહો રે
કાનુડાને બાંધ્યો છે હીરના દોરે.

## અરે, એ ચ્હેરાઓ !

અરે, એ ચ્હેરાઓ ક્ષણું ચમકીને ચાલી જ ગયા !
નમેરાઓ ! સામા વ્રણિતઉરની નાʼવી જ દયા.
–થયું એ સૌનું ને મુજ વળી અહીં ક્યાં મળી જવું.
–ચણ્યા તારાઓનું મીટ મુજ ચુકાવી ચળી જવું ?

અરે, કોઈ કોઈ પથપર મળ્યા ને ખિછડિયા,
ગયા કો સામેના સદનતણી બારીથી ચમકી,
ઝલાયા કોઇ તો ઊપડી જતી ગાડીથી ઝબકયા,
અરે, કોઈ કોઈ ક્યહીં મળી ગયાʼતા, સ્મૃતિ નથી.

નમેરા ચ્હેરાઓ ! નયન અણીથી અંતર ખણી
અજાણ્યા, ના જાને : ક્યહીં અતલ ખોવાઈ જ ગયા ?
ઢુંઢું છું મેળાઓ, પણ પછી કદીયે નથી મળ્યા.

ખયા થોડું થોડું મુજ નજરનું નૂર હણીને
ગયા નિર્દે મારાં નયનતણું નિચોવી નમક;
હજીયે આ ઝાંખે નયન, સ્મૃતિથી ભીની ચમક.



## 'આદીલ' મનસુરી

### ગઝલ

વહેલી સવારે બાગમાં ડોકાય છે પવન:
ખુશ્બુની રોજ ચોરી કરી જાય છે પવન.

ડોલી ઉઠે છે મસ્તીમાં આવી તમામ બાગ,
સાકી બનીને જ્યારે સુરા પાય છે પવન.

બીજી તો કોઈ રીતથી જોઈ નહીં શકો
દૃષ્ટિ વિકાસ પામે તો દેખાય છે પવન.

ચૂમે છે જ્યારે આપની લેહરાતી ઝૂલ્ફને
ત્યારે નિરાળી શાનથી લેહરાય છે પવન.

હું બે ઘડીયે એમને રોકી શકયો નહીં
દુનિયામાં કયારે કોઈથી રોકાય છે પવન.

એ વાત છે જુદી કે તમે સાંભળ્યા નથી
નહીંતર રસીલાં ગીત સતત ગાય છે પવન.

"આદિલ" ન ખોલ બારણું દિપક બુઝી જશે
ઘરની બહાર જોરથી ફૂંકાય છે પવન.



હેમન્ત દેસાઇ

## પુરાણું ગીત

મારા જ કો' પ્રણય ગીતની પંક્તિ જેવી
કોઈ અજાણ પણ ઉત્સુક આંખડીમાં
આજે વસંતઋતુનો ભરપૂર ઉત્સવ
માણ્યો અને જલની છાલકથી કૃતાર્થ
થાતા કઠોર તટ જેમ થયો હું આર્દ્ર !
સદ્‌ભાગ્ય : આ જીવનના મુજ અંધકારને
ના ખોટ જ્યોતિતણી આંહી પદે પદે જડે
ચ્હેરા પરે ચમકતી ચકચૂર પૂર્ણિમા !

પ્રત્યેક પુષ્પ મધુનું પ્રતિરૂપ ધારી
ઉદ્‌ગ્રીવ થૈ સહૃદય એવું નિમંત્રી રહેતું
કે સર્વ પાનખરના પરિતાપ કેરી
એ ફૂલ દૃષ્ટિ પડતાં શમી જાય વેદના !

કો ચક્ષુમાં નિમિષ માત્ર નિહાળું પ્રીત--
ગાજી ઊઠે ફરીથી એ જ પુરાણું ગીત !



જ્યોત્સ્ના 'મિલન'

## પૈર પોર ઔર દિશાએ

આજકલ મૈં અકસર
ઘુટનો પર ઠુડ્ડી ટેક
અપને ઇન દો નન્હે પૈરોંકો
નિહારા કરતી હું
સહલાયા કરતી હું
ક્યોંકિ શાયદ યહ તુમ્હારી ચાહ હૈ
ઇન ઉંગલિયોંકે પોરોં પર
દશોં દિશાએં ચુપ ચાપ,
તુમ્હારે અશેષ રૂપોંકે પ્રતિબિંબોંકો છોડ જાતી હૈ
ઔર યહ ચરણયુગ્મ
સ્વયં હી ભીગકર ધુલ જાતા હૈ
દો હથેલિયોં કી આકાશી અંજલિ
ઇન્હેં સમેટ લેતી હૈ
તબ ઉજલી હંસી કે ઢેરસે તુમ
ઇન પર હુલક જાતે હો
બિખર જાતે હો
તો લાજ કો સમેટ કર
તુમ્હેં ઝેલને હી
મૈં તુમ હો જાતી હું
તુમ બન જાતી હું

## હર સુનહરી પાંખુરી પર

પાટલ કે ફૂલ સી
ઈસ અંગૂઠી કી
હર સુનહરી પાંખુરી પર,
કિતની ગુલાબી સુબહેં,
ખીલ ઊઠતી હૈ એક સાથ...?
કિતને સૂરજ નિકલ આતે હૈ...?
ઔર અન્તહીન દિશાઓં કી
કિતની દુનિયાઓં મેં
કિતને જીવન જી લેતી હું,
મૈં તુમ્હારે સાથ...
એક હી ક્ષણમેં
પાટલ કે ફૂલ સી
ઈસ અંગૂઠી કી
હર સુનહરી પાંખુરી પર...?

●

## રાજેન્દ્ર શાહ

### થાકી

થાકી રે કા'ન
  હવે મેલ તારી મોરલીને દૂર,
  એના સૂરને ખેંચાણુ ભમી થાકી..
પ્રીત મેં કીધી રે એમા પજવે તું કેટલું ?
  મુને બાવરી બનાવવામાં કાંઈ નહિ બાકી. રે કા'ન૦

ટહુકા રેલાય અહીં ઉગમણી કુંજથી
    હું એને સંધાન આવું દોડી,
હાય રે અલોપ થઈ આથમણે જાગનો
    રે બેઠે ત્યાં, બાહિંથી વિછોડી;
આઠે પે બાજુ મુને ઘુમવે ઘડી ઘડી રે
  આધી ને આધી રહે એક તારી ઝાંખી. રે કા'ન૦

ઊડતા પતંગિયાને રંગે રે વેણુ તારા
    આજે, છતાંય નેણુ ખાલી!
કાળી કાલિંદરીના વ્હેણુ એઇ થાય મને
    ઝાડે તે નીર જાઉં ચાલી
જોવું નહીં, નહીં મ્હોવું, ન બોલવું
  ન ઝીલવો જ આછેરો સૂર કોઇ ક્યાંથી. રે કા'ન૦

## ધૂલિ

ગતિમાન છે રથચક્ર

પથરાઇને પડી રહી છે ધૂલિ અચલા
ચક્રને કિંચિત સ્પર્શે
સહસા ઊઠીને જાગી
પડે છે પાછળ...
અક્ષુણ્ણ છે રથનું ભ્રમણ
કોઇને ય કાજ નહીં રોકાય એ ક્ષણ
ધૂલિ રહી જાય સંગહીન
આકાશમાં ઉછળેલી, નિરાધાર નિઃસત્ત્વની જેમ લથડતી
પથરાઇને પડે પાછી ભોંયપર હીન.

યદિ–અંતરીક્ષથકી ઝરી ઝરી જાય કદી કંઇ ઝરમર
અણુ અણુ આલિંગને બને રજબિંદુ
સીમે સીમ હેલે ચડે રે આનંદ
વહે વાસનાને પૂર પરિમલ.

–આષાઢની આવે જલબાઢ
પરિપ્લાવને ચિકિલદ્દ
...એકમય ને અગાધ.
કણકણની અંતરતમ ઇહા ધરી રહે મોહિની સ્વરૂપ,
જરી જરી વિનયને ઝૂકી મંદ મલકંત નીલિમ સુષમાઃ
રંગનો ઊઠી રૂહે કલરવ
કંઈનહીંનો ધરા-અંબરમહીં અનુપમ વિલસે વિભવ.

ફરી ફરી જાય રથચક્ર...

ર૧.

## એલિઝાબેથ રીડેલ

### વૃદ્ધ ખલાસી

( ઓસ્ટ્રેલિયન કવિતા )

વિશાળ ને ભૂરા સાગરમાં દડબડતા ફળ જેવો;
વૃદ્ધ ખલાસી ઝંખી રહે છે નાનો ટાપુ એવો!

નાનો અમથો ટાપુ:
જેને એ તો રાખે જકડી મનભર શકે રમાડી;
આમનેમ એ ફરી રહે જ્યાં તસ્વર શકે ઉગાડી!

ખારા ખારા સાગર જેવું નહે લોહી — આ લગી
આખી જિંદગી ફરી છ એણે દરિયા સહ દિલ્લગી!

નૈયા
એની હતી પત્ની ને પ્રિયા!

વાંકાચૂકા તટ ઉપર શી ધોળી ચળકતી રેતી,
ને ત્યાંના ટાપુને નિરખી નજર થતી'તી વ્હેતી!

હવે કિંતુ આ વૃદ્ધ ખલાસી,
એથી નો ફળ સમા ટાપુને ઝંખે એનો પ્રાણ;
જેને એ નો જોઈ રહે ને જકડી લૂંટે લ્હાણ!

અનુ : સુરેશ દલાલ



## રવીન્દ્રનાથ ટાગોર

### અભિનવ છંદે

કિયા સૂરમાં અભિનવ છંદે બજે સિતારી મારી ?
અખિલ વિશ્વના ઉર સ્પંદન સહ અંતરમાં કંપારી !

છે કોણ તરુણ એ ચંચલ જેનો ઊડે અંચલ છેડો ?
કિરણ કિરણનું નર્તન વનમાં ઉમંગ સંગે નેડો.
નભને આંગણ નીરવ નૂપુરની ઊડતી સૂર- ફુવારી !
કિયા સૂરમાં અભિનવ છંદે બજે સિતારી મારી ?

વન પલ્લવના પુંજે બજતી મધુરમધુર કર તાળી;
ચરણ સ્પર્શની આશે હીંચે હરખથકી હરિયાળી.
સેજમહીં સૌરભની અનિલ આ આળોટે અલગારી !
કિયા સૂરમાં અભિનવ છંદે બજે સિતારી મારી ?

અનુ: સુરેશ દલાલ

●

## તુષાર

### ચાંદની

પવનની સાથે વહેતી આવતી આ ચાંદની
એની સહે તુજ અંતરે ધબકી રહેલી
સ્વપ્નની સૌરભ અહીં મ્હેકી જતી.
આપણી વચ્ચેનું અંતર
પલ મહીં

તારા હિયા પર ફરકતા પાલવસમું
બસ પારદર્શક થઇ ગયું.
ને અહીં લેટી રહેતી
કેશની ઘેલી લટો
પલકાઈ રૂકેતી મુગ્ધ પેલી પાપણો
ને મત્ત એ ફીકી રહેતી ગાઇ
જાણે મોરલાના કંઠથી ટહૌકી સિકંતી ગ્હેક !
તારા હોઠકેરી કોર પર
સોહી રહેલી ચાદની
મુજ અંગુલિને સ્પર્શ હું માણી રહું

તવ સ્મરણની સાથે વહેતી આવતી તુ મદભરી
આ પવનની સાથ વહેતી આવની શી ચાદની !

## બંગલાની બારીકેરા કાચ પર

બંગલાની બારીકેરા કાચ પર આવી
અહીં આ સૂર્ય ઊગ્યો.
રેડિયો ગુંજી રહેલ પ્રભાતિયાં.

આ બંગલા કેરી પછીતે
ઝૂપડાં બાંધી વસ્યા કંઇ લોક
જાણ્યું તેમણે, કે સૂર્ય ઊગ્યો.
ને કશી હલચલ મચી પલવારમાં !

ઊંઘી રહેલા છોકરાને ગાળથી માતા જગાડે.
રસ્તા ઉપર સિગરેટનાં ખોખા ગયેલાં ગોતવા
ને છોકરાં ઝઘડી પડયાં.

રોજની માફક અહીં કોઈ
કરી શરુઆત શી લલકારવાની !
પેલું છોકરું જાગી પડીને તાલ પૂરે રુદનનો.

આ ગટરની પાસે ઊગેલા ઘાસમાં
સૂતેલ કૂતરું, જાગતું–
ને બાંગ ફૂંકી–

બપોરે ખાવું શું તે ના નકી
પણ આ કદી વીસરાય કે ?
એક પ્યાલે આંખ ચોંટે આક.
પણે સૂકવેલ કપડાં આડશે માણી રહી કો'સ્નાન.

ગટરના પાણીમાં
બે વર્ષની છોરી કરે નાની હથેલીથી છબાછબ.
–એ પાણીની નીકે વહી આવે બધું આકાશ–

તૂટી ખાટ પે બેઠેલ ડોસો
ક્યારનો ખાંસી રહ્યો.
સૂકાં ડાંખળાં બાળી કરેલા આ ધુમાડાનો
ગળે બાઝી જતો ગુંગળાટ.

આમ ઊગ્યા ઘાસની પત્તી પરે
બાઝયાં ગટરનાં પાણીનાં ટીપાંમહીં
નિજને નિહાળી
ત્યાં પવનને જોર હલતી બારીકેરા કાચ પર
કંપી ઊઠયો શું સૂર્ય !

## સીતાંશુ યશશ્ચંદ્ર

### ખોવાયલો છું

ખોવાયલો છું હું
　　મને હું ક્યારનો યે ખોળતો.

થીજેલ તરુનાં ડાળખાંથી ટૂસકે પર્ણો પડે.
આ શિશિરની પીળાશના સુક્કા બધા ઢગલા રડે.
તેની નીચે બસ ક્યાંક
　　　કૂંપળ ફૂમતું ફૂટ્યું વસંતસહાસ
માની,
　બાવરો વાયુ બનીને પુંજ પછી રે પુંજને
　　　　　　　　　　　　ફંફોળતો.

ઝળહળ થતી આ રોશનીનો
　　　દૃષ્ટિમાં મુજ ગાઢ શો અંધાર છે.
ન્યાળ્યા નથી તે સૌ નિસાસે સભર
　　　વાયુનો અસહ મુજ ફેફસામાં ભાર છે.

મુજ જીવનના સંગીતનો રે લય કયો
એમ પૂછતો,
દિન રજનીના બિતાલ આલાપે
　　　ક્ષણેક્ષણના સૂતેલા શબ્દને ઢંઢોળતો..
ખોવાયલો છું.

## "આપણે મોતને જીતવું છે"

(સ્વ. પ્રહ્લાદ પારેખને શ્રદ્ધાંજલિ.)



પ્રતિભાશાળી કવિઓની હરીભરી કાવ્યસૃષ્ટિ વચ્ચે કોઈ પણ કવિની કવિતા પોતાનો માર્ગ ગૌરવપૂર્વક કરી શકે એ નાનીસૂની ઘટના નથી. ઉમાશંકર, સુન્દરમ્, મ ન સુ ખ લાલ ઇત્યાદિની જામેલી પ્રતિભાની વચ્ચેયે પ્રહ્લાદ પારેખે પોતાની કેડી તે જમાનામાં પણ કોરી કાઢી હતી.

પોતાના પુરોગામીઓ જે ચીલો પાડી ગયા હોય એ ચીલા પર જ માત્ર ચાલવામાં કેટલાક કવિઓ શૂરપૂરા હોય છે; જ્યારે કેટલાક પોતાના સમકાલીનો જે વલણ પ્રકટ કરતા હોય છે એને જ વળગી પડી લોલમાં લોલ પૂરાવનારા હોય છે. પ્રહ્લાદની કવિતાને આવા કશા છાંટા નહોતા ઊડ્યા એનો ખ્યાલ તો 'બારી બહાર' અને 'સરવાણી'ની કવિતાઓ માણનારને સ્હેજે આવી જશે.

પ્રહ્લાદની કવિતા એટલે પ્રકૃતિ અને માનવપ્રકૃતિની કવિતા. ઝાલીએ ત્યાં તો છટકી જાય એવી નાજુક અને ચંચલ ઊર્મિઓને પ્રહ્લાદે કવિતામાં કંડારી છે.

એક તુંબીના બેઉ તાર જેવા–ભીતર અને બહારને કવિ છેડે છે. કવિ બારીની બહાર જુએ છે પણ ભીતરને ભૂલતા નથી એટલું જ

કહેવું પૂરતું નથી. બારીની બહાર એ ભીતરનાં ચક્ષુથી નિહાળે છે. ભીતરની એમને પૂરી પિછાન છે. એટલે જ કહે છે :

> હૈયાની જાણો છો જાત ?
> કે'વા હોયે કે'ઇયે વાત,
> તોયે કે'વી ને ના કે'વી
> —બન્ને કરવાં એકી સાથ !"

ભીતર અને બહાર એકમેકના પૂરક છે એની એમને પાકી પ્રતીતિ થઈ છે. એટલે આ પ્રતીતિની વાત એમની કવિતામાં પ્રકટ્યા વિના રહેતી નથી. ભીતર અને બહાર—આ બન્ને વચ્ચે સુમેળ હોવો જોઈએ, સંવાદ હોવો જોઈએ. અને સંવાદ ન હોય તો ? કવિના જ શબ્દોમાં જોઈએ.

> "શું રે કરું હું શીશા જમાવી, ગર્વથી ઊંચું ઉર રે
> શું કરું સાગર લાવી, દ્રવે જો નેન નહીં નિષ્ઠુર રે;
>
> શું રે કરું હું બીન બજાવી, અંતર તારે બસૂર રે;
> અંગ-મરોડ હું કેમ કરું જો નાચી ઊઠે નથ ઉર રે !"

હૃદય જો નાચતું ન હોય તો અંગ-મરોડ થઈ જ કેમ શકે ? હૈયું જો રંક હોય અને પ્રેમનાં પુર ન વહેતાં હોય તો વાણી પ્રવાહ વહી જ કેમ શકે ?

કવિ એ પણ જાણે છે કે દુનિયામાં બધે સચ્ચાઈ નથી. વહેવારની મલિન ગલીઓ જુએ છે ત્યારે જેને દંભની સૂગ હોય એ જીવ અકળાયા વિના રહે કેમ ?

> "નવા નવા વેશ કાઢી મતલબ આવે રોજ,
> હસવામાં જોઈ ભૂપું ઝેર ત્યારે થતો શોચ."

–છતાં પણ આ ઝેરનો કટોરો પી જવાશે. પણ માણસનો ભૂખ્યો જીવ માણસથી દૂર નહીં રહી શકે.

"અને યાદ આવે, કોઇ કવિ તણું ગાણું છે:
'માનવીની સાથ રે'વું, રે'વું, એ ય લ્હાણું છે.'

પૃથ્વી ઉપર સ્વર્ગ ઉતારવાની જે જમાનામાં તારસ્વરે વાત થતી હતી એ જમાનામાં આ કવિએ તો બધાથી વેગળા જઈને એક આટલી જ યથાર્થ વાત કહી–

"રહે પૃથ્વી પૃથ્વી, મુજ મન ઠરશે એ આમક છે."

જે કવિએ આપણને ઊર્મિથી ભર્યાં ભર્યાં અને 'ઉરતંત્રીને છેડ્યા વગર છોડે નહીં" એવાં કાવ્યો તથા સરળ અને હૃદયવેધક લયાન્વિત ગીતો આપ્યાં એ કવિ આપણી વચ્ચે નથી એનું દુઃખ આપણને સતત સાલશે.

–પણ એક વાર સહૃદયને એમની કવિતા સાથે 'શુભદૃષ્ટિ' થઈ કે એ કહ્યા વિના રહી શકે નહીં:

"એક વાર અમે બન્ને સામસામે હસ્યાં, અને
પિછાન પૂર્ણ એ લાગી અમારાં બેઉનાં મને."

અને કવિતા સાથેની આ 'પૂર્ણ પિછાન'ને મોત પણ તોડી શકે એમ નથી. એમણે પોતે જ ગાયું છે:

"આપણે મોતને જીતવું છે!"

– સુરેશ દલાલ

# પરિશીલન

## બનાવટી ફૂલોને

તમારે રંગો છે,
અને આકારો છે,
કલાકારે દીધો તમ સમીપ આનંદકણ છે,
અને બાગોમાંના કુસુમ થકી લાંબું જીવન છે.

ઘરોની શોભામાં
કહીં અંબોડામાં,
રહો છો ત્યાં જોઇ ઘડીકભર હૈયું હરખતું,
પ્રશંસા કેરાં એ કદીક વળી વેણો ઉચરતું.

પરંતુ જાણ્યું છે,
કદી વા માણ્યું છે,
શશીનું, ભાનુનું, ક્ષિતિજ પરથી ભવ્ય ઉગવું ?
વસંતે વાસંતું રસિક મહવું વા અનુભવ્યું ?

ન જાણે નિંદું છું,
પરંતુ પૂછું છું,
તમારા હૈયાના મહનમણીયે આવું વસતું :
દિનાન્તે આજે તો સકલ નિજ આપી ઝરી જવું.

## ગામની વિદાય

હે ઓ મારા નાનપણાના ગામ !
મારા બાળપણના ધામ !
તને કરું રે પરણામ,
તને કરું રે પરણામ ! —મારા૦

તારી આ માટી, તારું પાણી, રે ગામ મારા !
તારી આ ઝાડવાંની છાયા;
એની લાગી છે મને માયા :
છોડવાં નો'તાં એને છોડવાં આજે :
જાણે હૈયાનાં ખેંચાયે છે ચામ.—મારા૦

ના રે કળાયા કદી નેહના વેલા એવા
ભોંયે આ તારી પથરાયા :
જ્યાં ઉપાડું મારા પાયને ત્યાં તો, એમાં
ડગલે ને પગલે એ અટવાયા :
ક્યારે મને બાંધી લીધો'તો આમ ? —મારા૦



## દિવંગત ગુરુદેવને

મૃત્યુ તો તમને લેવા આવ્યું; આવ્યું, લઈ ગયું.
તેણે ખોલી જરી સુઠ્ઠી ત્યાં તો ભોઠું પડી ગયું.

આવ્યું'તું જિંદગી લેવા, આપી ગયું અમરત્વ એ !

પ્રહ્‌લાદ પારેખ

## નલિન રાવળ

### કવિતા

ક ખ ગ ઘ ભણી જાઓ
કવિતા વાંચી જાઓ
મોંપાટ પૂરપાટ બોલી જાઓ

કવિતા વાંચી જાઓ
ધડધડ દાદરા ઉતરી જાઓ
કવિતા વાંચી જાઓ

કવિતા વાંચી જાઓ
ખંખોળિયું લેતાં લેતાં,
લાસલુસ ખાતાં ખાતાં,
વિનાકામ ઈધર ઉધર ઘુમે જતાં,
ઠંડા પ્હોરે ઓડકાંઓને ખોખે જતાં,

કવિતા...
આમ તમે કવિતા શું વાંચી જશો ?
કવિતા તો પલાંઠી !
પાલવે તો લગાવો
નહીં તો પેલા છાપરે જઈ પતંગને ચગાવો.



# કવિલોક

## માધ્યમિક શાળાઓ માટે ખાસ

સાહિત્ય પ્રત્યેની અભિરુચિ અભ્યાસકાળ દરમ્યાન જ ઘડાતી હોય છે; કવિતાને માટે તો તે સવિશેષ. આથી વિદ્યાર્થીઓ પોતાના ઘડતર સમય દરમ્યાન સર્જાતા સાહિત્યના સંપર્કમાં રહે એ જરૂરી છે. આ દૃષ્ટિથી પ્રેરાઇને અમે શાળાઓને 'કવિલોક' ઓછે લવાજમે આપવાનું વિચાર્યું છે. અમને આશા છે પ્રત્યેક શાળા આ યોજનાનો લાભ થઈ એને સફળ બનાવશે.

શાળાઓ માટે લવાજમ રૂ. ૨-૫૦

# કવિલોક

'કવિલોક'નું દ્વૈમાસિક પ્રકાશન


સંપાદક મંડળ

રાજેન્દ્ર શાહ

જનુભાઈ શાહ

સુરેશ દલાલ





લવાજમ ભરવાનાં સ્થળ

કવિલોક, ૩૮૦, ગિરગામ રોડ, મુંબઈ ૨

મેસર્સ એન. એમ. ત્રિપાઠી પ્રા. લિ., પ્રિન્સેસ સ્ટ્રીટ, મુંબઈ ૨

શ્રી. પિનાકિન્ ઠાકોર મે. ઠાકોર બ્રધર્સ, જરમન સીલ્વર માર્કેટ

રતનપોળ, અમદાવાદ

શિવકુમાર જોશી : C/o સુદર્શન એન્ડ કં.

૧૨, પોર્ટુગીઝ ચર્ચ સ્ટ્રીટ, કલકત્તા ૧

મેલ ઓર્ડર સર્વિસ નહેરુ રોડ, વિલેપાર્લે, મુંબઈ ૫૭





લવાજમ

દેશમાં રૂપિયા ચાર પરદેશમાં શિલિંગ આઠ : છૂટક નકલના સિત્તેર નયા પૈસા





મુદ્રક અને પ્રકાશક : સુરેશ પરષોત્તમદાસ દલાલ

મુદ્રણ અને પ્રકાશનસ્થાન : લિપિની પ્રિન્ટરી, ૩૮૦ ગિરગામ રોડ, મુંબઈ ૨

કવિ
લોક

પુસ્તક ૫ : અંક ૨૭
કાર્તિક ૨૦૧૮

રાજેન્દ્ર શાહ

## ઉંબર ઉપર

ઈહ ને અવર બેઉ લોક મારાં લહે છે નયન
એક સંગ
એકની ભીતર ભળે અવરનો રંગ
– સંગમને તીર્થ ઊંડાં જલને પ્રવાહ મંદ મંદ વહે મન.

સામે દ્વારને ઉંબર બેઠી ત્રિયા મારી તુણી રહી જીર્ણ ચીર
નહિવત છાયા દ્રુમની લંબાઈ સીમ ભણી
એને અડી જાય ન લગીર.
શ્યામલ કુંતલે લાલ ખીલતું મુકુલ... ...
ખીલતું મુકુલ... ...
નીલકુંજ માહીં મથી મથી રહી ધરવાને ઊડતું દુકૂલ
પ્રથમ નજર
લાગે જ્વર
અનિમેષ તણો અભિચાર ઝીલી ઝીલી રહે નિમીલિત દૃગ
વિગલિત સહુ રંગે રગ
નીરવ ક્ષણના મંથરતા હિલ્લોલિત કરી જાય કો વિહંગ

## સુરેશ દલાલ

### વિપર્યય

હા,
એટલું તો યાદ છે
કે પંથ પર આ હું કદી ચાલ્યો હતો;
— તે યે તમારી સાથ!

પણ આજ જ્યારે
અહીં ઊભા છીએ મિલાવી હાથ
ત્યારે થતું
કે એ જ છે આ હાથ
જેને હેતથી ઝાલ્યો હતો?

હા,
એ જ......
હું......અને આ પંથ......
......પણ......? ! ? ! ? !

•

ભરત ઠક્કર

## અદીઠ

અદીઠ તું ક્યહીં ? અગાધ કરુણા તણો સાગર
અહોનિશ અહીં ક્યહીં ? હૃદયને મહાદાન તું
પ્રશાંતિ તણું અર્પનાર ઉર-ચેતના હે ક્યહીં ?

અનંત જળ પદ્મ શું કિરણ-સ્પર્શથી ખીલતું
લઈ, મધુર સૂર્ય-ચેતન અદીઠ સંકોરતું
જડીભૂત ઉરો-ત્યહીં તવ નિવાસ તેજોમય ?

નયન તવ કરાવતાં તિમિર-તેજ લીલા મહીં
ઘડીભર મને શું દર્શન અદીઠ સૌંદર્યનું !

પ્રકાશ થકી આજ હું છું વીંટળાયલો-સ્નેહલ
પ્રભા તવ મને વળી વળી લતા સમી વીંટતી.

કણેકણ મને ક્ષણો તણી મુદા મહીં આવરી
લઈ તુજ મહીં વિસર્જન કરે અહો ! મારુંં.

અદીઠ ! તવ દર્શને જીવન સૌરભે શું ભર્યું !
થયુ જડ બધું સચેતન, અનંત હૈયે સર્યું.

•

## ઈશ્વરચન્દ્ર ભટ્ટ

### વિરાટ બુંદ

હેમંતની પ્રાચી દિશા ડૂબી હતી કૈં ઘેનમાં,
ઊગી ઉષા હેલા ગહીં લાલી વિખેરે વ્યોમમાં.
વૃક્ષો પરે પીછાં ખીલે, આભે ચઢે ને ઊતરે,
શ્વાસે ભરી તાજી હવા કૈં કાકલૂ ગુંજી રહે.
શી ચેતનાની સંસૃતિ!
તીર્થોદકે હિલ્લોળ લેતી સ્ફૂર્તિ માટે લેરખી
નર્તાવતી એ બુંદ કુણા પત્ર પે.
તાજું સલૂણું મૌક્તિક, ઐશ્વર્ય જાણે ભૌતિક.
કે જિંદગી ક્ષણની અહીં હસ્તી સ્મૃતિ કાંઈ નહીં?
કો લેરખી ત્યાં પત્ર ને સ્પર્શી ગઈ,
કંપી રહી ને બુંદ તે નીચે ઢળી,
આકારની લીલા સજી સોણા સમી
રે શૂન્યમાં જાતું ભળી.
ભોમે રહેલું બુંદ એ,
ઝીલી રહી સીના પરે, આકાશના
ઊંડાણને, સંધ્યા ઉષાના રંગને,
રાત્રે કરેલા મૌનને, જાગી ઊઠેલા
ગાનને, ભૂમા મહીં રે'તું મળી.

•

## કમલ વૈદ્ય

### તારી યાદે

હરીભરી આ કુદરત જોઈ
ભાર ભર્યો દિલથી હું રોઈ
છંટાયલ પથ ધુંદ ધુંદ થૈ
ઝરી જતી તવ ઘનવન યાદે

ઘોર રાત્રીના અંધકાર મહીં
પળપળ હું ઝબકંત જાગી રહી,
રણઝણતા મુજ રોમ-તાર
અનહદ મહીં તર નીરવ સાદે .

### ચુંબન

અધરથી પીધ અધર મધુર
ઝુકાને મીઠ લૂંટે મે તો
સ્વર્ગભૂમિના નિરખ્યા નિઝુમ નૂર
ઝૂરતા ઉરના આકુલ જ્યાં નહીં સાદ,
ઝીલતા આપણુ નીરવતાનો નાદ,
સાજની ક્ષિતિજ શોભી રહી'તી
રંગને કેવલ સૂર
ક્ષણુની નાની ક્યારીએ મ્હોર્યું ફૂલ,
મ્હેકતા એવી ગંધથી અસીમ કુલ,
જિંદગીના સોહાગનુ પૂર્યું
સેંથિયે રે સિંદૂર



## સીતાંશુ યશશ્ચંદ્ર

### ?

જ્યાં લાખ લાખો તારલા પણ
 સૂર્યના ખુદ તેજકિરણોની ઝપટ ફૂંકે
 સદા બુઝાય છે,
તે આભની નીચે કહો, ચિર સત્ય કૈં છે કે નથી ?

આ છાતીને માટે કહો શું સત્ય છે:
 રે શ્વાસ કે નિશ્વાસ ?
મારા કંઠ કાજે મૂળ શું નિર્માયું છે :
 રે તૃપ્તિ કે ચિરપ્યાસ ?
અમૃત ઝેર જે કંઈ હોય
 – જે કંઇ હોય તે કહી દો
હવે અકળાયલો છું જીવનસાગર મથી મથી.

જે ફૂલ તે કરમાય છે; કરમાય ના તે કાગદી ફૂલો
 ખરેખર ફૂલ ના.
આ જિંદગી વહી જાય છે અણુમૂલ ને રહી જાય છે તે
 આયખાનાં
 તો કશાંયે મૂલ ના.
મુજ ગાનના ચિરપ્રશ્નનો ઘડૂલો તમારા કર્ણના –
 – કૂવામહીં ડૂબી જશે.
કેમકે એનો, તમે કોઈ કદિ ઉત્તર કથી શકતા નથી;
આ આભની નીચે કશું ચિરસત્ય, રે, છે કે નથી ?

## રવીન્દ્રનાથ ટાગોર

### કાજળ રાતે

રે આ કાજળકાળી રાત !
એકલી મને મૂકતી મેલી ક્યાંય જશો નહીં નાથ ! – રે આ૦

વિજન પથે તિમિર સઘન
કાનન ગહન ઘોર;
કોઇનું રુદન જાય વીંધી આ
રાતનો સૂનો પ્હોર.
અંધ ધરા – ગગન ધ્રૂજે પવનને સૂસવાટ ! – રે આ૦

માડ જલાવ્યો દીપને મેં નો
ગૂંથી છે ફૂલમાલ;
કેટલા દિને દરશ પામી
નયન થયાં ન્યાલ.
જીવનનાવે લીધી આજે પ્રેમસાગરની વાટ ! – રે આ૦

અનુ સુરેશ દલાલ

# કવિ કાર્લ સેન્ડબર્ગ

નવોદિત કવિઓ પોતાની નવી રચનાઓ સેન્ડબર્ગ પાસે લઈ જઈ પછી સલાહ માગતા ત્યારે તેઓ કહેતા : 'લખવાનું ચાલુ રાખો પરિશ્રમ કરો. હા, ઘણીવાર નિરાશ પણ થશો. બધું વ્યર્થ પણ લાગશે તો ય લખવાનું મૂકતા નહિ. જે વ્યર્થ-ભાવ જાગે છે તે તો સૂક્ષ્મ રીતે તમારી નમ્રતા કેળવાય છે તેનું ચિહ્ન છે. ઘણું લખો. રોજ લખવું. એ કૃતિઓ રહેવા દેજો. પછી વખત જતાં જુઓ તેનું શું થાય છે!' તેઓ માને છે કે માર્ગદર્શક અથવા સલાહકારે નવોદિત કવિઓની શક્તિ પ્રીછવામાં ઉતાવળ ન કરવી. કૃતિ જો સ્વતંત્ર હશે કે નિજત્વ ધરાવતી હશે તો તેમાંનું તત્ત્વ પારખતાં વિવેચક કે સલાહકાર ઢીલ પણ કરશે. અસંખ્ય ઉત્તમ કાવ્ય કૃતિઓને સમયની કપરી કસોટીમાંથી પસાર થવું પડ્યું છે. મેકડોનાલ્ડ ક્લાર્ક નામે અમેરિકન કવિ એ વિશે કહેતા :

"'Tis vain for present fame to wish
Our persons first must be forgotten
For poets are like stinking fish
They never shine until they 're rotten"

૮૬ વર્ષના કાર્લ સેન્ડબર્ગ અમેરિકાના ગેલ્સબર્ગ (ઈલિનોય) ખાતે ૧૮૭૮માં જન્મ્યા હતા. માતાપિતા સ્વીડનના મૂળ વતની. સેન્ડબર્ગે જુદી જુદી શાળાઓમાં થોડું શિક્ષણ લીધું હતું. નાનપણથી જ કુટુંબને મદદરૂપ થવા તેમણે વિવિધ પ્રકારનાં કામ કરેલાં. હજામની દુકાનમાં, ઈંટો બનાવનારને ત્યાં, હોટલોમાં એંઠાં વાસણ સાફ કરનાર તરીકે, ખેતરોમાં મજૂરી કરીને, દરવાન તરીકે ય નોકરી બજાવીને

એમણે જીવન-સંગ્રામ ખેડ્યા હતા. સ્પેનીશ-અમેરિકન યુદ્ધ પછી નોકરી કરતાં કરતાં કોલેજમાં અભ્યાસ કર્યો. પત્રકાર તરીકે પણ કામ કરેલું. નગરપતિના મંત્રી તરીકે પણ નોકરી કરેલી. આ દરમિયાન વિવિધ સામયિકોમાં કાવ્યો પણ મોકલતા.

તેમનાં 'ગુડમોર્નિંગ અમેરિકા,' 'અર્લી મૂન' 'ધ પીપલ યસ' 'કોર્ન-હસ્કર્સ' વગેરે અનેક કાવ્યગ્રંથોમાં અમેરિકાના શ્રમજીવીઓના જીવનનું આલેખન છે. તેમાં અલંકારિકતા કે વાક્છટા નથી. જ્યાં વર્ણ્ય-વિષયનો અનુભવચમત્કાર તેમાં સંભળાય છે. અને આમજનનાના રૂઢ પ્રયોગોનો તેમાં એમણે ઉચિત ઉપયોગ કર્યો છે. સેન્ડબર્ગે રૂઢિબદ્ધ છંદોનો કદિ ઉપયોગ કર્યો નથી. અને એમનું પદ્ય ક્યારેક તો તાલબદ્ધ ગદ્યની વધુ સમીપ હોય છે. જ્યાં પણ તેમની બધી કૃતિઓમાં ધ્વનિ અને ઊર્મિનું નૃત્ય અચૂક નજરે પડે છે. તેમાં જે સ્વર અને લય રહેલાં છે તે કવિના વ્યક્તિત્વનાં દ્યોતક છે.

એમની તમામ રચનાઓનો પ્રધાનસૂર એક જ છે; માનવીનું બંધુત્વ. તેઓ હંમેશા કામદારો, ખેડૂતો અને આમસમુદાય વિષે જ લખે છે. એમની કૃતિઓને વિરૂપ અને વિકૃત તેમ જ તેમની પ્રયોજેલી ભાષાને બરછટ અને અશિષ્ટ કહેનારા લોકો પણ અમેરિકામાં રહે છે. પરંતુ બહારના નાળિયેર જેવા કઠોર કાચલા પાછળ એક પ્રકારનું માર્દવ અને માનવપ્રેમ પ્રચ્છન્ન સ્વરૂપે રહેલાં છે તેને આ ટીકાકારો પ્રીછી શક્યા નથી. વસ્તુતઃ સેન્ડબર્ગ જીવનને, જગતને અને જનતાને હૃદય-પૂર્વક અને સંપૂર્ણતયા ચાહે છે. જિંદગીના અતિસામાન્ય બનાવોમાં તેમને કાવ્યતત્વ લાધે છે. બીજા ખ્યાતનામ અમેરિકન કવિ વૉલ્ટ વ્હીટમેનની જેમ તેઓ પણ માને છે કે જગતમાં અમંગલ દુઃખ

છે. પરંતુ ઉજ્જવલ ભવિષ્ય પ્રતિ હંમેશ તેઓ મીટ માંડે છે. આથી તેમનાં કાવ્યોમાં એક પ્રકારની ઉષ્મા અને તાજગી જોવા મળે છે.

અમેરિકાના ગાયક તરીકે ઓળખાતા આ કવિએ 'ઓલવેઝ ધ યંગ સ્ટ્રેન્જર' નામે આત્મવૃત્તાંત પણ લખ્યું છે. પોતાના જીવનની એકવીસ વર્ષની અવસ્થા લગીનો સમય તેમાં એમણે આવરી લીધો છે. કવિ હોવા છતાં અબ્રાહમ લિંકનના ચરિત્રલેખક તરીકે તેઓ વિશેષ જાણીતા છે. વળી મહાકાવ્ય જેવી નવલકથા 'રીમેમ્બ્રન્સ રૉક' પણ તેમણે લખી છે. તેમાં અમેરિકાના પ્રથમ વસાહતીઓથી માંડીને છેવટ સુધીનો ઇતિહાસ અને પ્રગતિગાથા ગૂંથાયેલાં છે. આ પીઢ સાહિત્યકાર પ્રત્યે સાદાસીધા અમેરિકનો જ નહિ પણ વિદ્વાનો અને કવિઓ પણ આદરની નજરે જુએ છે. અમેરિકાનાં લોકગીતો અને લોકકથાઓનો સંગ્રહ કરવા ઉપરાંત લોકગીતોના તો તે ગાયક પણ છે. વૉલ્ટ વ્હીટમેન જોડે સરખામણી કરતાં એક વિવેચકે તેમની પ્રતિભા બિરદાવતાં કહેલું: 'તેમના કરતાં ય અમેરિકાને કવિ સેન્ડબર્ગ વધુ જાણે અને સમજે છે.' અર્નેસ્ટ હેમિંગ્વેને જ્યારે નોબેલ પ્રાઇઝ મળ્યું ત્યારે ૧૯૫૪માં એમણે તે માટે કવિ સેન્ડબર્ગને પોતાના કરતાં વધુ લાયક ગણાવેલા. એમની અન્ય રચનાઓમાં 'સ્મોક ઍન્ડ સ્ટીલ', 'સ્લૅબ્સ ઑફ અનબર્ન્ટ વેસ્ટ' ઇત્યાદિ રચનાઓનો સમાવેશ થાય છે.

–સુનીલ કોઠારી



# "પીવાથી ઉણો થાય નહિ એવો આ જામ છે!"

## (શ્રી હરીન્દ્ર દવે કૃત 'આસવ'નો પરિચય)

આપણે ત્યાં ગઝલકારોનો કાફલો ખાસ્સો મોટો છે. થોકબંધ ગઝલો (?!) લખાય છે. ઠારવારે મુશાયરાઓ યોજાય છે. ગઝલના સ્વરૂપની સાચી અને સૂક્ષ્મ સૂઝ વિનાના કહેવાતા ગઝલકારો કેંક એવી ખુમારીથી ફરે છે કે એમના શરીરમાં લોહી નહિ પણ ગઝલ વહે છે. મુશાયરો આવા ગઝલકારો અને શાયરીના શોખીનોથી જ ભરચક થઈ જાય છે. મુશાયરાઓએ ગઝલકારોને અને લોકોની રુચિને બન્નેને બગાડ્યા છે એ સર્વમાન્ય હકીકત છે.

પ્રવર્તમાન આ પરિસ્થિતિમાં ગઝલનો મુલ્ક આપણે માટે અજાણ્યો જ રહ્યો છે. પણ જ્યારે જ્યારે આપણી નજર 'મરીઝ' અને હરીન્દ્ર દવે, બરકત વીરાણી, 'ઘાયલ' અને ગની દહીંવાલા જેવાઓની કૃતિઓ પર મંડાય છે ત્યારે આપણા હૃદયમાંથી **"કેવા અજાણ્યા મુલકમાં ઊગતી સવાર છે"** એવા ઉદ્ગાર સરી પડે એ સ્વાભાવિક છે. અને જો આવા થોડાક પણ નિષ્ઠાવાન ગઝલકારો આપણને સાંપડશે તો ગઝલનો મધ્યાહ્ન અવશ્ય તપશે.

'ગઝલ' એ અરબી ભાષાનો શબ્દ: જેનો મૂળ અર્થ પ્રિયા સાથેની વાતચીત. આ સ્વરૂપના આવિષ્કાર સાથે એના નામના અર્થને લીધે એક એવી માન્યતા બંધાઈ અને પોષાઈ કે ગઝલમાં પ્રેમ વિષયક જ અભિવ્યક્તિ હોય. આંખ મીંચીને (પ્રેમ આંધળો એટલે?) પ્રેમની ગઝલો લખાઈ. (જેમ જાણે, પ્રેમ વિષયક ગઝલો લખવી એ સૌથી સહેલી વાત ન હોય!) આ જાતના જથ્થા પર અમસ્થી યે આંખ ફેરવીએ તો ખ્યાલ આવશે કે પ્રેમને નામે દાયકાઓ અહ્

થયાં. ઊર્મિની સચ્ચાઈની ખાલી જગા અર્થહીન શબ્દોના ઘોંઘાટથી પૂરવામાં આવી. કળાએ વિદાય લીધી. કારીગિરીએ અડ્ડો જમાવ્યો. ગઝલોમાં આસમાની વાતો થવા લાગી. આને લીધે કેટલાક ગઝલકારો શાયરો કરતાં શેખચલ્લીઓ જેવા લાગવા માંડયા.

ગઝલના સ્વરૂપનો વિકાસ થયો ઈરાનમાં. સુફીવાદનો એક નવો સૂર ઉમેરાયો. આમ, ગઝલો દ્વિઅર્થી બની;—ઈશ્કે હકીકી અને ઈશ્કે મિજાજી. આને પરિણામે કૃતિઓમાં ધૂંધળું વાતાવરણ પણ પેદા થવા માંડ્યું.

શ્રી હરીન્દ્ર દવેની રચનાઓ આવા બધા દોષોમાંથી સિફતથી ઊગરી ગઈ છે એમાં એમની તિપ્રવાન સૂઝે બહુ મોટો સથવારો આપ્યો છે. "શાહબાઝ'ની જેમ આ કવિએ પણ ઉર્દૂ, સંસ્કૃત, ગુજરાતી ભાષાના શબ્દોના સંમિશ્રણથી એક નવી જ અને જરાપણ અતડી ન લાગે એવી આબોહવા જમાવી છે. દા. ત.:

હૈયાનો લગાવી બાગ તમે કંઇ ચે ન ખબર, કે કયાં ચાલ્યા,
લ્યો, ફૂલ ખીલ્યાં, માળી બિન એનાં લાલનપાલન કોણ કરે?

કોઇ ન વસ્યું તવ અંતરમાં એ દર્દ હવે દિલ સંઘર મા,
(એ) અંજ્યાં નીર તણાં ઊંડાણે જઇ અવગાહન કોણ કરે?

સંગ્રહમાં પ્રેમની કેટલીક અત્યંત સ-રસ ગઝલો નઝમો હોવા છતાં માત્ર પ્રેમની જ રચનાઓ આ સંગ્રહમાં નથી એ ઘટના કવિના રસનું ક્ષેત્ર મર્યાદિત નથી એની સાક્ષી પૂરે છે. '**તું માન કે ન માન માત્ર પ્યાર જિંદગી**' એમ કહેનાર કવિ એમ પણ કહ્યા વિના રહી શકતા નથી:

છવન પુસ્તક માહીં પ્રેમ પણ અંતિમ વચન કયાં છે?
બધી દીવાનગીનાં મૂળમાં સયલા નથી હોતી!

અભિવ્યક્તિની નજાકતભરી છટા એ હરીન્દ્રની કૃતિની ખાસ લાક્ષણિકતા છે થોડાક ઉદાહરણોથી પણ એનો ખ્યાલ સહૃદયને આવ્યા વિના નહિ રહે

વિરહની રાતનું વર્ણન જરા રહો તો કહું,
કહું, જે હોય છે આલમ તમે ન હો તો, કહું.

તમારી યાદના રંગીન વનની મહેકના સોગંદ,
બહાર આવે છે ઉપવનમાં છતાં, શોભા નથી હોતી

આ અંધકારમાં તને પોકારતો રહ્યો,
બીજું જડી શક્યું ન મને યાદનાનું નામ

તમારું નામ લઈને લખી મેં જે ગઝલો,
તમે રીસાયા કે એમાં તમારું નામ નથી

હરીન્દ્રની કૃતિઓમાં જ્યારે આસમાની વાત આવે છે ત્યારે એ સ્વપ્નાનું કેવું રમણીય રૂપ લઈને પ્રગટ થાય છે એ જોવા જેવું છે

રાત થઈ જાય પાલવ કોઈ સ્વપ્નનો,
ભાત રંગીન એની સિતારા બને,
આપણા મિલનનો કોય પ્રિય પાત્રને
સૂર્ય ને ચંદ્ર નાજુક ઇશારા બને

'જો આંખ કહી શકે તો અધર બોલતા નથી'
એવા મર્માત્મક વચન તરફ જે દૃષ્ટિનો ઝોક છે એ દૃષ્ટિ ગોઠ ટેકણે પણ જ્યારે

મારા પ્રણયમાં ક્યાંય કશી યે કમી નથી
તારી જ ભૂલ લાગે છે મારા હિસાબમાં

એવી સ્થૂળ અભિવ્યક્તિમાં સરી પડે ત્યારે આશ્ચર્ય અને આઘાત ન લાગે તો નવાઈ.

હરિના ફેરથી ખરાં દરશો ફરી ગયાં,
જ્યાં જ્યાં નજર કરી ત્યાં નઝારા મળી ગયા.

કૃતિઓમાંથી પ્રકટ થતી દર્શનની દીપ્તિ એ આ સંગ્રહની સૌથી મનોહર ફલશ્રુતિ છે. એકાંગી નહિ, પણ કલાકારને છાજે એવી સમતોલ દૃષ્ટિથી એમણે કર્યું છે જીવનનું સર્વાંગી દર્શન. વધુ નહિ તો યે એચાર દૃષ્ટાંતોથી પણ આ વિધાનની યથાર્થતા સમજાયા વિના નહિ રહે.

આસમાને નજર જાય મારી છતાં
પાયે મારા રહે છે જમીને;
કોઇ પણ રાગ છેડું, છતાં અંગુલિ
જેમ ફરતી રહે માત્ર બીને.

મારી તો માંગ હતી બિંદુનું હર એક ઝરણ
દીર્ઘ યાત્રા પછી સાગરનું ન મહોતાજ રહે.

સમજાઇ જાયે કોઇની શરમિન્દગીની લાજ,
મિત્રો, શમા વિનાની સભા હોવી જોઇએ.

તું પ્રેમ બનીને જીવી, હું પરિત્યાગ બનીને જીવું છું.

સંગ્રહને અંતે આપણને હરીન્દ્ર તરફથી ઉર્દૂ કવિતાઓના પાંચેક અનુવાદો મળે છે. આ અનુવાદોને લીધે આપણને ઉર્દૂ કવિતાની અત્યંત આછેરી ઝલક જોવા મળે છે. કવિ આપણને આ પ્રકારના

વધુ અનુવાદો આપે એવી માગણી અહીં અસ્થાને નહિ ગણાય. ઉર્દૂ ગઝલનું સંસ્કૃત છંદમાં કરેલું રૂપાંતર એ અનુવાદની દૃષ્ટિએ સવિશેષ નોંધપાત્ર છે.

ગઝલના આ અજાણ્યા મુલકમાં પણ હરીન્દ્રના કદમ એવી સાહજિક રીતે ઊપડે છે કે જાણે એ પોતે આ ભૂમિથી પરિચિત સુપરિચિત હોય !

'આસવ' જેવો સંગ્રહ આપવા બદલ શ્રી હરીન્દ્ર દવે અભિનંદનના અધિકારી ઠરે છે.

—સુરેશ દલાલ

૧—૬—૬૨

## બાપુનો જનમદિન

આજ બાપુનો જનમદિન
જ્યારથી સરકાર પાળે છે રજા
ત્યારથી કેમે ય ભૂલાતો નથી.

વાંચશું થોડા ગીતાના શ્લોક ?
'યંગ ઇન્ડિયા' 'હરિજન' જેવાં જૂનાં છાપાં ?
ક્યાં સમય રહેશે ?

ને ઉપવાસ ?
ના રે એમ દુભવ્યે જીવ
બાપુ તે કદી રાજી રહે ?

રાજઘાટ જશું ?
અહો, સુંદર જગા છે,
રહેલશું થોડું
અને બે ફૂલ બાપુની સમાધિ પર મૂકી
કર્તવ્યનિષ્ઠા તો બતાવીશું.
ક્યાં બિચારાએ સહન થોડું કર્યું
બે ફૂલનો તો હક અદા કરવો ઘટે.

પ્રાર્થનાના તો ન શબ્દો યાદ
પણ બાપુ સદા કહેતા હતા
કે હૃદય જો પ્રાર્થતું હોયે તો સાચી પ્રાર્થના

આ રજાનો દિન
હશે આકાશવાણી પર વધારે કાર્યક્રમ'
વ્યાખ્યાન કોઈ રાજનેતાનું' –
જવા દો,
આમ પર મૂકો નથી રેકોર્ડ.

આજ બાપુનો જનમદિન
ને રજા,
કેટલો જલદી દિવસ વીતી ગયો,
જેમ બાપુનું જીવન.

'આમર'માંથી ] –હરીન્દ્ર દવે

●

## યોગેશ કૃ. પંડ્યા

### બીન

એ આમ તો સૂની પડી'તી ક્યારની
તેં આવીને
મુજ બીનના
તારો સજાવ્યા
ને ગ્રહી કરની મહીં
છેડી રહી સરગમ અનેરી . ..

એ સ્પર્શને સ્પંદન કર્યું જીવન હવે રસમય !

●

## 'આદીલ' મનસુરી

### ગઝલ

દુનિયાના અંધકારને ધોતો ફરે છે ચાંદ:
પોતાના દિલના ડાઘને ક્યારે જુએ છે ચાંદ.

ચોરી કરે છે સૂર્યના કિરણોની એટલે
રાત્રિની ઓથ લઇને છૂપાતો ફરે છે ચાંદ.

મોજાંઓ એને ભેટવા દોડે છે પ્રેમથી,
દરિયે જે ઘડીએ નહાવા પડે છે ચાંદ.

આ કોના ઇન્તેઝારમાં જાગે છે ચાંદની?
એ કોણ છે કે જેની પ્રતીક્ષા કરે છે ચાંદ?

રાત્રિના અંધકાર ભર્યાં જંગલો મહીં
તારાઓ સાથે આંખમીચોલી રમે છે ચાંદ.

વરસે છે ઠંડી ચાંદની બળતી ધરા ઉપર
"આદિલ" બરફની જેમ નભે ઓગળે છે ચાંદ.



## જોસેફ વૉન આઇકેનડૉર્ફ

### મારા શિશુના મૃત્યુ પર

મોડી રાત્રિનો પ્રહર,
પડતા ટકોરા દૂરથી – ટાવરતણા !
ટમટમે ઝીણો દીવો
તારી પથારી પાસ

ઘરની આજુબાજુ
માત્ર વાયુ ક્રંદનો ભમી રહે,
એને ય સુણ્યા વિણ
બેઠા અમે અહીં એકલા
(ગમગીન !)

અમને એમ કે
રઝળાટથી થાકી જઈ પાછો નકી તું આવશે,
દ્વારને
હમણાં સુંવાળી આંગળીનો સ્પર્શ
ટકે ટકે
પણ અમે પાગલ
નહીં તું
રે અમ આજેય આ અંધારમાં રઝળી રહ્યા.
ક્યારનો
તું તો ત્યાંહી
તવ ઘરમહીં !

અનુ. સુરેશ દલાલ

## હેનરીક હેઈન

### આપો મને

કેવી કૃપાળી આ ધરા
ને આસમાની આભની કેવી ઘટા !
શી હૂંફાળી વાય છે હળવાશથી અહીંયાં હવા,
ને છટાથી લ્હેરતાં કૈં ક્ષેત્રથી
લજ્જાભરેલા ફૂલની અહીં આવતી છાની નજર !
ભોરનું બિંદુ અહીં ઝાકળતણું
આનંદથી ચમકી અને ચળકી રહે;
મત્ત થઈને ઊછળી હૈયાં રહે–
–ઉલ્લાસની કેવી અસર ? –
–સરતું રહે આક્રંદ મારે અંતરેથી બેખબર:
કૈંક યુગથી ચાહતો જેને રહ્યો:
એવી પ્રિયાની સાથમાં
નિરાંતથી અવ પોઢવા આપો મને મારી કબર !

અનુ. : સુરેશ દલાલ

•

ઉપરણાનું ચિત્ર : અંક ૨૬ અને ૨૭ : ભૂપેન ખખ્ખર

## શશિશિવમ્

### મન્ધા

ગતભન્ ઠુસકા ઉપન્ ઠુસકા
અને થીસો ઉપજ થીસો ઇક્ષ ફાટી ગઈ આ આંખ
જે સાભળી ત્રાસેન પેલો પૂર્ણિમાનો ચન્દ્ર પણ ફિક્કો પડી નાઠ
ને કૂકડાની મેણુપોક
પૂર્વમા ત્યા જ પેલી ક્ષિતિજ ઠગ આગણે
લોહીના ખાબોચિયામા ધ્વસ્ત ડોકું સૂર્યનુ
ને કિરણના ડાઘુઓ જોડ્યા
રે અરે આવી પુગ્યા
આહી જ મારે આગણે
દીધી જગાવી ય ચિતા

ભડભડ બળે !

આવરી લીધુ સમળ જ્વાળા મહી પળ બે પળે





અમેરિકન કવિ રૉબર્ટ ફ્રોસ્ટ

કવિ
લોક

પુસ્તક ૫ : અંક ૨૮
પોષ ૨૦૧૮

પ્રિયકાન્ત મણિયાર

## અલસ બપોર

મૂળ સરીખાં મૂંગાં છાનાં
પાન અવાચક કોઈ થકી ના કોઇ હલે નહીં વૃક્ષ ઘટાનાં

વાદળ નભથી લસર્યું લસર્યું
થાકી ઊતર્યું
ભીતર લહરે ભોંય લહ્યાનો ભાવ –
જલ થોડાંથી સૂનું શાંત – તલાવ;

મૂળ સરીખાં મૂંગાં છાનાં
પાન અચાનક કોઈ કોઇ તે સ્હેજ હલે નહીં વૃક્ષ ઘટાનાં
ભાંગ્યું તૂટ્યું પગલું ભરતી છાંય –
સઢ સંકેલી હોય લીધોને એમ સમીરણ વાય;
મોરપગાંની રમત માંડી ના – વિહંગ ઊડતાં લાગે
જલમાં જાણે ઢળે કાચબો – સૂરજ નમતો આભે.

## વચ્ચે

ધવલ ખીલ્યાં તારલાનાં ફૂલ આખું આભ લગીને
લક્ષ–કોટિક કે અધિક:
એ તારલાના જૂથ માંહીંથી
એક પણ જાણ્યું નહીં કે ફૂલ તે શું ચીજ છે!

કુંજ કુંજે ફૂલ ધવલાં એટલાં મબલખ ખીલ્યાં–
આભના તારા ન જાણે ડોલતા આ વાયુમાં–
ને આટલાં ફૂલો માંહીંથી એક પણ જાણ્યું નહીં
કે તારકો તે શું હશે!

ત્યાં અચિંતી વાતમાં વચ્ચે ટહૂકી
આખડી માળી હસે!



## હરીન્દ્ર દવે

ગિરિધર ગીત વિના નહીં માને,
કેમ વહાવું કંઠ એની જાદુઇ મુરલીના તાને.

એક ચરણ તો માંડ ચાલુ
બીજે લથડે મુજ સાન,
એ મુરલી સાંભળતાં ક્યાંથી
રહે કોઇને ભાન;
આકુલ મૌન તણી પીડા એ કેમ નવ પહેચાને.

શોષ પડે કંઠ, સુકાયે અધર
અરવ છે હૈયું,
હોઠે આવે કેમ ગીત જે
પ્રીત બનીને ઠારિયું;
અરવ ગીતનું ગુંજન મનમાં જાગે છે અણજાણે.



## સુરેશ દલાલ

### શબ્દની સાથે

આ લીલા ચાલ્યા કરે છે કેટલાં યે કાળથી !

શબ્દની સાથે મને રમવું ગમે છે !
કયારેક મારો હાથ એ ઝાલી લિયે;
કયારેક એની આંગળી પકડી ચહું ભૂલો
છતાં સંગાથમાં એના સદા ભમવું ગમે છે !

પ્રત્યેક એની વાતને હું સાંભળું છું ધ્યાનથી !

ઉદ્‌ગારનું અમૃત લઈ
તરસ્યા કને જઈ રાતદિન ધરવું ગમે છે !

મારી તરસ છીપી નથી :
એથી જ તો હું જાણું છું એનો અજંપો હોય શો !



## વિંદા કરંદીકર

### શુભ્ર કબૂતર

મનમાં મારા ઊંચા મિનારા
ઊંચું એ પર કબૂતરખાનું :
સપનાનું ચણ ચણીચણીને
શુભ્ર કબૂતર કૂજે દિવાનું !
યુગયુગનું આ શુભ્ર કબૂતર
જન્મ્યું ક્યારે, કોને કાજે ?
દિવસ કેટલા કૂજન એનું ?
અર્થહીન રવ વ્યર્થ ન ગાજે ?
પ્રશ્ન પૂછે છે આવા કોઈ :
આપે છે કોઈ અગમ્ય ઉત્તર :
ચક્કર ચક્કર ફરીને પાછું
કૂજન કરતું શુભ્ર કબૂતર !

મરાઠીમાંથી અનુવાદ : સુરેશ દલાલ



## એ આંખનો ખૂણો

એ આંખનો ખૂણો,
અધિક ઉજળો,
અધિક ભીનો
કશો ગમતો મને!
એનો જ સૌ અજવાશ
લઈ આવેલ તું,
આ બીજ ચંદ્ર
ને અખિલનાં શુભ્ર કેવલ સ્પંદનો,
તારલાના આ સમંદર શાં,
ઝગમગી ઊઠ્યાં,
હસી ઊઠ્યાં!



## રવીન્દ્રનાથ ટાગોર

### અષાઢ

કૈંક યુગોની પારથી મને અષાઢ આવે યાદ:
ઝરતી ધારે ઝરમરે કિયા કવિતણો છંદનાદ?

ધૂળમાં મળી ધૂળ થઇ ગઈ મિલનફૂલની માળ;
સજલ સમીરણમાં એની ગંધ વહે ચિરકાળ.

એ દિને પણ આમ રેવાને તટ વાદળનાં દળ
જામતાં'તાં ને ઝરતાં શ્યામલ શિખરે અનર્ગળ!

મારગભણી મંડાઈ રહે જે માલવિકાની આંખ:
દૃષ્ટિ અનિમેષ રે એની આવની વાદળ-પાંખ!

અનુ. સુરેશ દલાલ



## વસંતે (ખંડ હરિગીત)

દૂર ઊભા લીમડાની ગંધ
મારે અંગ
લીલા સાપ શી વીંટળાય છે.
હું કેમ એની ચૂડથી છૂટી શકું ?

હું… …
આમ પોતાનો જ સામી ભીંત પર
નિર્જીવ પડછાયો
જરાક હલાવતાં
જેને કચૂડતાં બારણાં શી વેદના.
બારી ય તે શી રીત હું વાસી શકું !

આ
લીમડાની ગંધની
ઠંડી, સુંવાળી ભીંસથી
હું કેમ રે છૂટી શકું ?

## યોસેફ મેકવાન

### એક સવારે

ઊઠે સવાર! નમણી નવયૌવના શી
સ્ફુટી ભરે ગગનથી નિજ બાથ ઘેલી!
દેખે સમીર તરુડાળ પરે વિરામી
શો મંદ મંદ હસતો! હલતી જ છાંય
ચૂમે પરસ્પર વિહંગમ ગીત રેલે
શી પ્રીતના! લય સરી ઝમી જાય હૈયે.

—હૈયાતણી સળવળી ઊઠતી શી સૃષ્ટિ:
ને આર્દ્ર આ નયનને જલ આજ સ્હેજે
ખીલી રહે દલદલે પ્રસરી રહીને
એ આસ્ય—ઉત્પલ...સુરમ્ય સુગંધ ભીની
મ્હેકી રહે પલકવાર અણુંઅણુંમાં
—ત્યાં અશ્રુએ દડી ગયું ક્ષણ એક કંપી!
રેખા કપોલ પર માત્ર કરી ગયું એ,
મારે અશબ્દ ઉર; ગીત ઝરી ગયું કંઈ...



રાજેન્દ્ર શાહ

## ભય

ધીરે ધીરે ઢળી જાય રાત
પરસાળ મહીં ઘરમેળો –
ગપસપ, મેળવતી થાય વાત.
કહે પારું.
'આ ચંચલ ચારુ
જડ ઢોયા જેવી નહિ હાલે નહિ ચાલે
જરા હોય જો અંધારું,
સોડમહીં એવી તો લપાય
અંજવાશ વિણ પછી કેમે કરી અળગી ન થાય.'

એ જ એક સરલ ઉપાય
કેવલ અંધારમય, કેવલ અજાણ એનો મનમહીં રહે કંઈ ભય.
શિશુવય તણી કહું વાત
વર્ષ હશે બહુ તો છ સાત.
મેડીની દક્ષિણ જાળી કને મારી નિત્યની પથારી
બ્હાર સાવ કને પારિજાતકની ઝૂકી જાય ડાળી
ક્યારેક એ ઝરે ફૂલ ફૂલ
ક્યારેક ત્યાં બોલે બુલબુલ
પવન ન વાય જહીં ઊનો
આજેય તે ઘરમાં તો ગમે એ જ ખૂણો.
મધરાત હશે એકવાર
ઊંઘ મારી ઊડી ગઇ અચિંતની ક્યાંય
પાંપણ ઉપર એનો મનગમતો ન રહ્યો સુકોમલ ભાર.
લહું બ્હાર
સામેની શ્યામલ ઘટા એ તો જાણે તરુ

કંઈક ધવલ બોળા જેવા, એની હેઠળ, બિ-જણુ
શોધી રહ્યા છાના ચરુ?
ચુપચુપ
આશંકાના આળેખાય રૂપ
ત્રમ ત્રમ સહુગમ ઝૂમ ઝિલ્લિરવ
ચાપી ચાંપી જાણે કોઈ માંડી રહ્યું ડગ
હવા હવે એની લગોલગં
કંઈ ચુપચુપ
ઓઢવા ચહું ન તોય ઓઢાયે બતુસ
આવે નહિ નિંદ
,ઘડીઘડી અધખીડી જાગી થઈ જોઇ રહુ. .કોણુ હશે
તસ્કર કે હશે કોઈ જિંદ?
પ્રાણમહીં પડકાર કાજ શૂર ઝિડંત આવેશ
વિકંપિત ગાત્ર, હોઠ ઉઘડે ન લેશ.
આંખમહીં અંજાય જલન
(વાતનુ તો અહીં જ વલણ!.
પાછલી રાત્રિનો ઊગે ચાંદ
ઉધાન તિથિએ શ્વેત શિરીષના દ્રુમ
(કંઈ ગૌર, કંઇ શ્યામ થડ
નહિ કોઈ માણું નહિ ધડ)
એના નિદ્રિત હું લહું ચાંદ પાદ
આલોકિત અંધકાર
રેખાએ રેખાએ છે સાકાર
ભેદનો હું પામુ પરિચય
રહે નહિ ભય
પાપણ ઉપર શીળો વાય ત્યાં પવન
નહિ
ગહનથી ઊંઘ માગી કને આવી રહી એનું અડકે ગવન.

# કવિતામાં અર્વાચીનતા

લેખક : લૂઈ ઉન્ટરમેયર

'**અર્વાચીન**' શબ્દનો અર્થ 'કવિતા'ના જેટલો જ પરિવર્તનશીલ છે. 'કવિતા'ની જેમ એની વ્યાખ્યા બાંધવી પણ અશક્ય છે. કવિતાની મેં બસો કરતાંયે વધારે વ્યાખ્યાઓ એકઠી કરી છે. એ વ્યાખ્યાઓ વિદ્યાનિષ્ઠ (Academic) શાસ્ત્રીય, કલ્પનામૂલક અને ધ્વન્યાત્મક હોવા છતાં એમાંની એક પણ કવિતાના સત્વને તથા એના અર્થને ગ્રહણ કરવામાં સફળતા પ્રાપ્ત કરી શકી નથી. આ અસંભવિત પ્રશ્નનો ઉત્તર આપવાનો પ્રયાસ કરતા એક વ્યાખ્યાતાનું મને સ્મરણ થાય છે. એ પોતે કવિ પણ હતા. "કવિતા એટલે શું?" એમણે પોતાના વ્યાખ્યાનનો આરંભ કરતાં કહ્યું; "હં! કવિતા એટલે..." એમણે દૃઢતાપૂર્વક આગળ ચલાવ્યું. પણ પછી એ જરા અચકાયા. મૂંઝાયા. "કવિતા...!" અને એ અટક્યા. અંતે એમણે ઝંપલાવ્યું: "કવિતા એટલે જે કવિઓ લખે તે!" હું જાણું છું ત્યાં સુધી કવિતાની આ સર્વશ્રેષ્ઠ વ્યાખ્યા છે.

એવું જ 'અર્વાચીન' અને 'અર્વાચીનતા'નું છે. એનો અર્થ શો? અર્વાચીન કાળનો આરંભ ક્યારથી થયો ગણાય? જ્યારથી યોદ્ધાઓએ અન્ય યોદ્ધાઓને વ્યક્તિઓ તરીકે હણવાને બદલે વૈજ્ઞાનિકના પીઠબળથી નાગરિક વસ્તીઓનો તથા બિનલશ્કરી જનોનો લાખોની સંખ્યામાં સર્વનાશ કરવા માંડ્યો ત્યારથી અર્વાચીનતાનો આરંભ થયો છે? અલબત્ત, આ તો એક વાગાડંબર ભર્યો જ પ્રશ્ન છે. પરંતુ 'અર્વાચીન જગત' એટલે અનેક તંગદીલી, ભય અને ત્રાસથી ઘેરાયેલું તથા પોતાના સત્યાનાશના કારમા દુઃસ્વપ્નથી રોજેરોજ થરથરી રહેલું જગત એમ કહી શકાય.

આવું જગત આજની આ પરિસ્થિતિઓનું પોતાના સાહિત્યમા તેમા યે કવિતામા તો અવિશેષ!—પ્રતિબિમ્બ પાડ્યા સિવાય રહી જ ન શકે કારણ કે કવિ, બીજા કોઇ પણ લેખક કરતા વધારે પ્રમાણમા, માત્ર કથાઓનો કે કલ્પનાસૃષ્ટિનો ઘૂ઼ઘનાર જ નથી પણ સનાતન સત્યોનો નિર્ભયૌ પુરસ્કર્તા છે જગત જે અર્થે છે એનું અને પ્રતિબિમ્બ પાડવાનું છે શૈક્સપિયરે કહ્યું છે તેમ, "પ્રકૃતિની સામે એને તો અરીસો ધરવાનો છે"

આજના કેટલાક કવિઓ અતીતના પોતાના આદર્શોને વિષાદ-પૂર્ણ હૈયે આલેખે છે ભૂતકાળની ઝંખના પ્રદર્શિત કરે છે ભૂતકાળની એ દુનિયા જેવી હતી તેનુ કે એ કેવી બની શકી હોત અથવા તો ભવિષ્યમા એ કેવી હોઇ શકે તેનુ ય આલેખન કરે છે પરંતુ આપણા મોટાભાગના કવિઓ દુનિયાને એ જેવી છે તેની જ, સ્વીકારી લે છે એમણે એનો સ્વીકાર આનદથી કે ઉત્સાહથી ન પણ કર્યો હોય—પણ એનાથી એ વિમુખ તો થતા જ નથી એનાથી બચવા માટે, ભાગી જવા માટે, એ વેગળેરી ક્યા કે જાદુઈ ગાલીચાને શોધવા મંડી જતા નથી અર્વાચીન કવિ આજની દુનિયાના યાત્રિક અને માનસશાસ્ત્રીય ભેયડાઓનો સ્વીકાર કરે છે આજના રોજિદા જીવનના સાધનો એના સાધનો બને છે એના શબ્દો એની ભાષા બન્યા છે તાકાતી યંત્રોનો આ યુગ એને ભય પમાડતો હશે, પરંતુ એનો સામનો કરવામા એ પાછી પાની નથી કરતો ઊલટાનો એ એને પોતાનો વિષય બનાવે છે, એટલું જ નહીં, પોતાની આર્ષદૃષ્ટિમા એ એનો વિનિયોગ પણ કરે છે

ઉદાહરણાર્થે અહીં એક સમકાલીન કવિ સ્ટીફન સ્પેન્ડરની એક કવિતાના આરભનો વિભાગ જોઇએ

More beautiful and soft than any moth,
With burring, furred antennae feeling its huge path
Through dusk, the air-liner with shut-off engines
Glides over suburbs and the wings sat trailing tall
To point the wind. Gently, broadly, she falls,
Scarcely disturbing charted currents of air...

Beyond the winking masthead light
And the landing-ground, they observe the outposts
Of work: chimneys like black fingers
Of figures straightening and mad: and squat buildings
With their strange air behind trees, like women's faces
Shattered by grief.

કવિએ અહીં માત્ર વિમાનના જ નહીં, પરંતુ વિમાની મથકની પશ્ચાદ્‌ભૂમિના દૃશ્યને, એના વૈચિત્ર્યને, અરે ! એ અંગેના શબ્દપ્રયોગોને પણ વાણીમાં અહીંને એ સૌને કાવ્યનું વૈશિષ્ટ્ય અર્પ્યું છે. એમાં વાસ્તવિકતા છે. પ્રત્યેક પંક્તિમાં, પ્રત્યેક શબ્દગુચ્છમાં અર્વાચીનતા છે. આની પહેલાંની રૂઢ કાવ્યબાનીને બદલે સ્પેન્ડર નવાં પ્રતિરૂપો દ્વારા ભયપ્રદ, અજાણ્યાં અને ક્યારેક તો જુગુપ્સોત્પાદક એવાં અને છતાં ય ચિત્તમાં ઠસી જાય એવાં પ્રતિરૂપો દ્વારા–આપણને ચોંકાવી દે છે. આ કવિતા વાસ્તવિક છે અને છતાં યે એનામાં રહેલી માર્મિક વેધકતાને પરિણામે, કોઈ અજબ કરુણાને લીધે પણ, એ કાવ્યમય બની છે.

અર્વાચીન પ્રતિરૂપોનો વધુ અસરકારક ઉપયોગ એક બીજા અંગ્રેજ કવિ ડબલ્યૂ. એચ. ઑડનની એક કૃતિમાં જણાશે. જે કાવ્ય હું હમણાં વાંચવાનો છું તે સોળ પંક્તિનું એક ગીત છે–ઊર્મિગીત છે. એક પ્રણયકાવ્ય છે. અને છતાં એ એક યુવતીએ પોતાના મૃત

પ્રણયીને ભાવભીના હૈયે આપેલી શ્રદ્ધાંજલિને બદલે અહીં આ કાવ્યમાં કેવી વિચિત્રવક્રતાઓ આકાર લેતી હોય છે તે નિહાળો. એ યુવતી – એટલે કે યુવતીને મુખે બોલતો કવિ! – મૃત્યુ અને સ્વજનની ખોટ, વિષાદ અને વેદનાનું આલેખન કરતાં પહેલાં એના એક પરંપરાગત વાગ્પ્રયોગોનું પ્રદર્શન નથી કરતી અસહ્ય-વેદના-સભર વેદનાભરી આગવી વેદના – અહીં અત્યંત બહેલાવેલાં પ્રમાણહીન પ્રતિબિંબોના ઝબકારાઓમાં જગતને નીરખે છે દુનિયાનું અહીં વક્રદર્શન થયું છે—અને થાય એ જ તો અર્વાચીન જગત જ! એ જગતમાં વાહન-વ્યવહારનું નિયમન કરનાર પોલિસોને પણ, (કવિની કલ્પનામાં) નાયિકાના પ્રણયીના મૃત્યુની અદબને લીધે, હાથ પર કાળાં મોજાં પહેરવાં પડે છે કબૂતરોને (પાળેલાં નહીં એવાં, નગરમાં વસતાં કબૂતરોને પણ) પોતાની શ્વેત ગ્રીવામાં કાળા 'ક્રેપ' વસ્ત્રની 'બો' (પટ્ટી) પહેરવી પડે છે અને વિમાન પણ આકાશ આંતરીને પોતાની ધૂમ્રરેખાઓ વડે એના મૃત્યુના સમાચાર આલેખે છે પહેલાંની કોઈ કવિતામાં આકાશ-લેખનનું મોભાદાર તરીકે પ્રતિનિધાન થઈ શક્યું હોત? વિષાદના વેગનું જ એ પ્રતીક છે! એ ઉપરાંત, સીધા-સાદા લગભગ સામાન્ય કહી શકાય એવાં વિધાનો પણ અહીં કાવ્યમય પ્રતિભો સાથે કેવાં ભળી ગયાં છે, તે પણ ધ્યાનમાં રાખો આ અસંગતિ જેટલી અર્વાચીન છે તેટલી જ અર્થપૂર્ણ છે. ગદ્યનું અને કાવ્યનું, સામાન્યનું અને સુંદરનું એમાં એકીકરણ થયું છે ટી. એસ. એલિયટે જે તત્ત્વોને "ભયાનક, કટાક્ષજનક અને ભવ્ય તરીકે ઓળખાવ્યાં છે તેમનું અહીં એકત્વ સધાયું છે સંકલન એ કાવ્ય જોઈએ

> Stop all the clocks cut off the telephone
> Prevent the dog from barking with a juicy bone,

Silence the piano and the muffled drum;
Bring out the coffin; let the mourners come.

Let airplanes circle moaning overhead
Scribbling on the sky the message "He is dead."
Put crepe bows around the white necks of the public doves;
Let the traffic policeman wear black cotton gloves.

He was my North, my South, my East, my West,
My working week and my sunday rest,
My noon, my midnight, my talk. my song,
I thought that love would lest forever. I was wrong.

The stars are not wanted now, put out every one.
Pack up the moon and dismantle the sun,
Pour away the ocean and sweep up the woods,
For nothing now can ever come to any good.

અંતે અર્વાચીન કવિતા પર વૈજ્ઞાનિક પરિસ્થિતિનો પ્રત્યાઘાત દર્શાવતી એક કાવ્યકૃતિ આપની સમક્ષ રજૂ કરી હું મારું કથયિતવ્ય પૂરું કરીશ. એ મારી પોતાની રચના હોવા છતાં "કાવ્ય માટે કોઈ પણ વિષય અતિ સામાન્ય, નિરસ કે કાવ્યહીન નથી" એવા મારા મન્તવ્યનું એમાં મને ઉદાહરણ દેખાતું હોવાથી જ, હું એને આપની સમક્ષ વાંચું છું. કાવ્યનો વિષય એક સગડીમાં ભરેલા કોલસા છે; અથવા, કહો કે એક બાળકના ખેલાઘરને (Nursery ને) ગરમ રાખવા – સળગી રહેલા થોડાક અંગારા એનો વિષય છે. આ કવિતા આમ તો એક બાળકાવ્ય છે. મેં એ કાવ્ય મારા નાના પુત્ર માટે રચ્યું હતું. પાછળથી એ પુત્ર વિજ્ઞાનનો જન્યો હતો. એક

બાળક તરીકે એને અગ્નિની જ્વલનક્રિયામાં ખૂબ રસ પડતો હતો. કાવ્ય રચ્યું ત્યાર પહેલા મેં એને સમજાવ્યું કે કોલસો પહેલાં તો એક જીવંત વસ્તુ હતો — વૃક્ષ હતો. સૂર્યની ગરમી, પહેલા તો, એ વૃક્ષમાં સંઘરાઈ હતી. પછી એ કોલસામાં જળવાઈ રહી અને અંતે ઈંધણ તરીકે એને બાળવામાં આવ્યો ત્યારે એ ગરમી મુક્ત થઈ આટલું સમજાવ્યા પછી મેં કવિતા રચી આમ દેખીતા કાવ્યહીન વસ્તુમાંથી પણ કવિતા કેવી રીતે ઉદ્ભવી શકે એનું આ એક ઉદાહરણ ગણી શકાય !

## COAL FIRE

And once, in some swamp forest, these,
My child, were trees
*Before the first fox thought to run,*
*These dead black chips were one*
Green net to hold the sun
Each leaf in turn was taught the right
Way to drink light,
*Each little twig was made to learn*
How to catch flame and yet not burn,
Branch and then bough began to eat
Their diet of heat
And so for years, six million years, or higher,
*They held that fire*

And now, out of the splinters that remain,
The fire is loose again
See how its hundred hands reach here and there,
*Finger the air;*

Then, growing bolder, twisting free,
It fastens on the remnants of the tree
And one by one,
Consumes them, mounts beyond them, leaps, is done
And goes back to the sun.

આમ, તત્ત્વતઃ—જેને હું મારી પોતાની જ એક કાવ્યકૃતિના સાર-ભાગનો એક પ્રકારના રૂપકાત્મક ઉદાહરણ તરીકે, ઉપયોગ કરીને કરીને કહું તો—અર્વાચીન કવિતા પણ એ જ કાર્ય કરી રહી છે. અથવા કહો કે એ કાર્ય કરવાનો આદર્શ સેવી રહી છે. જ્યાંથી ઉપલબ્ધ થઈ શકે ત્યાંથી—ધરતીમાંથી, રદ્દી કાટમાલના ઢગલામાંથી કે પછી કોલસાની ટોપલીમાંથી ય—એ પોતાનું વસ્તુ ઉપાડે છે. એને પ્રકાશિત કરે છે. અને પ્રજ્વલિત કરે છે. અંતે એ પોતે પણ પોતાના પ્રભવસ્થાનમાં અનંત અને સદાયે પ્રેરણાભર્યા પેલા સૂર્યમાં વિલીન થઈ જાય છે.

અનુ : રમેશ જાની

# રોબર્ટ ફ્રોસ્ટ

તેમણે કવિતા લખવાની શરૂઆત યુવાન વયે કરેલી. પરંતુ સાહિત્યસંસારે કવિ તરીકે તેમની ગણના કંઈક અંશે પાછળથી થયેલી જોવા મળે છે. ચાર ચાર વાર 'શ્રેષ્ઠ કવિતા' માટે અમેરિકન પુલિત્ઝર પ્રાઇઝના વિજેતા કવિની કારકીર્દિનો પ્રારંભ ખેડૂત, મેસેચુસેટ્સની મિલમાં 'બોબીન બોય' અને જોડા તૈયાર કરનાર કારખાનામાં જોડા સીવનાર મજૂર તરીકે થયો હતો. ૨૨ વર્ષની વયે ખેડૂત તરીકે કામ કરવું શરૂ કર્યું ત્યારે ય એમનું હૃદય તો કવિતાથી જ તરબતર હતું! અનેક પ્રતિભાસંપન્ન લેખક કવિઓના પ્રારંભના વર્ષો જેવાં આ ઘટના કંઈક નોંધપાત્ર લાગે છે. રોબર્ટ બર્ન્સ હળ હાંકતા હતા. બેન જોન્સને ઈંટ તૈયાર કરવાનો વ્યવસાય અપનાવેલો. કવિ વાલ્ટ વ્હીટમેને પણ મજૂરી કરવી પડી હતી. વિલિયમ ફોકનરે સુથાર તરીકે અને હોટલોમાં રકાબી ધોનાર તરીકે ઘણાં વર્ષો લગી કામ કરેલું.

કેલિફોર્નિઆમાં જન્મેલા આ કવિને સૌ પ્રથમ પોતાના વતન અમેરિકામાં નહિ, પણ, ઇંગ્લૅન્ડમાં તેમનાં બે પુસ્તકો પ્રગટ થયાં ત્યારે, પરદેશમાં પ્રસિદ્ધિ મળી. ૧૯૧૨ માં તેઓ જ્યારે ઇંગ્લૅન્ડ ગયા ત્યારે કેટલાક સામયિકોમાં તેમનાં કાવ્યો પ્રગટ થએલાં ખરાં. પણ તેમનો પ્રથમ ઊર્મિ-કાવ્ય સંગ્રહ 'A Boy's Will' જ્યારે ૧૯૧૫ માં પ્રગટ થયો ત્યારે તેને લોકો તેમજ વિવેચકો તરફથી સારો આવકાર મળ્યો. તે જ વર્ષે અમેરિકા તેઓ પાછા ફર્યા ત્યારે તો ત્યાં પણ લોકપ્રિય કવિ તરીકે તેમને ખ્યાતિ પ્રાપ્ત થઈ.

તેમની કવિતાનું આગળ તરી આવતું લક્ષણ તેમાંની સાદગી છે. કાવ્ય પંક્તિઓમાંની તેમની સંભાષણ શૈલી રોચક છે. માર્ક વેન ડોરને તે વિષે લખ્યું છે : 'શું સંવાદમાં કે શું ઊર્મિકાવ્યોમાં, તેમની

રચનાઓમાં લોક હૃદયના ધબકાર સંભળાય છે. સંક્ષેપમાં શું કહેવું તે કવિ ઘણી કુશળતાપૂર્વક કહી શકે છે.' પણ ફ્રોસ્ટ પ્રધાનપણે ઊર્મિ-કાવ્યો રચનાર કવિ છે. 'The Hill Wife,' 'The Witch of Coos' 'Loneliness' અને 'Smile' જેવી તેમની કેટલીક રચનાઓ વસ્તુતઃ ઊર્મિ-કાવ્યો જ છે. અને તે તત્ત્વ તેમાંના કારુણ્યનેવેધક બનાવે છે. 'Storm Fear' 'October' 'My November Quest' અને 'Wind and Window Flower' જેવી કૃતિઓ ઉદાસ કરી મૂકે તેવા સૌંદર્યગાન એને ઉત્કટ કલ્પનાઓને કારણે નોંધપાત્ર છે. 'The Hill Wife'ની કેટલીક પંક્તિઓ જૂઓ.

"As we are too sad for the other here–
With birds that fill their breasts
But with each other and themselves
And their built or driven nests."

એમનાં ઊર્મિ–કાવ્યો વધુ પડતાં આત્મલક્ષી છે. આ. કાવ્યોની જે અપીલ છે તે ફ્રોસ્ટની નિજી વિશિષ્ટતા છે. આ નવા અનુભવથી ભાવકને આશ્ચર્ય થયા વિના રહેતું નથી. જેમ કે 'Country Things'માં તેઓ કહે છે :

"Yet for them the lilac renewed its leaf,
And the aged elm, though touched with fire,
And the dry pump flung up on awkward arm
And the fence post carries a strand of wire."

ફ્રોસ્ટ હકિકતને ઉપાદાન રૂપે લઈ કલ્પનાને બળે તેમજ અનુભવનો પ્રેરણાના બળે કાવ્ય દેહ ઘડી સુંદર કૃતિઓ સર્જે છે. 'Gathering Leaves' અને 'A Hillside Thaw' આવા સમન્વયનાં

વિરલ ઉદાહરણો છે. જ્યારે અન્ય કોઈ પણ કવિઓની હરોળમાં બેસી શકે તેટલા સમર્થ આ કવિનાં વર્ણનાત્મક કાવ્યો એટલાં સચોટ નથી. જો કે ફ્રોસ્ટને કોઈ નિશ્ચિત ઘટના પ્રસંગ કે કિસ્સૂરીનો જ મહિમા ઉદ્દિષ્ટ નથી. છતાં તેમનાં વર્ણનાત્મક કાવ્યો એક જ ધાટીએ લખાએલાં લાગે છે અને ભાવકમાં કોઈ વિશિષ્ટ સચોટ સંવેદન જગાવતાં નથી. તો તેમની નાટ્યાત્મક તત્ત્વોથી સભર કવિતાઓ વાતાવરણ અને થનારી ઘટનાના રહસ્ય પર આધાર રાખતી હોઈ દલા યેરનાં કાવ્યો જેમ ભારી અસર ઉપજાવે છે. 'The Fear 'માંની પંક્તિઓ જુઓ :

> "This is a very, very lonely place
> Joel" She spoke as if she couldn't turn,
> The swinging lantern lengthens to the ground,
> It turned, it struck, it clattered and went out."

ફ્રોસ્ટનાં પ્રકૃતિ કાવ્યો વિશિષ્ટ કોટિનાં છે. વર્ડ્ઝવર્થની જેમ પ્રકૃતિના રહસ્યને સ્પર્શતાં કે શૈલીની વિલક્ષણ બૌદ્ધિક પ્રતિભાની અપેક્ષા રાખતાં તેમનાં કાવ્યો નથી. છતાં કેટલાંક પ્રકૃતિ કાવ્યો સ્પષ્ટ અને સ્મૃતિથાળ હોવાને કારણે પરિહાસનક્ષમ છે. જેમકે, 'Hyla Brook'માં કવિ ગાય છે :

> Its bed is left a fader paper sheet
> Of dead leaves struck together by the heat
> A brook to none but who remember long,
> We love the things we love for what they are."

આમ ઊર્મિ-કાવ્યો, વર્ણનાત્મક કાવ્યો, નાટ્યતત્ત્વ સભર રચનાઓ અને પ્રકૃતિ કાવ્યો તેમના એક નિશ્ચિત ગુણ વિશેષને પ્રગટ કરે છે.

તે છે એમની નિષ્ઠા. કોઈ રાજકીય કે ફિલસૂફીભર્યા પ્રશ્નોને તે છેડતા નથી. તેઓ નિઃશંક અમેરિકન કવિ જ છે. એક કાળે અમેરિકન સાહિત્ય પર લુઇ, એન્ડરસન ડ્રેઇઝર, ઓ'નીલ અને રોબર્ટ ફ્રોસ્ટ જેવા કવિ–લેખક વૃંદની પ્રબળ અસર હતી. આ સૌએ સુષ્ઠુ સુષ્ઠુ તત્ત્વો અને નાજુકાઈ–પોમલાવેડાનો ભારે વિરોધ કર્યો અને પ્રત્યેકે પોતાની આગવી રીતે વિવિધ વિષયોને કાવ્યદેહ આપ્યો છે.

પ્રાદેશિક પશ્ચાદ્ભૂવાળાં તેમનાં કાવ્યોનું વિલક્ષણ તત્ત્વ તેમાં રહેલી સાર્વજનીનતા છે. સત્યની શોધ માટેની તેમની ઝંખના The Black Cottage માં કેવી સુંદર રીતે પ્રગટ થાય છે!

"Most of the change we think we see in life,
Is due to truths being in and out of favour,
As I sit here, and often times. I wish
I could devote and dedicate for ever
To the truths we keep coming back and back to."

પોતે આંકેલી સુસ્પષ્ટ કેડી એ અનિવાર્યપણે કવિના વિકાસની આડે આવતા અનેક અવરોધો ને ટાળીને તેઓ મુક્ત રીતે પ્રવાસ ખેડી શકે છે.

એ ડઝનથી ય વધારે કાવ્યસંગ્રહોના કર્તા, ૮૫ વર્ષના વયોવૃદ્ધ આ કવિ આજે પણ વોશિંગ્ટનમાં 'પોએટ્રી ટુ ધ લાયબ્રેરી ઑફ કૉન્ગ્રેસ'માં શિક્ષક, લેક્ચરર અને સલાહકાર તરીકે અવિરત સેવાઓ આપી રહ્યા છે.

–સુનીલ કોઠારી

# કવિલોક

'કવિલોક'નું દ્વૈમાસિક પ્રકાશન


સંપાદક મંડળ

રાજેન્દ્ર શાહ

જમુભાઇ શાહ

સુરેશ દલાલ

●

લવાજમ ભરવાનાં સ્થળ

કવિલોક, ૩૮૦, ગિરગામ રોડ, મુંબઇ ૨

મેસર્સ એન એમ. ત્રિપાઠી પ્રા. લિ., પ્રિન્સેસ સ્ટ્રીટ, મુંબઈ ૨

શ્રી. પિનાકિન્ ઠાકોર : મે. ઠાકોર બ્રધર્સ, જરમન સીલ્વર મારકેટ

રતનપોળ, અમદાવાદ

શિવકુમાર જોષી : C/o સુદર્શન એન્ડ કં.

૧૨, પોર્ટુગીઝ ચર્ચ સ્ટ્રીટ, કલકત્તા ૧

મેલ ઑર્ડર સર્વીસ : નહેરુ રોડ, વિલેપાર્લે, મુંબઇ ૫૭

●

લવાજમ

દેશમાં રૂપિયા ચાર : પરદેશમાં શિલિંગ આઠ : છૂટક નકલના સિત્તેર નયા પૈસા

●

મુદ્રક અને પ્રકાશક : સુરેશ પરસોત્તમદાસ દલાલ

મુદ્રણ અને પ્રકાશનસ્થાન : લિપિની પ્રિન્ટરી, ૩૮૦ ગિરગામ રોડ, મુંબઇ ૨

# કવિલોક

'કવિલોક'નું દ્વૈમાસિક પ્રકાશન

સંપાદક મંડળ
રાજેન્દ્ર શાહ
જમુભાઈ શાહ
સુરેશ દલાલ *

●

લવાજમ ભરવાનાં સ્થળ
કવિલોક, ૩૮૦, ગિરગામ રોડ, મુંબઈ ૨
મેસર્સ એન એમ. ત્રિપાઠી પ્રા. લિ., પ્રિન્સેસ સ્ટ્રીટ, મુંબઈ ૨
શ્રી. પિનાકિન્ ઠાકોર. મે. ઠાકોર બ્રધર્સ, જરમન સીલ્વર માર્કેટ
રતનપોળ, અમદાવાદ

શિવકુમાર જોષી : C/o સુદર્શન ટ્રેડિંગ કં.
૧૨, પોર્ટુગીઝ ચર્ચ સ્ટ્રીટ, કલકત્તા ૧

મેલ ઓર્ડર સર્વીસ નહેરુ રોડ, વિલેપાર્લે, મુંબઈ ૫૭

●

લવાજમ
દેશમાં રૂપિયા ચાર પરદેશમાં શિલિંગ આઠ : છૂટક નકલના સિત્તેર નયા પૈસા

●

મુદ્રક અને પ્રકાશક : સુરેશ પરસોત્તમદાસ દલાલ
મુદ્રણ અને પ્રકાશન સ્થાન : લિપિની પ્રિન્ટરી, ૩૮૦ ગિરગામ રોડ, મુંબઈ ૨

# કવિલોક

પુસ્તક ૫ : અંક ૨૯
ફાગણ ૨૦૧૮



સુરેશ દલાલ


## રવીન્દ્રનાથને

હે કવનસૃષ્ટિના વાસવ !
પલના ત્હેં આ હેમપાત્રમાં દીધો યુગનો આસવ ! – હે૦

નિતના નંદનવનમાં ખીલે પારિજાતનાં ફૂલ;
ગીત–વિહંગમ ઊડે ગગનમાં લઇ ધરાની ધૂળ.
રવિના કિરણ કિરણથી કેવો કંકુવર્ણો કાદવ ! – હે૦

ફૂલોને પાંખો દીધી ને પતંગિયાંને મ્હેક,
મળી પાંખ કે દીપકજ્યોતિ થઇ આગિયો એક.
અહો ! ભવ્યતા હિમગિરિવરની : કશું તુહિનનું લાઘવ ! – હે૦

મખમલ જેવા દીધા બિછાવી શરણાઈના સૂર;
અનંતની બંસીને ત્હેં તો છેડી કશી મધુર !
સુણી વાંસળી ગોપી તો શું ? – દોડ્યો આવે માધવ ! – હે૦



## શશિશિવમ્

### રાગ

ગ્રીષ્મના મધ્યાહ્નની આ આગ
તે મુજ પ્રેયસી કેરા હૃદયનો રાગ !
લખલખી ધરતી રહી કેવી ય ચારે પાસ !
ને દૂર જે દેખાય જળ,
એ ધરાના હેજની જ વરાળ !
આખી ય ધરની પર અકેલો
દોડતો ને હાંફતો
જે તૃષાવ્યાકુલ પેલો મૃગ,
શું એ જ મારો પ્રાણ મૂર્તિમંત ?

●

## ગીતા પરીખ

### "કોલ"

...પૂરો થયો ત્રણ મિનિટમહિં જ 'કોલ' !
ગુંજે પરંતુ રણકારથી એહના તો
આ રાત્રિનું મૌન અનંત તારે,
સર્વે અશબ્દ ઉરભાવ અદમ્ય એથી
શા ધૂંધવ્યા ઘડિક – ને પડઘા થઈને
ગાજ્યા કરે પછી ય રાત્રિમહિં સમસ્ત...!

●

## પિનાકિન્ ઠાકોર

### ગલ નાખ્યો

એવો ગલ નાખ્યો
કાળજામાં કાંટો આ કેવો રાખ્યો
એવો ગલ નાખ્યો.

પ્રીતિની તે દોરીએ
રૂપ કેરા ટુકડા
કાંટો કરમનો જેવો ચાખ્યો.
– એવો૦

વણુયોગે વીંધતા
મૃગજળ આ રૂંધતા
અમરતમાં મોતનો મરમ દાખ્યો
રે ભરમ દાખ્યો.
– એવો૦

## જસુભાઇ શાહ

### દાદ ના દીધી

દાદ ના દીધી !
ડીકીયું માગી નાચતા થાકી,
સાદ સુરિલે થરડ બાકી,
અમથા જરી અણુસારાથી, તોય નેં ભૂંડા !
દાદ ના દીધી ?

શ્વાસથી તારા, આયના જેવી
આખ એ લૂછી, દાખવી છબી,
ને જ વેળા તેં પલકું ઢાળી, ભોંય શેં, ભૂંડા !
ખોતર્યા કીધી ?
દાદ ના દીધી.

રોષથી કેવા દાત મેં ભીંસ્યા ! ?
તોય ના ખૂલ્યા હોઠ એ ભીડ્યા.
કંપતી કોમળ કાયની કાયર ! કામનાને તેં
બાથ ના લીધી !
દાદ ના દીધી.



## યોસેફ મેકવાન

### સરિતને તટ

સરિતને તટ મૂક ઊભો રહી
નિખિલ આ નભ ઘૂમ્મટને લહું;
અગણુ તારક તેજ ઝરી ઝરી
તિમિરને થર ક્યાંય ઠરી જતું!

નજર ચંચલ, આકુલ વ્યાકુલ
વિહરતી; પલકે નહિ પાંપણ!
ગતિ–અશબ્દ વહે જલ, માત્ર ત્યાં
પવન પંક્તિ લખે લહરો વડે!

તટપરે તરુ ઝૂંડ વિષે ઝગે
વીજળી - દીપ અસંખ્ય, અને દ્રય
વિટપ છાંય તટે ઢળતી ફરી
તરલ! આપણુ જ્યાં મળતાં પ્રિયે!

અરવ આ તટ, રાત્રિ અને તરુ
મન અવાક મૂકી અહીં,–હું સરું.

જસુભાઈ શાહ

## દાદ ના દીધી

દાદ ના દીધી!
કીકીયું મારી નાચતાં થાકી,
સાદ સુણિસે થગડ આકી,
અમથા જરી અણસારથી, તોય તેં ભૂંડા!
દાદ ના દીધી?

શ્વાસથી તાગ, આયના જેવી
આંખ બે લૂછી, દાખવી છબી,
તે જ વેળા તે પલકું ઢાળી, મોય શેં, ભૂંડા!
ઓતર્યાં કીધી?
દાદ ના દીધી

રોષથી કેવા દાંત મેં ભીંસ્યા!?
નોય ના ખૂલ્યા હોઠ બે ભીડ્યા,
કંપતી કોમળ કાયની કાયર! કામનાને તેં
બાથ ના લીધી!
દાદ ના દીધી



## યોસેફ મેકવાન

### સરિતને તટ

સરિતને તટ મૂક ઊભો રહી
નિખિલ આ નભ ઘૂમ્મટને લહું;
અગણુ તારક તેજ ઝરી ઝરી
તિમિરને થર ક્યાંય કરી જતું!

નજર ચંચલ, આકુલ વ્યાકુલ
વિહરતી; પલકે નહિ પાંપણુ!
અતિ-અશબ્દ વહે જલ, માત્ર ત્યાં
પવન પંક્તિ લખે લહરો વડે!

તટપરે તરુ ઝૂંડ વિષે ઝગે
વીજળી-દીપ અસંખ્ય, અને હ્રદય
વિટપ છાંય તટે ઢળતી કશી
તરલ! આપણુ જ્યાં મળતાં પ્રિયે!

અરવ આ તટ, રાત્રિ અને તરુ
મન અવાક મૂકી અહીં,-હું સરું.

## જયંત પારેખ

### બે કવિતા

૧

મસૃણ ઇરાની ગાલીચા પર
સૂતી છે શ્યામ સર્વાંગી—
ભૂમધ્યની દ્રાક્ષના આસવથી તરબતર
એના ધૂસર રૂપેરી વસ્ત્રો સરી જઇને
છતું કર્યું છે ચંદ્રાકાર સ્તન.

બોરસલીના ફૂલની મૃદુતાથી
હું એની ડોક પર
રમતાં દઉં છું મારાં વાચાળ ટેરવાં.
એના કસ્તૂરી કેશ સૂંઘીને
ગટગટાવું છું એના હોઠનો શિરાઝી જામ.

ત્યારે અસ્ફુટ શબ્દ ઉચ્ચારતા ઉચ્ચારતા
મારી વાદળ હથેળીમાં હું ગોપવું છું
એનું ચંદ્રાકાર સ્તન
ને લખલખ તારલાના ઝબકારમાં ગુંજે છે
એની ઝંખનાના સૂર

મને પોતાનામાં સમાવી લેવા એ ગાઢ આલિંગન દે છે
ને અમે બંને અન્યોન્યમાં લય પામી
સરીએ છીએ સૃષ્ટિના જન્મ પહેલાંના હૂંફાળા અંધકારમાં

ને સૂર્યનો જન્મ

## ૨

કાળિયાર રાત અભિસારે નીકળી છે
ને એણે છેડી છે
પોતાના પ્રિયતમના અણુએ અણુને
ઝંકૃત કરી દે એવી મૌન સરગમ

પિયુના સંવનનસુંવાળા હાથનો સ્પર્શ
એ પામે તે પહેલાં જ
જેટની ધ્વન્યાતીત ગતિએ
કોઈ ચીરી નાખે છે
એનું અનાઘ્રાત મૌન
એમાંથી રેલાય છે લોહીરાતો ઘર્ઘરાટ
ને આકાર ધરી એમાંથી ઊભા થાય છે
ભાવિની અસંખ્ય પ્રસવવેદનાના ચિત્કાર.



## રાજેન્દ્ર શાહ

### અનુરાગ

પ્રગટ્યો અનુરાગ આજ શો
ફુરને કાનન ડાળ ડાળને
લખ ઝાળની લાગી મંજરી :
અહીં ત્યાં પણ જંપ વેદના
ઝિડતી પંચમ સૂર જલ્પતી.

જલના પણ વ્હેણ એ જ ને
ક્યહીં કિલ્લોલ કરંત ચંચલ,
ક્યહીં શાન્ત ગભીર નિસ્તર:
શમતી જ્યહીં પ્રાણની તૃષા
રમીએ જ્યાં સુખને નિમજ્જન.

પરિરંભણ બંધને અહીં
હરી લે રે સઘળું ય ભિન્નનું :
પણ અંતર પૂર્ણ કે ભરી.
લય આદિ વિભિન્ન ભાવનો
અહીંથી સંસ્મૃતિ મ્હોરતી ફરી.

પ્રગટે નવ પ્રાણ પ્રાણમાં;
હળવી કાય બને હવા થકી.
અવકાશની માંહિ, સુંદર,
તરીએ આપણ હંસયુગ્મ શાં
નિજ નાદે ગત કાલના પર.

•

# એડગર એલન પો

બર્નાર્ડ શો તેમના વિષે કહેતા : 'ઉત્તમોત્તમ કલાકારોમાંના ઉત્તમ કલાકાર.' પણ અમેરિકન સાહિત્યના આ ઉમદા કલાકારનું જીવન હૃદયવિદારક કરુણતાથી ભર્યું હતું. જીંદગીભર જેની ઝંખના સેવી તે શાંતિ આખરે તેમને મૃત્યુમાં જ સાંપડેલી. એટલી દુઃખભરી જિંદગી એમણે વીતાવી હતી.

વિશ્વભરના સાહિત્ય પર તેમની કૃતિઓની અસર પડી છે. તે કૃતિઓ પણ એટલી જ મહત્ત્વની છે. કવિ, વિવેચક, લઘુકથા લેખક, રહસ્યવાદી એમ વિવિધ પ્રતિભા ધરાવતા આ અમેરિકન સાહિત્યકારે સાહિત્યમાં વિશિષ્ટ પ્રદાન કરેલ છે. કાવ્યની જ વાત લઈએ તો એમની વીસેક જેટલી રચનાઓની ગુણવત્તા વિલક્ષણ જણાયા વિના નહિ રહે. પ્રતીકવાદ અને શુદ્ધ કવિતા ક્ષેત્રે તો એમને અગ્રણિ ગણવા પડે.

'The Raven', 'The Bells' અને 'Ulaluma' કૃતિઓમાં આ સિદ્ધહસ્ત કવિએ પોતાના કાવ્યવિષયક સિદ્ધાંતોને અમર કર્યા છે. 'The Raven' જ્યારે ન્યૂયોર્કના 'Evening Mirror' માં છપાયું ત્યારે ભારે તરખાટ મચી ગયો અને એમને દેશવ્યાપી લોકપ્રિયતા પ્રાપ્ત થઈ. તેમનાં અનેક લઘુ કાવ્ય તો અંગ્રેજી ભાષામાં સર્વત્ર આદર પામેલી કૃતિઓ છે.

કવિ તરીકે જાણીતા આ સાહિત્યકારનાં ગદ્ય અને લઘુકથા તો ઈ ૧૮૩૦ના ગાળાના અમેરિકા માટે ચમત્કારસમા હતાં હતા. આધુનિક ડીટેક્ટિવ વાર્તાઓના પિતા તરીકે તેઓ કવિ કરતાં પણ

## ભામહનો કાવ્યાલંકાર

### વિષયાનુક્રમ

કાવ્ય શરીર (પ્રથમ પરિચ્છેદ : ૧–૫૯)

મંગલ અને પ્રતિજ્ઞા (૧). કાવ્ય પ્રયોજન (૨–૮). કાવ્ય હેતુ (૯–૧૦). કુકાવ્ય (૧૧–૧૨). કાવ્યમાં અલંકાર (૧૩–૧૫). કાવ્ય લક્ષણ (૧૬). કાવ્ય પ્રકાર ચાર રીતે (૧૬–૧૮). સર્ગબંધ કે મહાકાવ્ય (૧૯–૨૩) અભિનેયાર્થ (= રૂપકાદિ) (૨૪). આખ્યાયિકા (૨૫–૨૬). કથા (૨૭–૨૯). અનિબદ્ધ (૩૦). વૈદર્ભ અને ગૌડીય માર્ગ (૩૧–૩૬). અર્થદોષ (૭) (૩૭–૪૬). વાગ્દોષ (ચાર) (૪૭–૫૩) દોષોની સાપેક્ષતા (૫૪–૫૯).

ગુણ (દ્વિતીય પરિચ્છેદ : ૧–૩)

માધુર્ય, પ્રસાદ ને ઓજસ (૧–૩)

અલંકાર (દ્વિતીય પરિચ્છેદ : ૪–૯૬; તૃતીય પરિચ્છેદ : ૧–૫૭)

આડત્રીસ જેટલા અલંકારોની (કેટલાકના પ્રકારો, દોષો ને પ્રાયઃ સ્વરચિત ઉદાહરણો સાથે) વ્યાખ્યા.

દોષ (ચતુર્થ પરિચ્છેદ : ૧–૫૧)

દસ દોષની વ્યાખ્યા ને ઉદાહરણ

ન્યાયદોષ (પંચમ પરિચ્છેદ : ૧–૬૯)

વ્યાકરણ શુદ્ધિ (ષષ્ઠ પરિચ્છેદ : ૧–૬૩)

સમાપન અને ગ્રંથપ્રમાણ (ષષ્ઠ પરિચ્છેદ ૬૪–૬૬)

કાવ્ય રચના માટેની માર્ગદર્શિકા રૂપે ભામહે ગ્રંથની યોજના કરેલી હોવાની છાપ પડે છે. ધર્મ, અર્થ, કામ ને મોક્ષના વિષયમાં તથા કલાના વિષયમાં વિચક્ષણતા – એ એક, આનંદ–એ બે, અને

કીર્તિ—એ ત્રણ [1] એમ કાવ્ય નિર્માણના ત્રણ ફળ ગણાવ્યાં છે શાસ્ત્રમાન અને વાક્ચાતુરી કવિત્વ વિના નિષ્ફળ કહ્યાં છે કાવ્ય શાશ્વત કીર્તિ અપાવે છે, નશ્વર દેહ પડતા પણ સત્કવિનું કમનીય કાવ્યમય વપુ નિરાબાધ રહે છે, માટે સુજ્ઞોએ કાવ્ય રચવામાં પ્રયત્નશીલ રહેવું — જો કે શાસ્ત્રાધ્યયનની જેમ કાવ્યનિર્માણ ગુરુના ઉપદેશનું નહીં પણ પ્રતિભાનું ફળ છે

કાવ્યરચના માટે વ્યાકરણ, છંદ, કોશ, ઇતિહાસકથા, કલા ને લોકવ્યવહાર જાણવા આવશ્યક છે શબ્દાર્થનું જ્ઞાન મેળવવા ઉપરાંત કાવ્યજ્ઞની ઉપાસના અને ઉત્તમ કાવ્યોનો અભ્યાસ કર્યા પછી જ કાવ્ય કરવા પ્રવૃત્ત થવું એક પણ દોષિત શબ્દ કાવ્યમાં ન આવવો જોઈએ અકવિત્વથી અધર્મ, વ્યાધિ કે શિક્ષા પ્રાપ્ત થાય, પણ કુકવિત્વ એટલે તો સાક્ષાત મૃત્યુ જ જાણવું [2]

રૂપક વગેરે અનેક કાવ્યના અલંકારો કહેવાયા છે—વનિતાનું સુંદર વદન પણ ભૂષણો વિના નથી શોભતું.[3] અર્થવ્યુત્પત્તિ અને સૌશબ્દ્ય—એટલે કે અર્થ તેમજ શબ્દ બંને પ્રકારના અલંકારો કાવ્ય માટે ઇષ્ટ છે

શબ્દ અને અર્થ બંને મળીને એવી વ્યાખ્યા આપી [4] ભામહ કાવ્યના ગદ્ય અને પદ્ય (અભિવ્યક્તિના પ્રકારને અનુલક્ષીને સંસ્કૃત

---

1 ધર્માર્થ કામમોક્ષેષુ, વૈચક્ષણ્યં કલાસુ ચ
પ્રીતિં કરોતિ કીર્તિં ચ સાધુકાવ્ય નિબંધનમ્ (પાઠાંતર : નિષેવણમ્)

2 અકવિત્વમધર્માય વ્યાધયે દણ્ડનાય વા
કુકવિત્વં પુન સાક્ષાન્મૃતિમાહુર્મનીષિણ

3 ન કાન્તમપિ નિર્ભૂષં વિભાતિ વનિતામુખમ્

4 શબ્દાર્થૌ સહિતૌ કાવ્યમ્

પ્રાકૃત ને અપભ્રંશ (ભાષાને અનુલક્ષીને), ઐતિહાસિક, પૌરાણિક કે મૌલિક (વસ્તુના મૂળને અનુલક્ષીને) તથા કલાશ્રય ને શાસ્ત્રાશ્રય (વસ્તુના સ્વરૂપને અનુલક્ષીને) એવા પ્રકારો પાડે છે. વળી કાવ્ય-સ્વરૂપની દૃષ્ટિએ સર્ગબંધ (મહાકાવ્ય), અભિનેયાર્થ (રૂપકાદિ), આખ્યાયિકા, કથા અને અનિબદ્ધ એવા ભેદોનું વિવરણ કરે છે.

અવારનવાર ભામહે વક્રોક્તિ ઉપર કાવ્યના એક વ્યાવર્તક લક્ષણ તરીકે ભાર મૂક્યો છે.[૫] કાવ્ય સ્વરૂપો ગણાવતાં તે કહે છે કે સર્વ પ્રકારો વક્રોક્તિ તેમ જ સ્વભાવોક્તિથી યુક્ત હોવા જોઈએ. વૈદર્ભી રીતિ સારી કે ગૌડી રીતિ એની સંતુલિત ચર્ચામાં તે કહે છે, એ શૈલીભેદોનો અનુકૂળતા પ્રમાણે સ્વીકાર કરી શકાય. તેમાં નિર્ણાયક જો કશું હોય તે માત્ર વક્રોક્તિ છે. વક્રોક્તિથી રહિત વૈદર્ભી કે ગૌડી બંને નિરર્થક છે. વૈદર્ભી પણ અપુષ્ટાર્થ હોઇને પછી ભલે પ્રસાદ ઋજુતા અને કોમલતા યુક્ત હોય, તે માત્ર શ્રુતિ પેશલ લાગશે. ગૌડી પણ અર્થ્ય, ન્યાય્ય ને અનાકુલ હશે તો આદરણીય ગણાશે.

ભામહની ઔચિત્ય દૃષ્ટિ અન્યત્ર પણ અનેક સ્થળે પ્રતીત થાય છે. વાણીના દોષોની ચર્ચા કરતાં અર્થદુષ્ટ, શ્રુતિદુષ્ટ, શ્રુતિકષ્ટ વગેરે શબ્દો વર્જવાનું તે કહે છે, પણ સમાપન આ રીતે કરે છે; સંદર્ભવશાત અસુંદર શબ્દ પણ સુંદર બની જાય છે – જેમ ફૂલમાળામાં વચ્ચે ગૂંથેલું લીલું પાન. ભામહ શબ્દના કાવ્યશ્રમત્વની વાત કરતાં કવિને માલાકાર સાથે સરખાવે છે; આ સુગંધી પુષ્પ લેવું, પેલું ગ્રામ્ય ગણાય તે વર્જવું, આને ગૂંથવાથી શોભા વધશે,

---

૫ યુક્તં વક્ર-સ્વભાવોક્ત્યા સર્વમેવૈત દિષ્યતે (૩૦)
વક્રાભિધેયશબ્દોક્તિરિષ્ટા વાચામલંકૃતિ : (૩૬)

પેલાને અમુક જ સ્થાને ગૂંથાય – આમ દરેક પુષ્પની યોગ્યતા વિચારીને જેમ માલાકાર માલા ગૂંથે, તેમ કવિએ સાવધાન રહી કાવ્યમાં શબ્દ યોજવા.[૬]

અતિશયોક્તિ અલંકારના નિરૂપણને અંતે તો ભામહે વક્રોક્તિનું મહત્વ સ્પષ્ટ શબ્દોમાં દર્શાવ્યું છે. એક રીતે તો સર્વત્ર અતિશયોક્તિ વક્રોક્તિ જ પ્રવર્તે છે. અર્થ એનાથી જ વિશિષ્ટ ભાવ ધરાવતો થાય છે. એટલે કવિએ એને જ સાધવા યત્ન કરવો. કયો અલંકાર તેનાથી રહિત છે?[૭] અભિનવ ગુપ્તનું 'વક્રોક્તિ' એ સંજ્ઞાનું વિવરણ (વક્રોક્તિ એટલે કે શબ્દની તેમ જ અર્થની વક્રતા – લોકોત્તર સ્વરૂપે અવસ્થિતિ), તથા કુંતકની વ્યાખ્યા (વક્રોક્તિ એટલે વૈદગ્ધ્યભંગિ ભણિતિ – કૌશલ્યની છટાવાળી ઉક્તિ) પણ આ સંબંધમાં લક્ષમાં રાખવા જેવા છે.

આપણી કાવ્યમીમાંસાની પરંપરામાં દંડી સાથે ભામહ અલંકારવાદી ગણાય છે. પણ અહીં અલંકાર એટલે કશુંક બાહ્ય, શોભાનું સુશોભન રૂપ એવા અર્થમાં ન જ સમજી શકાય, કેમકે ભામહે વક્રોક્તિને કાવ્યત્વનું હાર્દ ગણ્યું. કાવ્યસાધક અન્ય તત્વોનું તેનું વિવરણ સ્પષ્ટ ને મિતાક્ષરી અને સમગ્ર તથા તેનો અભિરામ સંતુલિત છે. રસધ્વનિવાદીઓનાં સૂક્ષ્મતા ને ગહનતા અહીં નથી, તો દોષોની ને તર્ક વ્યાકરણની વધારે પડતી ઝીણવટના અપવાદે તેના વાક્યમાં ન સ્વીકારી શકાય તેવું પણ કશું નથી.

---

૬ માલાકારો રચયતિ યથા સાધુ વિજ્ઞાય માલાં
યોજ્યં કાવ્યેષ્વવહિતધિયા તદ્વદેવાભિધાનમ્.

૭ સૈષા સર્વત્ર વક્રોક્તિ અનયાર્થો વિભાવ્યતે
યત્નોઽસ્યાં કવિના કાર્યો કોઽલંકારોઽનયા વિના (૨,૮૫)

## દિલીપ ઝવેરી

### મધરાતે

રાતરાણીની મુલાયમ ગંધથી ખેંચાઇ
હું દીવો બુઝાવી બ્હાર આવું.

આભ,
વડવાગોળ કેરી આંખથી દેખાય એવું, સાવ ઝાંખું આભ.
ચારે પાસ આ થીજી ગયેલી, ભેજ ભીની, પાતળી, કાળી હવા.
(મુજ નાક પાસે ઓગળેલી
એટલે તો શ્વાસ ખાલી લઇ શકું.)

પણ કોણ જાણે કેમ
પેલી રાતરાણી કેરી આછી ગંધ
થીજેલી હવાને સોંસરી વીંધી હજી યે આવતી.
(થીજી ગયેલા કાળને વીંધી હણુથી આવતી કો' યાદ
ને અકળાવતી.)

હળવે અહીં વધતો જતો અંધાર
(ને તેથી કદાચિત)
કમળમાં પૂરેલ ભમરા જેવું મુજને લાગતું.

હું
અને
મારી જ આ અકળામણો.

રાતરાણીની મુલાયમ ગંધ કેરું સ્વપ્ન લઇને
હું અહીં... ...

કો' ટાવરે પૂરાયલો ઘડિયાળ કેરો સાતમો ડંકો...
રહ્યો છે જોઇ સૂર્યની રાહ.
ભમરો કમળમાં પૂરેલ...

•

## – ત્યારે કાવ્ય શાથી બને છે ?

Leaves falling
Lie on one another
The rain beats the rain.

આ પંક્તિઓમાં એવું તે શું છે કે તેથી એ 'કાવ્ય'કૃતિ બને છે ?

આ ત્રણ લીટીમાં પરસ્પરપૂરક અને સુસંગત એક દૃઢ સંબંધ છે, તે તો સ્પષ્ટ છે. હા, એમ દલીલ ખાતર કહી શકાય કે કાવ્ય-માત્રમાં સંગતિ તો હોવી જ જોઈએ. કારણ એ તત્ત્વ 'કાવ્ય' પદાર્થની વ્યાખ્યાનું અંગભૂત તત્ત્વ છે.

(Watts) વોટસે કાવ્ય વિષે એક રસપ્રદ વિધાન કર્યું છે. જે કૃત્રિમ 'હાઈકુ' રચના હોય છે તે સમગ્ર વિશ્વમાંથી જાણે કે છૂટી પાડી નાખેલી અથવા જબરી જોરથી તેનાથી અલગ પાડેલી છબના ટૂકડા જેવી જણાય છે. જ્યારે સાચી હાઈકુ રચના તો સ્વયં, સહજ રીતે નોખી પડેલી અને છતાં ય એક આખુંજગત કે વિશ્વને પોતાનામાં સમાવી શકે તેવી હોય છે.

આ કથન 'હાઈકુ' અથવા કાવ્ય માત્રને લાગુ પાડવામાં મુશ્કેલ ગણો તો તેમ. પણ અર્થપૂર્ણ કથન તો છે જ. સૌ પ્રથમ એક વાત ચોખ્ખી, દીવા જેવી, સ્પષ્ટ છે કે વોટસ 'સંપૂર્ણતા'ની વાત કરે છે. બીજી ચીજોથી અલગ, સ્વતંત્રપણે, સાચી હાઈકૂ રચના અસ્તીત્વ ધરાવી શકે છે. જ્યારે પ્રણય-પત્ર કે મદદ માટેની આજીજી, તેને

લગતા સંદર્ભ કે પરિસ્થિતિ પર સવિશેષ આધારિત હોય છે. પ્રયોગ સારુ વિરોધાભાસ માટે નીચેની કૃતક હાઇકુ રચના તપાસીએ.

Coming down on the train
I encountered a man,
Who greeted me very cordially.

મને લાગે છે કે આ કાવ્ય નથી. એનું મુખ્ય કારણ એ કે તે કેટલાક આ પ્રકારના પ્રશ્નો ઉપસ્થિત કરે છે: 'કોણ? શા માટે? શા હેતુથી?' જ્યારે હાઇકુ વિષે આપણે આવું નથી પૂછતા: 'ક્યાં પાંદડાં? કઈ જાતનું વૃક્ષ? વરસાદ કેટલો વખત સુધી વરસ્યો?' યેટ્સ જે 'સંપૂર્ણતા'ની વાત કરે છે તે તો યેટ્સના કથનમાંના સમગ્ર વિશ્વ કે ભાવજગત જોડે અવિનાભાવિ સંબંધે સંકળાએલી 'સંપૂર્ણતા' છે અથવા તો હાઇકુમાં જ તેનું પોતાનું એક નાનું વિશ્વ હોય છે. મારે મન તે પ્રતિકલ્પ અથવા વિભાવનાના તાર્કિક કે ક્રમાનુસારી સંબંધ પૂરતું મર્યાદિત નથી. તેમાંથી ઉદ્‌ભૂત થતા પ્રતીકાત્મક અર્થનું બીજું સ્તર તેમાં જોવા મળે છે. કદાચ મારું આમ કહેવું અસ્પષ્ટ અને સંદિગ્ધ લાગશે. પણ આ ઘણો નાજુક વિષય છે. જ્યાં હું જણાવું છું, તે હકિકત છે.

બીજી એક પ્રયોગ રચના વિશેષાવવા માટે જોઈએ.

Leaves falling,
Pile up in the yard,
Some one will have to rake them.

આ ખરેખર શક્ય હોય તેવું મને લાગતું નથી. એને એક તર્કનિષ્ઠ અનુમાન ગણાવી શકાય. અલબત્ત, સંગતિ તેમાં પણ છે (પણ તે 'સંપૂર્ણ' નથી. કારણ તેમાં ક્રિયા 'rake'નું મૂલ્ય છે!) કદાચ કોઈ દલીલ કરી શકે કે 'rake' કરવાની ક્રિયા 'પ્રતીકાત્મક ક્રિયા' સંભવી શકે. તેનાથી જે થઈ રહ્યું છે અથવા જે નથી થઈ રહ્યું તે પરત્વે આપણું ધ્યાન કેંદ્રિત થાય છે અને આ પ્રતીકાત્મક અર્થની વિવિધ છાયાઓ વિષે આપણે વિચાર કરવા પ્રેરાઈએ છીએ પણ ખરા! પણ આ પ્રશ્નમાં હું માનું છું કે આમાં સૂચિત lawn-rakerની પરિણતિ પેલા 'Solitary Reaper'માં થતી નથી!

The Journal of
Aesthetics માંથી

મૂળ : Monroe Beardsley

અનુ : સુનીલ કોઠારી

## સિતાંશુ યશશ્ચંદ્ર

### કેવી મઝા!

કેવી મઝા છે!
ધૂળમાં કણુરાઈ બે પાંખો પસારીને નીરાંતે
કોઇ કાબર નિરવ બેઠી હોય ના
 – હમેશાંની ત્યજી કલબલ
તેવી ધરિત્રી
માણી રહી છે સ્નાન આ મધ્યાહ્નને જલ.
જેની કરું છું વાત તે જલ એ જ છે
જેના વડે પક્ષીહિણું આકાશ પણ ભરપૂર લાગે છે!
જે ગટગટાવી થોર ઉપર થોર શા બેઠેલ
 કાચીંડા તણી આંખોય
 સ્વપ્નિલ ઘેનથી ચકચૂર લાગે છે!!

એ સ્વપ્નમાં
ભાંગોળનાં ઘરનાં બધાં યે લોહ પતરાંને
તરલ વ્હેતી જતી ચમકંત ચાંદીનાં થવાની યે રજા છે!!!
કેવી મઝા છે!

કોઈ અટ્ટકી ડસણીને ભેરેલ પટ્ટા બળદિયાના પાય કેરા
 દડમહીં ડૂબી ગયેલા ઘુઘરાનો અણુબજ્યો રણુકાર
 શો ટમકી જતો.
તેથી હરિત ખેતે સુતેલા પવન કેરો કાનપણુ
 આનંદથી ચમકી જતો.

ને પૂંછડી પર ચટકતી માખી પકડવા
ગોળ ચક્કર ફરી રહેલા શ્વાન શો
આ કાળ પણ અડધી ઘડી થંભી
જરી ડમકી જનો.

ચોપાસ,
ઊભરાયા વિના ઊભરઈ જતાં આ સર્વ –
કાબરની નિરાંત,
કાચીંડા તણી આંખે ઊપડતું સ્વપ્ન,
ચાંદી ચમક ચળકાટ,
ઘૂઘરાના તાલ પર સ્પંદી રહેલ પવન,
થંભી ગયેલો શ્વાન, –
આ સર્વ જોઈ
સાવ સુક્કી મારી મનની ભૂમિના સૌ ઝાંખરાં ડોલી ઊઠે.

ને ફર મૃગજળની પીછે દોડયે જતું
મુજ હરણું ટોળું
સહસા બોલી ઊઠે:
કે ઝાંઝવાના જલ તણા
ઓ સાત સમદર પાર,
સો સો નદી મોઝાર,
જે કદીયે કોઈને મળતું નથી
તેને જ તે ખોળયે જવાની જે મળેલી છે સજા...

એમાં ય શું !
કેવી મઝા, કેવી મઝા, કેવી મઝા છે !



## રવીન્દ્રનાથ ટાગોર

### ઉન્મત્ત હવાને

ઉન્મત્ત હવા ! તું શાંત થઈ અવ ધીરે ધીરે વાઈ રહે :
મધરાતની મોરલીના મધુરા મધુરા સૂર અહીંયાં છાઈ રહે !

હું દીપશિખા ભયભીત થઈ તવ કાજ અકેલી જાગી રહું :
મનની ગૂઢ વાતના અમૃતને તું હળવે હળવે પાઈ રહે !

કથની દૂરની : વનવાણીને ઘરને જ ખૂણે તું આણ અહીં :
કહેવાને પ્રભાતે તારાને કંઈ વાત રમે મમ પ્રાણમહીં !

ઉન્મત્ત હવા ! એ ગંગામાં તું ચુપચુપ ચુપચુપ ન્હાઈ રહે :
મધરાતની મોરલીના મધુરા મધુરા સૂર અહીંયાં છાઈ રહે !

અનુઃ સુરેશ દલાલ



# કવિલોક

'કવિલોક'નું દ્વૈમાસિક પ્રકાશન


સંપાદક મંડળ

રાજેન્દ્ર શાહ

જસુભાઇ શાહ

સુરેશ દલાલ





લવાજમ ભરવાના સ્થળ

કવિલોક, ૩૮૦, ગિરગામ રોડ, મુંબઇ ૨

મેસર્સ એન એમ ત્રિપાઠી પ્રા લિ, પ્રિન્સેસ સ્ટ્રીટ, મુંબઇ ૨

શ્રી. પિનાકિન્ ઠાકોર  મે ઠાકોર બ્રધર્સ, જરમન સીલ્વર માર્કેટ

રતનપોળ, અમદાવાદ

શિવકુમાર લોધ : C/o સુદર્શન એન્ડ કં

૧૨, પોર્ટુગીઝ ચર્ચ સ્ટ્રીટ, કલકત્તા ૧

મેલ ઓર્ડર સર્વીસ  નહેરુ રોડ, વિલેપાર્લે, મુંબઇ ૫૭





લવાજમ

દેશમાં રૂપિયા ચાર  પરદેશમાં શિલિંગ આઠ : છૂટક નકલના સિત્તેર નયા પૈસા





મુદ્રક અને પ્રકાશક, સુરેશ પરસોતમદાસ દલાલ

મુદ્રણ અને પ્રકાશન સ્થાન  લિપિની પ્રિન્ટરી, ૩૮૦ ગિરગામ રોડ, મુંબઇ ૨

કવિ લોક

પુસ્તક ૫ : અંક ૩૦

વૈશાખ ૨૦૧૮

હરીન્દ્ર દવે

## સાવન

સાવન વરસ્યો ગલી ગલી
એક મારું આંગણુ કોરું;
નીતરે નેવાંધાર મલકમાં
અહીં એકે નવ ફોરું.

શતધારાએ વાદળ વરસે
એક બિન્દુ ઉર મારું તરસે
અ. ગજળને પાર મજલ એક
ઝંખી રહે મન મોરું;
સાવન વરસ્યો ગલી ગલી
એક મારું આંગણુ કોરું.

ગગન ઘટા ઘનઘોર છવાઇ,
આ પથ ના છાલક છલકાઇ,
એના રાહ નીરખવા ઝળઝળ
નયનદીપ સંકોરું;
સાવન વરસ્યો ગલી ગલી
એક મારું આંગણુ કોરું.

એ પ્રથમ મિલનનો અવસર,
ભૂલ્યો નવ ભુલાય, યાદ પણ કયાં આવે છે તલભર !
કઈ ક્ષણ એ મધુમુખ નીરખ્યું
ઠેલી ઘુંઘટના પરદા,
દરસ પામી જેના પળમાં
વીતી આખી આવરદા;
ક્રમ કરી ભીલી સૌ પડેલા મુગ્ધ નજરની અસર ?
એ પ્રથમ મિલનનો અવસર.
આ હોઠ ઉપરનો રંગ
પ્રથમ કઇ પળે હતો ઉપસ્યો,
એ મનગમતો-મૂંઝવતો ભાર
હૃદય પર કયારે આવ્યો !
કેમે નવ ગમ પડે, મૂંઝવણ રહેશે શું જીવનભર ?
એ પ્રથમ મિલનનો અવસર.

## હેમન્ત દેસાઇ

### વિરામ નથી

અહીં રહીશું તોય કેટલું ?–મુકામ નથી !
હે જીવ ! ચાલ કયાંય આપણો વિરામ નથી !
સહાનુભૂતિ નથી, આશાશનું, પ્રામ નથી;
અહીં તો કોઇનાય દિલમાં વસ્યો રામ નથી !
તમારી માંગ મુજબ લાગણી વહાવું હું ?–
હૃદય છે, કાંઇ આ બજારનું લિલામ નથી !

ખુશી પડે તો મળો, યા ન મળો, આંહીં તો
વિનયનું સૌને નમન, કોઈને સલામ નથી !
ભરોસો કેમ કરું સુસ્ત મારા ભાગ્ય ઉપર.
જરાય એનો સમય પર રહ્યો દમામ નથી !
કહે છે પ્રીત સમો કોઈ નથી આસવ ને
નયનના જેવું કોઈ જોરદાર જામ નથી !
હવે જરૂર નથી રંગની કે મસ્તીની
ધરાવી જિન્દગી છે, કલ્પનાનું કામ નથી !
ક્ષિતિજો સ્વચ્છ રહે કેમ કરી જીવનની ?–
અપેક્ષાઓની આ વણઝારનો વિરામ નથી !

●

## નલિન રાવળ

### સાંજનો તડકો

વન્ય ચિત્તા શો ભભૂકતો
સાંજનો તડકો,
હવામાં દેહ તોળી બારીમાં કૂદ્યો
તીખી ઊંડી તરસથી
ઓરડે ઘૂમી;
છટામાં ડોલતો ચોફેર પથરાયો.
ફરી
શો તંગ સ્નાયુથી તણાતો પીઠ ઘસતો,
ઘુર્ઘુરાટી ઘૂંટતો,
ઊઠયો;
નજર ચૂકવી કૂદ્યો લપકયો
ત્વરામાં બ્હાર;
બારીની અને (અંદર) ઊંડે પથરાઈ રહેલા
ગાઢ વનમાં ત્રાડતો ચાલ્યો ગયો.

●

## અકલ તવ લીલા કુંજવિહારી

નગર ઘેર સરિયામ પંથ પર
પીગળતો, ચંપાતો ડામર
ત્યાં જ આજ આંકેલી દીઠી
મધુવન પરિમલ સિક્ત સિક્ત રે સુંદર છબિ તિહારી.
આકાશે નવ મેઘ: મીલના ધૂંવા.
નવ રાધા–રોમાંચ: ભરેલી ફાસ્ટ ટ્રેનની ગતિ ધ્રુજતા પાટા
આંહીં એ જ ધરાનાં રૂંવાં.

પણ લાખ પ્રાણની જિજીવિષા–ગોપીને ખેંચે
એવી બદલાતી પાળીની ઓર વ્હિસલમાં
કદંબ હેઠે વ્રજભૂમિમાં વાઇ હતી, તે
તે જ, તે જ રે વેણું અધરે ધારી

એક સમે
પાદર ઊડે ગોધૂલિ.
તવ આગમ એંધાણ ઘંટડી મંજુ સૂર ટંકાર રહે રે ગૂંજી
ને આજ,
રે આજ એક વેરાન મહીં
મદમત્ત ઊછળતા મહિષવેગના પદધ્વનિમાં
તું આવ્યાના પડંત રે આખડંત પડઘા કારી.
અકલ તવ લીલા કુંજવિહારી

## સુરેશ દલાલ

એ કા'ના ! તારા કેટલાં કીધાં છે અહાવાનાં !
આજથી જો રાવ તારી આવી તો ખેર નથી :
દીધા સોગંદ જસોદાના !
ઘરનાં શું દૂધદહીં ઓછાં પડે છે કે ફોડે તું ગોપીની માટલી ?
તારા ઉધામાને છોડે એથી તો તને રમવાને દીધી છે વાંસળી.
આડે પડખે હું થાઉં એટલી જ વાર :
તારાં લખ્ખણ એકેય નથી છાનાં !–એ૦

વાહ રે ગોવાળિયા ! રાંક જીવ ગાયોની કરવી કદી ન દેખભાળ !
ઘેર ઘેર જઈને તું વરતાવે કેર વ્હોરે આખા ગોકુળિયાની ગાળ.
સુણી સુણીને મારા ફૂટચા છે કાન :
તને કાળાને કાચ લાગે શાના ?–એ૦



## ચંદ્રકાન્ત શેઠ

### મનનાં ખીલે રૂપ

અહો ! કૈં મનનાં ખીલે રૂપ !
અહો ! શાં મનમાં ખેલે રૂપ !
ધીમું ધીમું પમર્યાં કરતો મનની રૈગમ ધૂપ.–
નીલ ગગનની ધવલ વાદળી
ભીતર જાણે તરતી !
આછી આછી ફોર સુધાની
હળવે શી ઝરમરતી !
કોઈ ગુલાબી શમણું–તે શું ચૂયા જ કરતું ચૂપ ?

નેણ કુમુદનાં મદ્‌મટાવતી હવા ચાંદની-ભીની,
ભીતર જાણે ભરી હિયે એ તે જ-શિખરથી ઝીણી !
પલ પલ પોતે ફૂલ બનીને ફોર્યાં કર અનૂ,–

નક્ષગંગાનાં વહેણ જાણે મનને ભીંજી વે'તાં !
તારક શું ખદ્યોત બની મન પાસે રમતા રે'તા ?
નેહભીનાં ગુંજનરત મનમાં જાગ્યો કોઈ મધુપ.



## 'આદિલ' મન્સૂરી

### મારી આજુબાજુ

મારી આજુબાજુ
મારા આગવા વિચારોનું
ગાઢ ભયાનક જંગલ
પથરાએલું પડ્યું છે
જેના પેસે છેડે
તું...
ઊભી ઊભી
અંદર પ્રવેશતાં ડરે છે.
હું મારા જંગલની બહાર
પગ નથી મૂકી શકતો
એ મારી મર્યાદા છે.
આપણું મિલન શક્ય નથી.



## ચિનુ મોદી

### ઘર તરફ જતાં

વળું છું હું સાંજે
ઘર તરફ ત્યારે
કિરણનાં
પિંછાઓ
શાહુડી
સમ
સૂરજ
સંકેલી લઇને
ભરાયે છે બોડે
–તિમિર ગઢના
ખંધ કમરે.
ભર્યાં રસ્તાઓ છે
ગડમથલમાં કંઇક
નભને
વિહંગોની પાંખો ઉપર ઊડતું જોઈ,
અરધે
મૂકી ચાલ્યા જાતાં મધુરલયના ગીત સરખી
હવા,
પણું વચ્ચે…

## યોસેફ મેકવાન

### નવો જન્મ

અષાઢની સુપ્ત બપોરવેળા
ફેલાયલાં ખેતર પે પડેલી !
સુદૂર ત્યારે અણજાણુ કોઇ
અંધાર ઊઠે ગતિમંદ, મારી
દૃષ્ટિતણા તંતુપરે લદાનો !
—ને તંગ મારું મન થાય એવુ
તૂટી જશે તો નભ તોડી દેશે !
...ત્યાં તો અચિંતી હલકી હિલોળે
નાના કશા ઓ ઘન વાદળા પે
આવી પડયો સૂર્ય ! ભર્યો ભર્યો શો
ધીરે રહીને તડકો ખર્યો તે...
મારાં અધીરાં નયને કર્યો આ !



## રમેશ જાની

### વિદેશ

ના આ મારો દેશ નથી.
રહેણી કરણી, રીતિ નીતિ, ઓલચાલ
ને વેષ નથી !
જાણું આ મારો દેશ નથી !

બધું ગયું બદલાઈ
જે કંઇ રહ્યું સહ્યું'તું બાકી
ને યે હાવે

આંહી અજાણ્યું કોઈ હતું નવ
આજ બની અખિલાઇ પરાઈ!
ના—આ મારો.

વ્હાલભર્યું પુરાણું મારું ચિરપરિચિત
આ ગગન નથી
ધરતી પર હરિયાળું પેલું
ફૂલ ફૂલની ભાત ભરેલું ગવન નથી
આ જુદાં ઝરણાં, જુદી સરિતા, જુદી યે
વનરાઇ
દૂર દૂર કોયલ પણ જાણે
ચીખ પાડી ઊઠી અકળાઇ!
ના આ મારો.
કોની કને જાઉં?
પહેલાં જેવી
ભોળી ભોળી
ઉરની હાવે
મીઠી મોઘમ વાત નથી
એ દિવસ નથી—એ રાત નથી!
આ ચંદ્ર, સૂરજ ને તારા કેરાં
તેજ રહ્યાં છો મથી મથી:
રે, એની એ પિછાણ હવે તો
નયન મહીં લવલેશ નથી!
ના આ મારો દેશ નથી.
રહેણી કરણી, રીતિ-નીતિ, બોલચાલ ને વેષ નથી!
જાણે આ મારો દેશ નથી!!

## રાજેન્દ્ર શાહ

### વર્ષા

( ખાંયણા )

મેહનાં વ્હાલની એવી તે વરસી હેલી,
પાણી પાણી ઠરી બેસી કે તરસી ધોંયને.

કંઠને શોષ જે દુઃખ , ઠેતું અટવાયું,
સુખને સૂર તે ગાયું કે ગ્હેકતા મોરલા.

ધોળી ધોળી મેં તો જોઈ'તી મોતની છાયા,
(ત્યાં) રંગની રેશમ કાયા ને મ્હેકતો વાયરો.

શીતળ ને અજવાળે મીઠા સહુ સ ા,
રેણુને ઘન ગોરંભ મીઠી હુંફ સેજની.

ધાટો મારગ કેંકની આવન જાવન,
સોયામણો એક સાવન નીતર્યાં નીરનો.



## રવીન્દ્રનાથ ટાગોર

### વસંત

કેટલીયે વ્હાલથકી આલેખે ધૂળ પર પોતીકા ગીતને વસંત;
વેશમહીં નવાનવા એથી તો હસી ઊઠે ધરણીની ધૂળનો ઉમંગ!

કાળજડે કોક કેવા કોણે કે છલકે છે આપમેળે રૂપાળી ડાળ;
લાગ્યો છે એવો ને એવો પરશ મારા અંતરમાં ઊંડે રસાળ.

મ્હારી ઊંડ છે મારો આખો અવતાર એવી અમરતની વાણી અનંત !
કેટલાંયે વ્હાલથકી આલેખે ધૂળ પર પોતીકાં ગીતને વસંત !

વારવાર આનંદે પુલકે છે અંગ, કોની જાગે છે પ્રાણમહીં માયા ?
વણગાયા ગીત આજ ઊમટે છે કંઠમાં, કોણે પીયૂષ એવાં પાયાં ?

કોમળ હું કળીકળી ફૂટે છે ગીતની ને વેરે છે વનમાં સુગંધ !
કેટલાંયે વ્હાલથકી આલેખે ધૂળ પર પોતીકાં ગીતને વસંત !

અનુ : સુરેશ દલાલ

•

## સુરેશ દલાલ

### સપનાં

સપનાંને હોય નહીં માઝા !
રે તોય મારાં સપનાં ઓછાં છે: નથી ઝાઝાં !

મળે નાનકડી કેડી
લઉં શિશુસમ તેડી;
આપણું જ રાજ અને આપણે જ રાજા !
—સપનાં૦

પ્રાણભરી પ્રીત મળે,
ગાવાને ગીત મળે;
હોઠ પરે સ્મિતતણાં ફૂલ ખીલે તાજાં !
—સપનાં૦

•

ચંદ્રવદન મહેતા

## ઓ ભારત ભાગ્ય વિધાતા

ઓ ભારત ભાગ્ય વિધાતા !
તું શું એ જ જનેતા માતા
જેણે દેશદાઝ ચિંનગારી–
–ઓની ચોગમ જ્યોત પ્રસારી
પાંચ દાયકા જ્વલંત રાખી
આખર, દોઢ દાયકે હારી ?

જેના પુત્ર પનોતા પાક્યા યુગયુગના ઘડનારા;
નૂતન દૃષ્ટિ શકિત થકી વળી ભાવિ સર કરનારા :
એકાકં યા તત્વમસિ વા તત્ સત્ મંત્ર અનંતર,
બ્રાહ્મમુહૂર્તે સત્ય શોધવા વોળી પીધાં અંતર,
જાગ્રત થઈને જાગ્રત રાખી જ્ઞાન જ્યોત નિરંતર,
અહંકારનો રાક્ષસ ભૂંડો નાશ કરી સદંતર,
લોભ મોહ મદ મત્સર ટાળી;
અંતરમાં નિજ ચક્ષુ વાળી,
ત્યાગીને ભોગવનારા એ વિરાટદર્શન કરનારા
સમર્થ સમૃદ્ધ, ધીર વીર એ, પંથ નવો દાખવનારા.
એના વંશજ, હુંમાં કેવળ હવા ભરીને મલકાના
એની પણ શું એ જ જનેતા ?

ઓ ભારત ભાગ્ય વિધાતા
વંશજ એના રોજ પ્રભાતે
સૌ મળી સંગાથે
વ્હેલાં વ્હેલાં, દોઢ દાયકા પહેલાં

જન્મભૂમિ છે, સ્વર્ગ સમી આ,
એક અવાજે ગાતાં :
ભારતકા હિત ચાહેંગે
ભારત માટે
કુછ ન કુછ, તો નિશ્ચય હમ કર-જાયેંગે,
વતન અમારા, સબસે પ્યારા
સર જાવે તો ભલે અમારા
નસેનસોમાં, લોહીબુન્દમાં વતનતણો બસ હતો પુકાર
મુસિબતોને પાર કરીને કરવાને એનો એનો ઉદ્ધાર.
ગીત ધૂનમાં એક ઊર્મિ તે તાલ તાનમાં ઉભરાતી
દેશદાઝને લગી લગન તે દશે દિશામાં લહરાતી.

ઉત્તર દખ્ખણ, પુરવ પશ્ચમ ચોમરદમ બસ હવા ખહાલ
ખુમારભારી. ઉન્નત મસ્તક, દિલ તમન્ના, ખુશ ખુશાલ
પ્યાર ભરાથા, ઝહર નહીં કયહીં, હાથ દિલ બે બિલકુલ સાફ
દૂર દૂરના ભારતવાસી મળી ભેટતાં આપોઆપ.
એક ભોમ તું એક ભાવના, મંગલમૂર્તિ તું ન્યારી.
સ્વાર્થ માત્ર તે જનમભોમનો; સૌ થકી અદકી પ્યારી.
એના વંશજ આજ હવે જોજે કરે લાતંલાતા
હું પદનું પદ વિસ્તારીને ફરી રહ્યા છે મદમાતા
ઓ ભારત ભાગ્ય વિધાતા, એની પણ તું એ જ જનેતા માતા ?
દોઢ દાયકા પહેલાંની જે દેશદાઝ તે અત્યારે
ઓસરતી શું જાય ભુલાતી, અંશ નહીં રહેશે જ્યારે
માતૃભૂમિને વિખવા પીંખવા વિખવા દોને વિસ્તારે
કણુ કણુ માટે કરે ટુકડા, કટુ વેણુ પણુ પડકારે.
વેરઝેરનાં વધવાં એનો અંત કદી છે ના જાણ્યો
ભૂતકાળમાં એક બીજાને ઉચ્છેદી છેડો આણ્યો.

કૌરવ પાંડવ જાદવજાયા હણી હણીને કાઢયો સાર
કરવુ હોય તો કરો નિકંદન ધરતીનો કંઇ ઉતરે ભાર.
ધીમે ધીમે વિષ'રા પીવા, કરવો તો પૂરો સંહાર
કરો નહીં તો ફરી પાછા આવીને સૌ કરશે [illegible]ર.
અરે મને આ કયાંથી લાગી ભૂંડી આ ભૂતાવળ આજ
વિચાર આવા વસમા કાયર લખતા આવી કંઇ નહીં લાજ?
આ તે કેવા ચલવી લેવા પામર મન મર્કટના નાચ
બીમારી આવી સુધારવાને જડ્યો નથી શુ કશો ઇલાજ?
અનેક બહાના કેડળ શોધે પામર આજે આશ્વાસન
અને વળી ઉપરથી મોટા વરસાવી દે સંભાષણ
કુદરત રૂઠી, ભલે રૂઠી, માનવ આગળ શી મગદૂર
જાન વિસારી કરો એકઠા, ટાળી દઇ દુંપદને દૂર.
લાજ અંશ કે રહ્યો આટલો અંતરમા એ શુભ નિદાન
પ્રજાજનોમા હશે જીવતુ દેશદાઝનુ ઊંડુ ભાન.
તું મા ! જાગ્રત કરી ઇશારો સમજાવી દે સૌની સાન
અમે બધા નરનારી ભેળા ફરી કરીશુ સાચા વિધાન
અમે ફરી થનગનતા જાશુ, અગનઝાળશુ ભરવા બાથ.
ભેદભાવને ભૂલી ભેળા એક પ્રજાજન થઈને સાથ
કુસંપ ટાળી કરવા ધાશુ મંગળ તારું એ નિરધાર,
સૌ મળી સંગાથે ગાશું ત્હારો એક જ જયજયકાર



ELIZABETH JENNINGS

## *Absence*

I visited the place where we last met
Nothing was changed, the gardens were well tended
The fountains sprayed their usual steady jet,

There was no sign that anything had ended
And nothing to instruct me tofor get.

The thoughtless birds that shook out of the trees,
Singing an ecstasy I could not share,
Played cunning in my thoughts.Surely in these,
Pleasures there could not be a pain to bear,
Or any discord shake the level breeze.

It was because the place was just the same
That made your absence seem a savage force,
For under all the gentleness there came
An earthquake tremor: Fountain, birds and grass,
Were shaken by my thinking of your name.

### બે અનુવાદ:

## નહીં સજન! તવ સાથ

અહીં માણ્યું, તું મિલન મધુરું: એ જ એ જ આ સ્થાન;
કાંઈ કશું પલટાયું નહીં: આ રમ્ય એ જ ઉદ્યાન!
અહીં કશાનો અંત? મળે નહીં એનું કંઇ એંધાણ;
અને કશું નહીં એવું કે જે ભૂલવે મારું ભાન!

ધીર ગતિએ ઊડે ફુવારા જલનો એ હિલ્લોલ;
ડાળડાળથી ઊડી પંછી મચવે શો કિલ્લોલ!
ઊડતા એ આનંદછંદને નહીં શકું હું માણી;
ચિત્તે મારા સાવ અચિંતી દિશા લીધી અણજાણી!

આ આનંદે મને ન કનડે કોઇ વેદના છાની;
પરિમલનું અમીપાન કરીને વહે હવા તોફાની!

એનુ એ આ સ્થળ છતાયે નહીં સાજન ! તવ સાથ,
એથી તો વસમો લાગે છે તીવ્ર આઘાત
પછી ને તરણાને હૈયે એવી થતી ધ્રુજારી,
કંપી કંપી ઊઠી રહી આ જલની ઝીણી ફુવારી

અહીં ભૂકંપે કંપી ઊઠી સઘળી લીલા લલામ,
ત્હારા સ્હેજ વિચારે જેવુ આવ્યુ હોઠ નામ !

અનુ સુરેશ દલાલ

## તુ ના સાથે

અહીં માણ્યુ છેલ્લુ મિલન, પ્રિય છૂટા અહીં પડયા,
બધુ એનુ એ છે ઉપવનની એ રમ્ય રચના,
ફુવારાની ધારા રચતી બહુરંગી ધનુષ આ,
સમેટાયુ છે કયા કશુ ય અહિંયા ? ને વીસરવા
મને પ્રેરે એવુ નવ ચડતુ કાંઈ નજરમા
હજી ય વૃક્ષોથી પવન ઝડપે જેડી વિહગો
રહે ગાતા, એનુ સુખ અનુભવાતુ નન જરી
વિચારોમા નોખા પથ પર ચડે ચિત્ત સહસા,
નહીં આ આનંદે ખટક લવલેશે રહી શકે,
સુગંધી લૈ વ્હેતી અનિલલહરીની કશી છટા !
હતુ જેવુ એવુ મિલનસ્થલ આજે ય મધુર
છતા તુ ના સાથે-સિતમ વસમો આ પ્રિય, હવે
સપાટીની આ સુંદર ધરતીની ભીતર થતો
કડાકો ભૂકંપે ઉપવન, ફુવારો, વિહગ સૌ
થતુ જેવુ તારુ સ્મરણ, તળિયે ગર્ક બનતા

અનુ હરીન્દ્ર દવે

●

# ' અનેકો પંક્તિઓમાં છિન્ન વેરાતું કવન જોયું '

## (શ્રી હેમંત દેસાઇ કૃત 'ઇંગિત'નો પરિચય)

'મારી કવિતાના અને મારા પ્રથમ તથા પરમ સુહૃદને'

વસુધા—અર્પણ—સુન્દરમ્

'મારા અને મારી કવિતાના પ્રથમ અને પરમ પ્રેરક...'

તને નયન હોત જો સુજ, અને હતે ન્હાળ્યું તેં
નિહાળ્યું કંઇ તેં નહીં કદય નેત્રથી માહરાં;
પરંતુ તુજ નેત્રથી નિરખી હું શક્યો હોત તો ?
મ. ઝવેરીની કાવ્યસુષમા—તો ? ] મનસુખલાલ ઝવેરી

અરે, સમજ જેવું સ્હેજ અમથું તને હોત ને—
અરે સમજ જેવું સ્હેજ અમથું મને હોત ને !

આયુષ્યના વિધિ લખી મુજ પોથી કેરું
આજે રહ્યું ઊઘડી નૂતન એક પાનું :
રે ! એક માથું મટકું બસ એટલામાં
પૂરાય તે થઇ પચાસ ગયાં જ પાન !
મ. ઝવેરીની કાવ્યસુષમા—એકાવનમે ]

વીત્યાં, વિતાવ્યાં કંઈ વર્ષ, જિન્દગી
જોઇ લીધી મોહી શું મુગ્ધ ભાવે !
વર્ષો—વીત્યાં—ની ગણના કરી કરું !
—પૂરી થઈ પોથી પચીસ પાઠની.

આ શાશ્વતી તદપિ નિત્ય વિવર્તશીલ
સંસૃષ્ટિમાંહી ઋતુએ ઋતુએ વિભિન્ન
ધારી સ્વરૂપ, પ્રિયે ! શી સ્થિતિમાં પ્રસન્ન
ખીલી રહ્યાં કુસુમ આપણ બે પ્રફુલ્લ.
ધ્વનિ : આપણી બારમાસી ] રાજેન્દ્ર શાહ

આ આપણા પ્રણયનું ઋતુચક્ર ચાલે,
વૈવિધ્યમાં વિકસતાં ઉરપદ્મ પૂરાં
શાં ભિન્ન ભિન્ન દલ કોમલ નિત્ય ખૂલે
એકાગ્ર થૈ રસ સનાતન માણી રહેતાં !

રેણુથી ઝાંઝો દિન ગ્રસે ને
ધૂળની ઝાંખી રાત

શ્રુતિ ઝરે નભ] —રાજેન્દ્ર શાહ

દિનથી ગમે છે મને ઝાંઝેરી રાત ને
નીંદરથી જાગરણ ઝાઝું

પ્રકાશ પણ ઘેરતો મદીનામાંહિ આસ્વાદને
પથે બહુ નશાવડે શિથિલકાય સંગી ઝીમે

શ્રુતિ પત્ર] —રાજેન્દ્ર શાહ

સંધી–શા ધાબળા બત્તીના
ખાઈ ઝોકાં રહ્યા તે કદી સ્હેજ ચમકી જતા!

અહો મનુષ્ય કેટ કેટલા–પદેપદે જણાય ચાયમાં સ્ખલન
ન હોય સ્વપ્નમાં શું એમનું સ્ખલનચલન?

છંદોલય–હોર્ન્બી રોડ] —નિરંજન ભગત

ને છતાંય સ્વપ્નમાંજ આથડી રહ્યા સ્વપ્નથી છક્યા
મનુષ્ય પ્રેત–શા નર્યા!

દિનની પંક્તિની સાથે પ્રાસ રાત્રિતણો મળે,
દિનનો વીરરસ તો રાત્રે શાંતમાં ઢળે!

પદ્ય ચૈત્ર] —પ્રભરામ રાવળ

દિનની ઉગ્રતા સર્વ રાત્રિમાં થાય છે લીન,
પતિના ક્રોધનું જાણે કરે છે પત્ની સાંત્વન

આકરા તાપને અંતે રાત્રિ શી સૌમ્ય ને શીત
આકરા તપને અંતે જાણે પાર્વતીનું સ્મિત!

મર્મર ગ્રીષ્મ] —જયંત પાઠક

ગ્રીષ્મના તપને અંતે વર્ષાનું સૌમ્ય-શું સ્મિત !
-આરતી આસકા દીધા પછીથી ચરણામૃત.

આપે વારંવાર આપ્યો કોલ મળવાનો મને,
મેં ક્ષિતિજે આભ ધરતીનું મિલન જોયા કર્યું.

આસવ : જોયા કર્યું ] હરીન્દ્ર દવે

ક્ષિતજ પર આભ ને ધરતીનું આભાસી મિલન જોયું !
હકીકતથી કંઈ જુદું જ જિવાતું જીવન જોયું !

આપણે ક્યારે મળ્યા'તા?......યાદ કંઈ ના !
ટ્રેનમાં, રસ્તા પરે કે કો સભામાં ?
ક્યાંય નહીં ! ક્યારેય નહીં ?
......તો તો ક્ષમા

કવિલોક-૨૦-આપણે] ક્યારે મળ્યા'તા ? -રમેશ જાની

ક્યાં મળ્યા'તા આપણે-
બસસ્ટેન્ડ પર ? બજારમાં ?
ફૂટપાથ પર સાથે ચલ્યાં'તાં !
કે કરી'તી એક ડબ્બામાં કદી મુસાફરી ? ના યાદ કૈં

વિલંબ અત્ર ના ખપે ચરણ હે, ચલો ચંચલ !

કવિતા-૧૯૫૫; ચરણ હે, ચલો ! ] -સુરેશ દલાલ

વિલંબ નહિ પાલવે; પથ પ્રલંબ સામે પડ્યો,
ચલો ચરણ, દૂર ઓ શિખર ઉચ્ચ આહ્વાન દે.

સામસામી સરખામણી કરી જોઇએ ? આ તો પહેલી નજર આટલું આવે છે જેમ વધુ ઊંડા ઊતરશો તેમ તેના મૂળ હાથમાં આવ્યા વિના નહીં રહે ક્યાંક ઉમાશંકરના ભાવને તો ક્યાંક પ્રિયકાન્તની છબીને અનુસરવાનો કવિનો પ્રયત્ન અચૂક જણાઈ આવશે

બીજા કશામાં નહીં તો છેવટે કમમાં કમ 'અર્પણ'માં તો પોતાનો અવાજ આવે એટલા માટે તો કવિએ સજાગ રહેવું જોઈતું'તું !

મિલનની ક્ષણ વિસ્તારીને ફરી
ફરીથી આવતી મારી સમીપ વા
સરી જઉં હું 'સ્વપ્ન' મતની બાથ

ઉપરની પંક્તિઓમાં જ કવિનો મુખ્ય કવનવિષય વરતાઈ આવે છે કેટલાક કાવ્યોમાં હૃદયને સ્પર્શી જાય એ રીતે પ્રણયની અનુભૂતિનો ઉદ્ગાર પ્રકટ થયો છે. પણ કવિ જ્યારે એ અનુભૂતિના પૃથક્કરણમાં ઊતરી પડે છે કે તર્કલીલામાં અટવાય છે ત્યારે એ ઉદ્ગાર સહજ નથી લાગતો

આ ઉપરાંત 'પરપરિત'માં લખાયેલા કાવ્યોમાં મનના મિજાજની મુદ્રા ઊભી કરવાનો કવિનો પ્રયત્ન આકર્ષક છે 'સવાર' કાવ્ય ખાસ નોંધપાત્ર છે અંગ્રેજના જે બે-ચાર સારા કાવ્યો છે એમાંનું એ છે

કવિને પરંપરિત પર જો કે ખાસ ફાવટ નથી. જ્યાનું બાજાર અને ચાલ્યા'તાનું ચલ્યા'તા નહીં તો એમને કરવું પડત નહીં. આવી નહીં જેવી મુશ્કેલીઓનું કવિ આપમેળે નિવારણ કેમ નહીં કરી શક્યા હોય ?

ગઝલમાં તો કવિ કંઈક પણ વાતાવરણ જમાવી શકે છે. પણ ગીત જોઈ તો એમને આદરેલ હોય એવું લાગે છે ગીતના રમણીના

લયને કવિ સાધી શક્યા નથી. આ પ્રકારમાં તો એમને સરિયામ નિષ્ફળતા જ સાંપડી છે.

'ગઇ વદાની એ રહી સૂઢીને
સાચવીને શું કરશે ?'

'વ્રડીની મૂડી'–શબ્દોના આવા ભારથી ગીતની સુકોમલ કાયા ખૂંધી થઈ જાય છે. એક ગીતમાં તો કવિ હરિવરને રુમઝુમ રુમઝુમ આવવાનું કહે છે. રાધાને માટે આવું કહેવાયું હોત તો ગમત. કોઈ પણ ગીતની અર્ધી સફળતા એના ઉપાડ ઉપર છે. કવિને કોઈ (એમણે ગીત લખવાનો ઉપાડો લીધો છે છતાંયે) સાહજિક–વાંચતાની સાથે કાયમને માટે કંઠમાં વસી જાય એવો–ઉપાડ મળ્યો જ નથી.

નયન, દૃષ્ટિ, મૌન, પ્રીત, સ્મિત, હાસ્ય, ઇશારા, ઇજન, ઊર્મિ, મિલાપ, પરસ્પર, હિય, સ્વપ્ન, નૂપુર, વેણી, કંકણ, પાલવ, હોડ ......આના આ શબ્દો આપણી આંખે અવારનવાર અથડાય. ટૂંકમાં કવિના ભાથામાં બહુ ઓછા શબ્દો છે અને એકના એક શબ્દો ધાર્યું નિશાન પાડવામાં ઘણીયે વાર અસમર્થ નીવડે છે. ભાવ અને વિચારની પુનરુક્તિઓને લીધે જ આ શબ્દોને કદાચ અવારનવાર આવવું પડતું હશે. શબ્દની આ દરિદ્રતાને બદલે જો કરકસર વરતાતી હોત તો કવિને અભિનંદન આપતા થાકત નહીં.

વિસ્તરું વિસ્મરું, ખિસકોલી ડોલી, ગરિમાતણી–મધુસ્મિતાતણી, ચલંત છલકંત, જલલોલહિલ્લોલ, તુરૂયોરુદ્યો, ભીંજીથીજી, પાઙ્‌ડું,–આણું, છેલ શા ખેલશા, એકલતાની વિકલતા...આવા શબ્દ જોડકાંઓ કવિએ નાદમાધુર્ય પ્રકટાવવા માટે કદાચ શોધી કાઢ્યા હોય પણ એમના આ પ્રયોગો શબ્દ રમત સિવાય બીજા કશાની સાક્ષી પૂરતા હોય એવું ખાસ લાગતું નથી.

કવિ ક્યારેક છંદ સાથે અસહ્ય છૂટ લઈ લે છે તો ક્યારેક શબ્દના બહુવચનનો અણગમો ઉપજાવે એવો ઉપયોગ કરે છે. "નીસરી ઉંબરેથી તું, દૃષ્ટિ યથા દૃગથી સરે" જેવી પંક્તિમાં હરિણીની ગતિને કવિએ રુંધી નાખી છે તો સાજ ને બદલે સાજો કે ઉરનું ઉરો કે અનેકનું અનેકો જેવા પ્રયોગો જચતા નથી.

ઋતુ કાવ્યો પણ પ્રજારામ, ઉશનસ અને જયંત પાઠકની ચીલાચાલુ ઢબે લખાયા છે. આ પ્રકારનાં કાવ્યો લખવા માટે આ કવિમિત્રોએ એક formula તૈયાર કરી છે. મોટે ભાગે આ કાવ્યો અનુષ્ટુપમાં લખાય. એમાં પણ અનુષ્ટુપની પહેલી પંક્તિમાં જે ઋતુનું આલેખન થતું હોય એના દિવસ વિશે ઉલ્લેખ હોય, બીજી પંક્તમાં એ ઋતુની રાતનું આલેખન હોય અને તાએના મુજબ બીજી પંક્તિમાં કવિ ઉપમા કે ઉત્પ્રેક્ષામાં સરી પડે. જેમ "નામના ઋતુ કાવ્યમાં હેમંત લખે છે.

"છોગા શા કાનના પીળા દીસે છે દિન તાપમાં!"

આપણે કવિને એટલું જ પૂછીએ કે તાપમાં દિવસ પીળો કાને?

હૈયાને બદલે હિય શબ્દ વાપરવાની રાજેન્દ્રભાઈ દેશનો 'ઈંગિત'માં અતિરેક થયેલો દેખાશે.

થાક્યા હિયાનો અરે એ જ આશરો!
એથી ભરી હિયાના
ઊંડાણમાં છૂપવી રાખવી એ!
તારા હિયાનું મૃદુ પંખી ઊડી ગયું ને,
સ્વપ્ન તજીને બેઠાં, પેઠાં હૃદયે અમ હોંશથી
એનો હિયે હજી વૈભવ,
મારી હિયાની મૃદુ,–
કહું હિય શું!

મારે હિયે જાગી રહેલી ઝંખનાને તોષનારું,
પુરાણ- પ્રીતના પ્રચંડ જલધોધ મારે હિયે,
મધુર સુખમાં દીપ્તિ તેથી હિયે રસની સ્થિતિ,
જ્યારે હિયે પ્રણયનું અમીબિન્દુ ઝીલ્યું,
કોઈ મધરાતની સિરાત અણમૂલ હિયે,

'મૌન' શબ્દ પર તો કવિ ઝનૂનથી મચી પડ્યા છે.

કે મૌનની ભીતર લીન આત્મને,
હું મૌનની માધુરીમાં ડૂબી ગયો,
માન કેરી ત્યૂછ દઈને, છલના,
અવ્યક્તરૂપે રહ્યું કોરી મૌનમાં
ને સાંજ, પદ્મ-સુખ મૌનમહીં બિડાય
અનંત મૌનમાં

થઈ; જઉં લીન... ... ...
અમૃત મૌન તણાય નશો શ્રદ્ધિ.
સપાટીને મૌનની સ્પર્શીને જરા,
મૌનના ભારથી કાંઈ મૂઝાતું રાચતું મન,
મૌનને અંતે થતા પ્રસ્પંદ,
અને ન કંઈ છેક મૌન પણ એ રહ્યાં તો હતાં,
કંઠ રૂંધાતા આજ ફરી વળી મૌનની છાયા
ભલું મૌનમહીં જ મ્હાલવું.
વાણી વધુ મૌનથી મૂર્ત નિશ્ચય,
મૌનના કંઈ મંથનો,
મૌનમહીં મંથન માણ્યું,
હું મૌનમહીં વિમાસું,
ને સુજ રંક ધરતું મૌન આ,
મૌનનો તજી ભાર,
ક્યારેક મૌન, કદી ગુંજન કોઈ ગીત,
મૌન ના ધરશો
આ મૌનથી તો છે ભલાં રસાયણાં ભલા.

કવિ ઉતાવળમાં ને ઉતાવળમાં કવિતાને પાછળ મૂકીને આનબાનોને આધારે એટલા બધા આગળ નીકળી ગયા છે કે હવે જો કવિના સાથે એમની દૃષ્ટિની ગોષ્ઠિઓ થાય તો કવિતા માત્ર આટલા જ ઇંગિતે બધું પતાવે કે—

"અહીં આ સૂર્યની નીચે નવું કંઈ નથી બનતું,
છતાં એ સૂર્યનો જન્મ નિત નવો અવતાર 'માગું છું'

૧૧-૮-૬૨ સુરેશ દલાલ

## પરિશીલન

### સંસ્મૃતિ

પ્રભાતનાં કોમળ રશ્મિઓ સમાં
સરી રહ્યાં સંસ્મરણો શું ચિત્તમાં
કે ફૂલની ઝાકળભીની નાજુક
કળી સમાં એ ઊઘડી રહ્યાં, ભલા
એવાં રહ્યાં દૃષ્ટિ સમક્ષ નાનકાં
શાં ભૂલકાંની જખમ આપતેમ!

ના, હું જ આજે રખડેલ બાળ શો
કરી રહ્યો છબછબિયાં અહીં આ
ખાબોચિયામાં—મુજ ભૂતકાળનાં—
અને રીઝી, ભીંજી જલેથી, પછી
ધિક્કાર ને મરૂબડ નિષ્પ્રયોજન
માણી રહ્યો કોઈ અનોખી મોજ!

'ઇંગિત'માંથી ] હેમંત દેસાઈ

# કવિલોક

'કવિલોક'નું દ્વૈમાસિક પ્રકાશન

સંપાદક મંડળ
રાજેન્દ્ર શાહ
જસુભાઇ શાહ
સુરેશ દલાલ



લવાજમ ભરવાનાં સ્થળ
કવિલોક, ૩૮૦, ગિરગામ રોડ, મુંબઇ ૨
મેસર્સ એન. એમ. ત્રિપાઠી પ્રા. લિ., પ્રિન્સેસ સ્ટ્રીટ, મુંબઈ ૨
શ્રી. પિનાકિન્ ઠાકોર : મે. ઠાકોર બ્રધર્સ, જશમન સીલ્વર માર્કેટ
રતનપોળ, અમદાવાદ

શિવકુમાર જોષી : C/O સુદર્શન એન્ડ કં.
૧૨, પોર્ટુગીઝ ચર્ચ સ્ટ્રીટ, કલકત્તા ૧

મેલ ઓર્ડર સર્વીસ - નહેરુ રોડ, વિલેપાર્લે, મુંબઇ ૫૭



લવાજમ
દેશમાં રૂપિયા ચાર - પરદેશમાં શિલિંગ આઠ : છૂટક નકલના સિત્તેર નયા પૈસા



મુદ્રક અને પ્રકાશક : સુરેશ પરશોત્તમદાસ દલાલ
મુદ્રણ અને પ્રકાશન સ્થાન : લિપિની પ્રિન્ટરી, ૩૮૦ ગિરગામ રોડ, મુંબઇ ૨

આદિલ મન્સુરી

## ને

બાગમાં
આંખ મીંચી ચાલતા વાયુની
ઠોકર વાગતાં,
ભરનીંદમાં
કોઇ વસંતી સ્વપ્નમાં
ખોવાયલી,
નાજુક કળીની આંખ ઉઘડી
ને......
અચાનક
પાનખર આવી ચડી.

## હવા

ચોર પગલે
બારીથી ઘરમાં પ્રવેશી,
મેજ પરની
ફૂલદાનીમાં
બધાં મુરઝાયેલાં ફૂલો નિહાળી
પગ પછાડી,
બારણાં ખખડાવતી
ચાલી ગઈ.



# શશિશિવમ્

## રાગ

ગ્રીષ્મની મધ્યાહ્નની આ આગ
તે મુજ પ્રેયસી કેરા હૃદયનો રાગ!
લખલખી ધરતી રહી કેવી ય ચારે પાસ!
ને દૂર જે દેખાય જળ
એ તો ધરાઅંતર રહેલા ભેજની જ વરાળ!
આખી ય ધરતી પર અકેલો
દોડતો ને હાંફતો
જે તૃષાવ્યાકુલ પેલો મૃગ,
શું એ જ મારો પ્રણય?

## પાગલ લૌ

મેરે આંગનકે કોને
જલતે ઇસ દીપકી
યહ પાગલ લૌ
તુમ્હારી લગનમેં ડૂબી
તુમ્હારી હી આહટકા એહસાસ પાકર
પુલક સે સિહર ઊઠતી હૈ
ઔર ઝુક કર
સુખ આલોક છલકા દેતી હૈ
યહ જાનકર ભી
કિ તુમ નહીં આઓગે...!
પગલી હૈ ન,
મેરે આંગન કે કોને,
જલતે ઇસ દીપ કી યહ લૌ...?

## તુમ્હારી પાતી

પ્રાણ !
તુમ્હારી પાતી કે,
યે અક્ષર...!
ઉંગલિયોં કે પોરોંસે,
મુઝકો છૂ જાતે હૈં.
પાતીકી યે પંક્તિયાં
અનન્ત લહરોંકા સાગર બન
દૂર...દૂર...તક લહરા ઉઠતી હૈં !

ઉસ અથાહ જલરાશી પર
મૈં સુનતી હું આવાહન
માનો દિશા દિશા સે
તુમને મુઝે
પુકારા હૈ મોહન !



## રાજેન્દ્ર શાહ

### તું નહીં તો

તું નહીં તો પ્રિય !
નિખિલ સૃષ્ટિ આ તેજછાયાનું કર્બુર ચલચિત્ર
રેખા નહીં, આકૃતિ યે નહીં, ન પિછાન
ક્ષુબ્ધ મેંગમલનો યોગમ અહીં વ્યાપ્ત
એક ઘેરો ઘુઘવાટ,
શબ્દ નહીં, ટહુકોયે નહીં, નહીં ગાન
નયન કેવલ તને લહે ઢૂંઢી રહે,
હૃદયે કેવલ તવ નામ ધૂન રહે.

કહીં છો તું ? પ્રિય !
રણરેતની લહરમહીં નહીં કેડી
અહીં મન અટવાય,
શૂન્ય શૂન્ય ક્ષિતિજની હિજરાય
ક્યારેક તો
આશંકાની ગગન ભરીને ઘોર ડમરીયે વાય.

આર્ત ઉર–
–કેરો તવ કર્ણમહીં ગુંજરે છે સૂર ?
હે સુદૂર !

તને પામીને તો
ફરી પામીશ હું ખોવાયેલ મને
ખોલ મૃદુ સ્વને

કહીં છો તું ?...પ્રિય ! કહીં ?
કહીં ?

## નિંદર ભૂલ્યાં નયન

મારાં નિંદરભૂલ્યાં નયનઃ
તિમિરની તરુડાળથી કરે
અગનકુસુમ ચયન...

વેદનાઝીણી કાંટ રે કંઇક વાગે,
મરમે એની પીડની જલન જાગે,
મન વીંધું પરિમલની પાંખે
દૂરનાં કરે ડયન...

મારાં નિંદરભૂલ્યાં નયનઃ
સ્વપનમય કો પરશ વિહિન
વિકલ એને શયન...

એકલને એકાન્ત અબોલ રાગે,
પલકશિથિલ પાંપણુ કને જાગે,
વલખે જેને કાજ, ન એનું
જણાય ઓરું અયન...

પ્રદ્યુમ્ન તન્ના

## વિજન કેડો

આવનજાવન જહીં રે ઝાઝી
ધોરી એવે મારગ જાવા મનડું મારું લેશ ન રાજી
હાલ્યને વાલમ !
સૈંયે આપણ દૂરની ઓલ્યી કોતર કેરો વિજન કેડો !

ધાણીય વેળા ગૈ'લુ ત્યાંથી, એકલી ને સૈં' સાથ
કળણ વળણ ઓળખું એવા જેવો નિજનો હાથ
ને ઘાઇ એવી નથ નેસ જાવાની હજી તો અરધો દન પડે લો !
હાલ્યને વાલમ !
સૈંયે આપણ દૂરની ઓલ્યી કોતર કેરો વિજન કેડો !

આવળ, બાવળ, ખડચાપાના ફૂલડાંનો નહીં પાર,
ચ્હાય તે ભરજે ચૂલ, હું યે તે ગૂંથીશ તું ને હાર.
ગંધની મીઠી છોળ મંહી કાંઈ રમશે ઓલ્યો વાયરો ઘેલો !
હાલ્યોને વાલમ !
સૈંયે આપણ દૂરની ઓલ્યી કોતર કેરો વિજન કેડો !

આકડા ભીડી ફરના કે સાવ સોડમાં સરી હાલું,
કાનની ઝાલી બૂટ ચૂમી લઈ મુખડું વાલું વાલુ,
કોઇ નહીં તહીં જળનારું રે નીરખી આપણ નેડો !
હાલ્યાને વાલમ !
સૈંયે આપણ દૂરની ઓલ્યી કોતર કેરો વિજન કેડો !

હેડળ વ્હેતા જળ આછા ને માથે ગૂંજતું રાન
વચલે કેડે હાલતા માગ કંઠથી સરે ગાન,
એકલાયે આમ ગોઠતું તહીં, પણ જો પિયા હોય તુ ભેળો–
હાલ્યને વાલમ !
સૈંયે આપણ દૂરની ઓલ્યી કોતર કેરો વિજન કેડો !

## ચન્દ્ર પરમાર

### ઊડે ગુલાલ કુમ કુમ !

આજ હું તો નાચું છમક છુમ છુમ !
મારા તે પાયના વાગે શું ઘુઘરા,
વીણતો પવન ઘુમ ઘુમ !
આજ હું તો..............

લીલાં પીળાં ધરણીનાં ફરકે પાથરણાં,
કંકુ વરણા પગલે હું છાપું ચાંદરણાં;
ઊડે ગુલાલ કુમકુમ—
આજ હું તો............

છાપ મારાં પગલાંની કિરણોથી ચૂમતો,
રંગ પી ને લાલઘુમ સૂરજ આ ઘૂમતો;
વર્ષી રહે તેજ રુમ ઝુમ—
આજ હું તો.........



## સુરેશ દલાલ

### આ શહેરમાં

ક્યાં સૂરજનું ઊગવું ને ડૂબવું
જિંદગી ગુજરી ગઇ છે બેખબર:
એવી સિફતથી
શબ અમે ઢાંકી દીધું
કે ખબર પડતી નથી
કે કાય આ કે છે કબર ?
આયુષ્યનો તો અંત અહીંયાં ક્યારનો આવી ચૂક્યો:
ક્યાંકથી વર્ષો ઉછીના લઇ અમે જીવી (?!) રહ્યા !

# નાથ હે

નાથ હે ! કશી સરળ તવ વાણી !
લોક આપની કરે વાત એ ભાષા નહીં પિછાણી ! –નાથ હે૦

તારલિયા તવ સાદ કરે તે પ્રિયતમ હે ! પહેચાનું :
તરુવર કેરા મૌન વૈભવે દિલડું બને દિવાનું.
પુષ્પ સમું ઊઘડીને અંતર દેશે સૌરભ લ્હાણી ! –નાથ હે૦

આંખોથી અણદીઠ રહીને કોણ કરે છે વાતું ?
ગુપ્ત ઝરામાંથી સરીને જગ જીવન છલછલ થાતું.
પલપલ એના અમૃત જેવા રહે નીતરતા પાણી ! –નાથ હે૦

હિમભૂમિના પંખી શા તવ ગીત ફરેની આશે
નીડ બાંધવા આવે ઊડી આ અંતરની પાસે.
પાગલ પાગલ થઈને ઝંખુ મોસમને મસ્તાની ! –નાથ હે૦

અનુ. સુરેશ દલાલ

# *સ્વાતંત્ર્ય પછીની કવિતા

આ વિષય એટલો બધો ગવાઈચવાઈ ચૂક્યો છે કે એના વિષે બોલવાનો ઉત્સાહ થતો નથી.

પ્રકાશકના સૂચિપત્ર જેવું ન લાગે તો ૧૯૪૭થી આજ સુધીમાં પ્રકટેલા વિશિષ્ટ સંગ્રહોની નોંધ કરીએ તો એમાં હરિસંહિતા, વિશેષ કાવ્યો, સપ્તપ્રયાણ, બારીબહાર ( સંવર્ધિત આવૃત્તિ ), પુનરપિ, યાત્રા વસંતવર્ષા, અનુભૂતિ, વિશેષાંજલિ, તુલસીદલ, ધ્વનિ, શ્રુતિ, છંદોલય, પરિક્રમા, સિંજારવ અને દીપ્તિ, પ્રતીક અને અશબ્દ રાત્રિ, નમેલી સાંજ અને ઉદ્ગાર, પ્રસૂન અને મર્મર, આસવ અને પ્રત્યંચાને ( બીજા કોઈ રદ કરે એ પહેલાં ખુદ એના સર્જકે જ ‘ઉપજાતિ’ રદ કર્યો છે એટલે ગણાવતો નથી ) મૂકી શકીએ. આ ઉપરાંત ગ્રંથસ્થ નહીં થયેલી પણ છૂટાંછવાયાં સામયિકોમાં પ્રકટ થયેલી નામી-અનામી કવિઓની કેટલીયે રચનાઓ; આ બધાંની–વૃક્ષોની ગણતરીમાં વનશ્રીનું સૌન્દર્ય જોયા વિનાનું રહી જાય એ બીકે યાદી આપતો નથી.

આજને તબક્કે ‘હરિસંહિતા’નો વિચાર કરવાનો ન હોય; કવિની આ મહત્ત્વાકાંક્ષી રચનાનું પ્રકાશન મોડું થયું એટલું જ; બાકી એને અદ્યતન કવિતા સાથે સીધો કે આડકતરો સંબંધ નથી.

સ્વાતંત્ર્ય પછીની કવિતાની વાત કરીએ એટલે સ્વાભાવિક રીતે જ અદ્યતન કવિતાની આંખ જેવા રાજેન્દ્ર અને નિરંજન સાથે સૌ પ્રથમ દૃષ્ટિ મળ્યા વિના રહેતી નથી. ઉમાશંકર–સુન્દરમ્ યુગના કવિઓની કેડી પર આ કવિઓએ કદમ માંડયાં ન માંડયાં ત્યાં તો તેઓ પોતાની કંડારેલી કેડી તરફ વળી ગયા. બાલમુકુન્દ, વેણીભાઇ અને મકરંદ; પ્રિયકાન્ત, હસમુખ અને નલિન; ઉશનસ્,

આજ લગીનો વિકાસ છે એવો વિકાસ એ યુગના અન્ય કવિઓએ હજી લખવાનું બંધ નથી કર્યું તોયે કોઈનામાં દેખાતો નથી.

રાજેન્દ્ર-નિરંજનની કવિતામાં જ આજની કવિતા સમાઈ અને સમેટાઈ જાય છે એવું કશું નથી. આ બન્ને મુખ્ય કવિ હોવા છતાં પણ એમની સાથે સાથે બાલમુકુન્દ જેવા સાચા કવિ છે. આજની કવિતા પર ભલે બાલમુકુન્દ છવાઈ ગયા ન હોય પણ એમના જેવા pure poet (એટલા માટે કે એમની કવિતામાં કવિતા સિવાયના પદાર્થની ભેળસેળ નથી થતી અને જો કદાચ થતી હોય તો અન્યના મુકાબલે નહિવત્)ને પામીને કોઈ પણ યુગ ધન્યતા અનુભવે.

જેમની પાસે પૂરતા વૈવિધ્યવાળાં ગીતો ઘણાં છે એવા વેણીભાઈની વાણીનો ઝાક, નિરંજનની છાયા ઓઢીને પગલીઓ પાડતા હસમુખ અને નલિનની ઉક્તિનું લાઘવ; વર્તમાન પરિસ્થિતિનો તાગ લેતી પ્રિયકાન્તની દૃષ્ટિ તથા નવાં નવાં પ્રતિરૂપો અને પ્રતીકો દ્વારા થતી અણિયાળી રજૂઆત; સાવ સૂકું પાન પણ ન ભાંગે એવી હળવી ચાલના નજાકતભર્યા હરીન્દ્રનાં પ્રેમકાવ્યો તથા નવીનતા માટે અત્યાગ્રહથી સૂઝતી અને ઝઝૂમતી શેખ અને સુરેશ જોષીના જૂથની કવિતા—આ સર્વથી આજની કવિતાનું વ્યક્તિત્વ ઘડાતું જાય છે.

જુદા જુદા પ્રવાહોથી પુષ્ટ થયેલી આજની કવિતા વાચાળ વિશેષ છે પણ આગલા યુગની કવિતા જેવી ભાષણખોર નથી. આજના કવિ પર ગાંધીજી, રવીન્દ્રનાથ, અરવિંદ ઈલિયટ અને ફ્રોઇડની વત્તી-ઓછી અસર હોવા છતાંયે એના પર સવિશેષ અસર તો કવિતાની જ છે; અને એટલે જ સમાજે નક્કી કરેલા આદર્શોનો ready made ઝંડો ઝાલવાને બદલે કવિતાને ઉપકારક થવા માટે એ વધુ પ્રયત્નશીલ રહી છે. ગાંધીયુગના કવિઓ ગાંધીવાદ–સામ્યવાદ–એવા કોઇ કોઇ

વાદની પેઢીઓ નવને વાનના જ્યારે આજનો કવિ એ બધા આવરણોને અળગા કરીને પ્રમાણમા વધુ ને વધુ સ્વતંત્ર, સ્વાયત્ત અને કવિતાનિષ્ઠ થયો છે પંક્તિઓનો પથારો આ પહેલાના કવિઓ કરતા આજનો કવિ પ્રમાણમા ઓછો કરે છે અને પરિણામે રચનાઓ ઘૂંટાયલી, સ્નાયુબદ્ધ અને દૃઢ આકારવાળી પ્રાપ્ત થાય છે જોકે આજના કવિમા નાના કાવ્યો લખવાની ગુંજાયશ નથી અને બહુ બહુ તો એ આગણમા ઘોડો દોડાવી જાણે છે એના આપણો પણ અવારનવાર થતી આવી ચર્ચાવિચારણાઓમા ઘણા છે પણ શાંતિથી વિચારીને એમ નહી કહી શકીએ કે મેદાનમા નાટકના ઘોડ દોડવુ એના કરતા આગણામા તો ભલે આગણામા પણ આવા ઘોડા પરની સવારીની મોજ મનોખી છે

આજનો કવિ prescribe કરવાને બદલે dramatize કરે છે

પથ્થી ઉઠ ગે ઉપદેશ માનવી
હું માનવી માનવ થાઉં તો ઘણું

સવાર કુંજ મ ભરે શકરા સહિમા બાજથી
ન એક અનુરાગીએ હ્રદય જ પાગરે માનવી !

અથવા

ઘરે ઘરે વીર ગાથા જ્યારે બાજે ભાંગે યુદ્ધ –

આવું બધું prescribe કરવાને બદલે આ યુગના કવિની અભિવ્યક્તિની કલા જુઓ

બુદ્ધ ને મહમ્મદ
ઇશુ સૉક્રેટિસ ને ગાંધી
આવ્યા ને ગયા અમારાજલિ ચાલી !
અને તોયે આપણે તો કોરા કટ !

'સૈકાઓ સુધીના
પ્રજાઓના પરિશ્રમથી અને તપથી
પ્રગટેલી મહામૂલી સંસ્કૃતિની
ક્યારેય સર્જાશે ખરી ચિરંજીવ સલામતી ?
મોડી રાતે–
ગોબાયલા વાસણને ટીપે જેમ કંસારો
એમ–
સો સો હથોડાની શિરોવેદના સાથે
પડતો હું પથારીમાં,
સૌ ગયું જંપી !
રાત્રિના નીરવ એકાંતમાં
માત્ર બેજ રહ્યાં કંપી :
હૈયું ને ઘડિયાળ !
ધબક......ધબક......
કટ.........કટ.........
ધબક કટ !"

બાલમુકુન્દ દવે ( કવિતા ૫૭–૫૮–૫૯ )

'પ્રેરણા'ને નામે આજનો કવિ છેતરાતો પણ નથી અને છેતરતો પણ નથી. આજના કવિની કવિતા પ્રત્યેની સાધના સભાન છતાં એ આરાધના હંમેશાં યાંત્રિક નથી બનતી એ ખુશનસીબીની વાત છે. આ કવિ એટલું તો પામી ગયો છે કે કવિતા એ રહસ્ય છે તો પણ એ ગુપ્ત રહસ્ય નથી; ઉઘાડું રહસ્ય છે. આ સભાન અને અભાન ચેતનાના સંગમતટેથી જ કવિતાનો જન્મ થતો હોય છે.

આજના કવિને કવિતાના પ્રાણ સાથે ઝાઝી નિસ્બત હોવા છતાં એ કવિતાના દેહના સૌન્દર્યની અવગણના નથી કરતો. આજની કવિતામાં 'રૂપની શોભા અને શણગાર' પણ છે અને 'અંતરની આરત' પણ છે.

આમ, આજની કવિતા અભિધાની ધરતી પર આરોહનાને મહત્વે વિરમે છે વ્યંજનાના વ્યોમમાં !

—તો શું આજની કવિતાને કોઈ મર્યાદા જ નથી ? એવું તો છેક કેમ જ હોય ?

વધુ પડતી સંકુલતા સિદ્ધ કરવામાં ક્યારેક આજની કવિતા દુર્બોધ થઈ જતી હોય છે નખશિખ સુધી હોવી જાય એટલી હદે બાહ્ય–ટાપટીપ પણ થતી હોય છે ‘શબ્દોની મોતામાંગિના નીચે’ કવિતા કચડાઈ પણ જતી હોય છે

કથનને કૌંસમાં મૂકવાથી જ કવિને ultra modern poet નું label મળશે એવી કેટલાકની માન્યતા અને એને પરિણામે કૌંસમાં નાખવાની પદ્ધતિની fashionનો અતિરેક જોવા મળે છે

—ગીતને નામે ગાયનો પણ ઘણા લખાતા રહે છે

પરંપરિત અને ચતુરક્ષરીના અવનવીન પ્રયોગો થયા તેવા [illegible] ભાષા માટે કોઈ ભગીરથ કાર્ય થયું છે ખરું ?

નવી કવિતાને વખોડવામાં કેટલાક ‘ગોડફાધરે’ જમાવેલી અસત્યમય આક્રોશવાએ પણ ભાગ ભજવ્યો છે છંદની ફ્રાન્ટને પરિણામે નહીં પણ છંદની અણઆવડતને ઢાંકવા કેટલાક કવિઓ લયબદ્ધ ગદ્યને નામે prose poems તરીકે પણ વટાવ્યા છે નવીનતા અને કવિતાની સમતુલા નથી સચવાતી ત્યારે કેટલાક પ્રયોગો હાસ્યાસ્પદ પણ લાગે છે

આ બધી નવી કવિતાની મર્યાદા હોવા છતાંયે ૧૯૪૭ પછીના પ્રસ્થાનો આગલા કોઈપણ યુગમાં ન થયા હોય એવા વિવિધતાભર્યા અને ભરી ભરી શક્યતાઓવાળા છે

આ બધાં પ્રસ્થાનો પરિપક્વતા તરફ પહોંચ્યાં છે કે નહીં–કે કયું પ્રસ્થાન પહોંચશે અને ટકશે–એનો નિર્ણય કરવા માત્ર પંદર વર્ષનો ગાળો બહુ ટૂંકો પડે.

પણ સ્વાતંત્ર્ય પછીના યુગને કાંઈ કહેવાનું હોય તો તે કોઈ પણ પ્રકારની અતિશયોક્તિ વિના આટલું તો નિઃસંકોચપણે કહી શકે:

> ગર્ભમાં રહેલા બાળકના બીડેલી આંખો
> માતાના ચહેરામાં ટમકે,
> મારા અસ્તિત્વમાં એમ કાવ્ય ચમકતું તમે
> જોયું છે ?

૧-૧૨-૬૨ (ઉમાશંકર કવિતા–૫૭–૫૮–૫૯)

સુરેશ દલાલ

'પ્રેરણા'ને ઉપક્રમે યોજાયેલા સંવિવાદમાં વાંચેલું.

સુરેશ દલાલ

## ઝરૂખે

સાજને ઝરૂખે જ્યારે ઝૂકે છે રાત
ત્યારે મારે ઝરૂખે હું તો ઝૂકું.
આવે છે યાદ મને એવી શી વાત
કે આંખોમાં બુંદ એક મૂકું !

પડી જાતાં વાયરે વણઊગ્યાં આંસુના
બોજનો લાગે છે ભાર ભારે,
થઈને હતાશ મારાં એટલાં શમણાંને
કનડે છે કેમ વાર વારે ?
આઘે રહીને મને સાજન સતાવે
જરા આવે તો કોઈ પૂછું !–સાજને૦

ઘેરા અંધારકેરા પડદા ઢળે ત્યારે
નીંદર પણ ઓથ નહીં આપે,
(નીંદરને ઝાઝું શું કહીએ જ્યાં પોતીકાં
આપેલાં વેણને ઉથાપે ?)
જાતી વેળાએ તમે જોયું'તું એમ
કે દીધેલ કોલ નહીં ચૂકું !–સાજને૦



રાજેન્દ્ર શાહ

## તારી મ્હેક

વ્હાલા તારી વગડે વને વાય રે મીઠી મ્હેક:
મ્હેકથી ભરાય છાતી,
ને ડોલવાય રે ગાતી ગાતી,
ને કંઇ લ્હેરની લેવાય ટેક:
વ્હાલા તારી વાય રે મીઠી મ્હેક.

આયખું લેતી આવરી ને તોય કેટલે રે જોજન?
પળ મળ્યાંનો લ્હાવ
ને પાછળ વિરહની કંઇ રાવ
માયાળુ હરખે રડે મન:
ઓરી તોય કેટલે રે જોજન?

નેણુની પાંપણુ પાંદડીને જુઇ-શમણું અડી જાય;
સાવ સુંવાળે હાથ
જાણે કે વાયરે લીધી બાથ.
ઝીણેરા કંપમાં ડોલે કાય:
એવું જુઇ-શમણું અડી જાય.

## સુરેશ દલાલ

### ઝરૂખે

સાજને ઝરૂખે જ્યારે ઝૂકે છે ગાત
ત્યારે મારે ઝરૂખે હું તો ઝૂકું.
આવે છે યાદ મને એવી શી વાત
કે આંખોમાં બુંદ એક મૂકું!

વહી જાતાં વાયરે વણવરસ્યાં આંસુનાં
ભેજનો લાગે છે ભાર ભારે,
થઈને હતાશ માગ બેઠલાં શમણાંને
કનડે છે કેમ વાર વારે?
આઘે રહીને મને સાજન સતાવે
જગ આવે તો કોઈ પૂછે!–સાજને૦

ઘેરા અંધારકેરા પડદા ઢળે ત્યારે
નીંદર પણ ઓથ નહીં આપે,
( નીંદરને ઝાઝું શું કહીએ જ્યાં પોતીકાં
આપેલાં વેણને ઉથાપે? )
જાતી વેળાએ તમે જોયું'તું એમ
કે દીધેલ કોલ નહીં ચૂકું!–સાજને૦



## રાજેન્દ્ર શાહ

### તારી મ્હેક

વ્હાલા તારી વગડે વને વાય રે મીઠી મ્હેક:
મ્હેકથી ભરાય છાતી,
બ્હે કલવાય રે ગાતી ગાતી,
ને કંઇ લ્હેરની લેવાય હેક:
વ્હાલા તારી વાય રે મીઠી મ્હેક.

આયખું લેતી આવરી ને તોય કેટલે રે બેજન?
પળ મળ્યાંનો લ્હાવ
ને પાછળ વિરહની કંઇ રાવ
માયાળુ હરખે રહે મન:
ઓરી તોય કેટલે રે બેજન?

નેણુની પાંપણુ પાંદડીને જુઇ-શમણું અડી જાય;
સાવ સુંવાળે હાથ
જાણે કે વાયરે લીધી બાથ.
ઝીણેરા કંપમાં ડોળે કાય:
એવું જુઇ-શમણું અડી જાય.

## ગુલાબ

ગુલાબનું રૂપસુગંધ કર્ષણુ...
લેવા જતાં કંટકડંખ અંગને
લાગ્યો, અનુકંપનમાંહિ વેદના
વહી ગઈ રોમવિલોમ સત્વર.

વીંધાયેલી ને રગ બિંદુ રક્તનાં
ઝગી રહી, ને કર સ્હેજ પાછો
વળ્યો ત્યહીં સ્વૈર ભમંત વાયુની
વાજે ઉપાલંભની હાસ્ય-મર્મર.

ગુલાબ મારી રતિનું પ્રતીક તે
ઉત્ફુલ્લ ન્યાળે અનિમેષ આર્જવે.
ને વેદનાથી પરિસ્રુત, હું સુણું
આનંદનો અશ્રુત બોલ માર્દવે.

રહી લઈ કંટક–સંગ–ડંખને:
પામી રહું પુષ્પિત રૂપગંધને.



# મધમાખીની જેમ સંચય કરો



| રોકાણના પ્રકારો | વ્યાજનો દર ટકા |
|---|---|
| ૧ ૧૨ વર્ષીય રાષ્ટ્રીય યોજના બચત સર્ટિફિકેટો | ૫.૪૧ |
| ૨ ૧૦ વર્ષીય ટ્રેઝરી બચત ડિપોઝીટ સર્ટિફિકેટો | ૪.૦૦ |
| ૩ ૧૫ વર્ષીય એન્યુઇટી સર્ટિફિકેટો | ૪.૨૫ |
| ૪ ટપાલકચેરીની બચત બેન્કનાં ખાતાં | ૩.૦૦ |
| ૫ ક્યુમ્યુલેટિવ ટાઈમ ડિપોઝીટ યોજના — પંચવર્ષીય ખાતું | ૩.૩૦ |
| દશવર્ષીય ખાતું | ૩.૮૦ |
| પંદરવર્ષીય ખાતું | ૪.૩૦ |



## નાની બચત

યોજનામાં નાણાં રોકી સમૃદ્ધ બનો

(ગુજરાત રાજ્યના માહિતી ખાતા દ્વારા પ્રકાશિત)

# કવિલોક

'કવિલોક'નું દ્વૈમાસિક પ્રકાશન

સંપાદક મંડળ
રાજેન્દ્ર શાહ
રમેશ જાની
જયંત પારેખ
સુરેશ દલાલ



લવાજમ ભરવાનાં સ્થળ
કવિલોક, ૩૮૦, ગિરગામ રોડ, મુંબઇ ૨
મેસર્સ એન. એમ. ત્રિપાઠી પ્રા. લિ., પ્રિન્સેસ સ્ટ્રીટ, મુંબઈ ૨
શ્રી. પનાકિન્ ઠાકોર : મે. ઠાકોર બ્રધર્સ, જરમન સીલ્વર માર્કેટ
રતનપોળ, અમદાવાદ

શિવકુમાર જોષી : C/o સુદર્શન એન્ડ કં.
૧૨, પોર્ટુગીઝ ચર્ચ સ્ટ્રીટ, કલકત્તા ૧

મેલ ઓર્ડર સર્વીસ નહેરુ રોડ, વિલેપાર્લે, મુંબઇ ૫૭



લવાજમ
દેશમાં રૂપિયા ચાર પરદેશમાં શિલિંગ આઠ : છૂટક નકલના સિત્તેર નયા પૈસા



મુદ્રક અને પ્રકાશક : સુરેશ પરસોતમદાસ દલાલ
મુદ્રણ અને પ્રકાશન સ્થાન : લિપિની પ્રિન્ટરી, ૩૮૦ ગિરગામ રોડ, મુંબઈ ૨

# કવિ લોક

પુસ્તક ૬ : અંક ૩૨

ભાદ્રપદ ૨૦૧૮



નલિન રાવળ


## એ

એ

કૂખે ફૂલ થઈને ફૂટે

એ

એ જ ફૂલના પ્રાણ મહીં હળુ ખીલતી કળીના મુખને ચૂમે,

એ

એ જ ફૂલમાં ફરતાં મરણ મહીં જઇ પોઢે,

ફરી

તારકના છંદ મહીં લય પામ્યા ગીતના પડઘાઓ પ્હેરી;

એ

ફરી સુંવાળી એક સ્હવારે ફૂટે.

•

## સિતાંશુ યશશ્ચંદ્ર

### મળે તો મળે

ફ્રેમમાં મઢેલા ફોટોગ્રાફ જેવો
હું ઝડપાયેલા સ્મિતમાં સદાયે મગ્ન રહું છું.
ખંડમાં તો કૈંક કૈંક થાય છે
વાર્નિશનું ઊડી જવું ને ફર્નિચરનાં મોં પડી જવું,
ધોળાશનું ટ્યુબ થઈ આકર્ષક ઝળકવું ને ધોળાશનું ગરોળી થઈ
પૂર્વ યોજિત ત્યાં લપકવું.
સેકંડના કાંટાનું ડાયલના દરેક આંકાને ફંફોળવું
કંઈ યે ન પામવું – આગળ વધવું–ને પાછું એ જ
આંકડાઓ પર
ફરી, ફરી, ફરી, ફરી, ફરી .. ..
બસ, રે બસ, રે બસ.
મારી એક પણ મુખરેખા સ્વેચ્છાએ ફરકી જ નથી શકતી.
ને, જો કે વિવિધ રંગોથી ચીતરાઈ ગઈ છે,
છતાં મારી આંખો એક પણ રંગને પરખી જ નથી શકતી.

હવે તો,
ભૂખી ઊધઈના પ્રબળ રેહરસના બળે ?
જરીક નવી ગતિ

જરીક નવો આકાર
મળે તો મળે.

પાણીડાં

સૂનાં નેણુલે તે સોણલાં જગાવો રે
પાઓ રે તરસ્યાંને પરબે પાણીડાં.
સૂનાં સોણલાંને સોને તે મઢાવો રે
પાઓ રે તરસ્યાંને પરબે પાણીડાં.

તડકે નીતરતાં ખેવડ નેવલાં રે,
એવાં વેદનાનાં આભલાં વૈશાખ...
સૂને તે સીમાડે નાખી ટેલ રે
એના પડઘા વેરાયા લાખ લાખ...
વેરાતા પડઘાને હળવે સાંભરો રે
પાઓ રે તરસ્યાંને પરબે પાણીડાં :
દેવનીરે નેવલાં છલકાવો રે
પાઓ રે તરસ્યાંને પરબે પાણીડાં.

•

## આદિલ મન્સૂરી

ગઝલ

જવાની તો ઘડી કે બે ઘડી છે
છતાં ડગલે અને પગલે નડી છે.



કદી મંઝિલમાં ખોવાઇ ગયો છું
કદી રસ્તામાં મંઝિલ સાંપડી છે.

સવારે ફૂલ ભીંના જોઈ લાગ્યું
અહીં આકાશની આખી રડી છે.

તું બોલાવ્યા વગર આવે તો સારું
મને તારી જરૂરત તો પડી છે.

અધર આ સુર્ખ જાણે વેલ કોઈ
અને આ હોઠ જાણે પાંખડી છે.

ગઝલનો 'ગ' ફક્ત ઘૂંટયો છે 'આદિલ'
હજૂ બાકી કવન બારાખડી છે—



## ચંદ્રકાન્ત શેઠ

### ઝણક્યા કરે ઝવાર!

ઝણક્યા કરે ઝવાર!
કિરણ કિરણથી ઝીણું ઝીણું
ઝમતો રે' ઝણકાર!–
ચગે હેલ્લે પેર ગગનને સરવર, એની વાણી
પડઘાતી ધરતી પર મીઠા તડકામાં રૂડી માણી,
પલે પલે શું ભીતર ફૂટે કૂંપળ-કળી હજાર!–

ચોગમ ફરતી ક્ષિતિજપાર તારક-ઘંટડીઓ લટકે!
પવન બજાવી હળવે હળવે રમતો મોહક મરકે!
પતંગિયા ને ફૂલનો મનની ડાળ ડાળ નહિ પાર–

હૈયે જાણે હરેક પંખી આવી આવી બોલે!
ફિડી ભીતર હવા મહીં શા રંગધનુષો હેરે!
પલકે પલકે નવી પરી ઝબ લે ભીતર અવતાર!–

## ક્યાંય જાય ના રાત

એકલ મુજની આંખ
તજીને ક્યાંય જાય ના રાત.

સૂરજ ઊગે તોય આંખમાં ઘૂવડ બેઠું જાગે,
મારી છાયા મહીં પ્રેતનો પગરવ જાણે લાગે!
ભૂતકાળ તો સુપ્ત વિહગ શો મુજશું કરે ન વાત!

હર પલકારે અંધકારનાં રજકણ દગને વાગે,
સૂનકાર પણ બોકણુ, મારી સોડ નહીં એ લાગે,
અડે કલ્પના મુજ તે પે'લાં ભાંગી જાય પ્રભાત!–

તારાકણીઓ ખૂંપી જાણે ભીતર હજુય ખૂંચે!
વર્તમાન ઘૂંઘવાતો ધીકે, કરવું શું–ના સૂજે!
ચીમળાયા ફૂલ સમાં માહરાં જીવન,ધરા ને આભ–

•

## ગીતા પરીખ

### ક્ષણ-ઝરૂખે

ક્ષણ-ઝરૂખે અનંત ઝૂકે
(ને) ડોકાય નિસીમ સીમે,
સાવ ઝીણા મારા કકમાયે હરિ
રણકે ધીમે ધીમે

કાયને માની સાવ નકામી
ફરવા જાઉં દૂર,
ત્યાંય હરિના પદસંચારે
ધબકે નાનું ઉર.

વિશાળ આવા જગમાં લાગે
જીવવું સાવ નિસાર,
ત્યાંય સૂકાયલ ખેતરમાં એ
વરસાવે જલધાર.

જગતમાંહી ના માય એવી છે
વિરાટ એની કાય,
તોય હરિવર માહરો ક્યાંથી
કણુકણેય લહાય ?!



## હેતને હેલે

આંબાવાળી વાવને કોઠે
એકલી મુને જોઈ, ઘણું યે ટાળતી તોયે,
અડકચો ભીના હોઠથી હોઠે.
હેતને હેલે આમ તે, ભૂંડા, થાય ?
ગભરુ મારે કાળજે એની કેવડી લાગી લાય !

ડાળીએ બેઠી કુવેલની યે આંખમાં કેવો ખાર !
કોઈની છાની વાતનો છડી કોઈએ એણે
મન મેલીને જગવ્યો રે ટહુકાર.
ડગલું દીધું જાય ન, કાંપે કાય;
ગભરુ મારે કાળજે, ભૂંડા, કેવડી લાગી લાય !

માંજર કેરી મ્હેકને જાણે પોશ ભરીને પીધી
તરસ્યા ઘણા વાયરે ને કંઇ મોજને મિજાજ
ભમતાં એણે વગડાની વાટ લીધી;
વાંસળીને બોલ સીમને ગગન વાય;
ગભરુ મારે કાળજે, ભૂંડા, કેવડી લાગી લાય !

ઘરમહીં પણ લાગતું હું છું વાવને કોઠે:
તું ય તે છાને પગલે આવી
હોય ભરાયો આટલામાં કોઇ ઝાડની ઓથે.
નેણને ખૂણે નજરું શી અકળાય !
ગભરુ મારે કાળજે, ભૂંડા, કેવડી લાગી લાય !

## પત્ર

૧

તવ અક્ષરને જ આહિ તો
  જલભાને દગ ચૂમું હું, પ્રિય !
કરમાં કર, હોઠ હોઠ શું
  કવ હૈયા થકી ભીડશું હિય ?

અળગા સ્થલમાંહિ, કાલનું
  વધતું અંતર હૈ ક્ષણે ક્ષણે.
પણ એમ જ દૂર દૂરની
  મળવાની પળ આવતી કને.

તું હિ તું મુજ સર્વ કર્મમાં
  રહી પ્રસ્પંદિત હે છ પ્રેરણા;
પણ તું પર સર્વથી અને
  ઝૂરતી એકલ મારી એષણા.

દગસુખના શબ્દને, પ્રિય !
  સ્વ હૈયા થકી ભીડશું હિય ?

૨

તું દૂર
તો
સંતત સંગ તારો
ગોરંભતા સંસ્મરણોથી સંવૃત.

રે કિંતુ
સાન્નિધ્યની ઝંખના મને
જેથી
તને ભૂલી શકું હું
નિભૃત

—રાજેન્દ્ર શાહ

## એલીઝાબેથ જેનીંગ્સ

### રાતે

તાકી તાકી મોડી રાતે બારીની હું બ્હાર નિહાળું !
તારલિયા પર પડે નજર
પણ કાંઈ કશું દેખાય નહીં;
ને ટ્રેઈનોનો અવાજ
તોયે સ્પષ્ટ કશું સંભળાય નહીં !
જાગૃત રહેવા મથું છું
એથી મનમાં મારા ફરું છ પડખું !
–પણ ત્યાંયે હું પૂર્ણપણે નહીં !
મારો જે કંઇ અંશ...
એ તો ઘેરા અંધારાના દશ્યમહીં
...ત્યહીં !

–નો હું જે કંઇ રહું વિચારી
એમાં મારો અંશ કેટલો ?
ને મારો એ અરે કેટલો અંશ
જ્યારે હું તો અનુભવીને પામું છું રે
કંઇ કેટલા દંશ ?
તારલિયા પર મીટ માંડીને બેઠેલી આ આંખ:
એની સીમા કહો લગી ક્યાં ?
જે કંઈ ચિંતન કરી રહું હું
એ પર મારી કોઇ લગામ ?
કે મારી આ દષ્ટિ ઉપર
રહ્યો . કોઈનો દોરદમામ ?

વળી વળી હું વિચરું મનમાં.
દિવાલની છતને જેની હું જોઈ શકું
પણ પુરેપૂરી શકું ન માપી!

ને જેને હું પ્યાર કરું છું
એ તો આ ગગનની જેમ જ બ્હાર રહ્યાં છે!
તાકી તાકી
જોયા કરવા ઘણું ગમે છે,
ને ન્યાળું છું ત્યારે એવું થાતું:
એકાદા અણુસારે સ્હેજે મનમાં એને આણું:
કે અંતરિયે લાવી એની સાથે કરશું વાતું.
પણ હું જેવા કરું વિચારો એને વિષે
વિચાર એ સૌ
એની સાથનો મારો છેદ ઉડાડે!
અને હવે હું
શૈયામાં જ્યાં ફેરું છું પડખું
ત્યાં તો સૃષ્ટિ
ફેરે છે પડખું બીજી બાજુ!

અનુ. સુરેશ દલાલ

•

અનુભૂતિ

## સુરેશ દલાલ

શિશિરમાં વરસેલા તડકો,
ધીકતા ધીમે જલની ધારા,
રણમાં ફાગણ
ને કણકણમાં ક્ષણમાં ફોરમના ફુવારા.
નીરવતાને હૈયે જાગી સૂર સૂરની સુષમા;
—તારી ઉપમા!

## રઘુવીર ચૌધરી

### ગીત

મારી ચોળીનો રંગ આજ ચુએ
સાંવરિયા ! આભલું છાનું છાનું જુએ.

ભાભી ગૂંથેલ મારી વેણીમાં અકળાતી
લટ આ ઊડવા આવે,
કરે અડપલું ફોરમ ખભેથી મારો
પાલવ ખેસવી જાવે.

કે મોયો સૂરજ મુજ આંખમાં આવે
સાંવરિયા ! મનડું ચાલ મારી ખુવે.
કે મારી ચોળીનો રંગ આજ ચુએ.

ધીમે ધીમે આ વાડ મારગને વાત કરે
અકળાતી લાજ જોઈ મારી,
હસે વનરાઈ તહીં કેવી ગુમાન ભરી
જોઇ જુવાન ચાલ તારી !

કે જરા ઊભો રે દૂર ના ફાવે
સાંવરિયા ! આ શો ઉતાવળો તું થે ?
સાંવરિયા ! આભલું છાનું છાનું જુએ.
કે મારી ચોળીનો રંગ રાજ ચુએ.



## કમલ વૈદ્ય

### સ્મૃતિ

નજર મારી લહે ગૂઢ કુંજ ને
જીવનનો કલશોર બહુ સુણી.
પણ ત્યહીં કહીંથી સ્મૃતિ તાહરી
હરી જતી મુજને મનમેડીએ!

મિલનને ઋજુ સ્પર્શ પ્રહર્ષમા
તન વિકંપિત, લોચનની દ્યુતિ–
થકી, સમુજ્જવલ અંતરને નભ
મધુર બોલ તણો પ્રગટે ધ્વનિ.

પ્રિય! સમાધિમહીં સુખલીન, ત્યાં
અતિથિ સાપ્રતના ચરણો પડે.
સરકીને સ્મૃતિ બંધથી આવતી
સહુની મધ્ય, ન કોઇ ગયું ડરી.

હૃદયને પ્રસતી રહી શૂન્યતા :
લયચૂક્યા ધબકાર તણી વ્યથા



## જાને

જાને કૌન અવકાશોં સે
ઊતરતી
ઈન રાહોં પર જલતે
યે હો કંદીલ...!
ઇન સે ફૂટ પડતી
મુઝે અપને મેં બાંધ લેતી
યે રશ્મિયાં...!
ચક્રાકાર ઘૂમ ઉડતા
અસ્તિત્વ કા અણુ અણુ,
પ્રત્યેક સે આકાર લેતી
સંખ્યાતીત સૃષ્ટિયાં.
હર એક મેં
મુઝે ખોજને,
પા જાતે.
કિતને પરિપૂર્ણ
કિતને છલછલાતે તુમ...!

## ઓઝિલ પલકે

એકાન્ત ઉદાસી સે અંકિત
ઇન પલક કોરોં કો,

મૈંને દેખા નહીં !
પતા નહીં

એકાકી તીર સા—
ડૂબતે ચાંદ કે
ચંપઈ આલોક મેં
—તુમ્હારે એહસાસસે,
ઉમ્માસે બોઝિલ
ચુપ !
વે કૈસી લગતી હોગી ?



કાલ

જાય દોડી જાય નભમાં આ હરણ
આમ જમણી કોરથી ને
—આંખ મીંચાઈ જરા ઊઘડી ત્યહીં તો—
અન્ય પડખે ક્ષિતિજને ઠેકી જતા
ઓ જાય ત્યાં . ઓ જાય રે પેલા હરણ
આકર્ણ તાણી પણછને
પાછળ ધસે છે વ્યાધ ..

હ.

હરીન્દ્ર દવે

## પ્રથમ મિલન

વહ્યાં વર્ષો, આજે પ્રથમ રજનીનું સ્મરણ ક્યાં ?
મળ્યાં બંને પ્હેલાં તવ પ્રિય હજી બાળક હતાં !
અને મુગ્ધાવસ્થા તણું અકલ એ આવરણ ક્યાં ?
યુગોથી જાણે કે પરિચિત છીએ એમ જ થતું.

અચિન્તુ પૂછ્યું : 'છે સ્મરણ દિન કયો આજ?' પણ હું
તને, તારા મસ્તીભર નયનને નીરખી રહ્યો;
લઈ ચૂમી તારો કર મૃદુલ, કહ્યું : 'ભટકતો
પ્રવાસી પામી આ કર, કંઈક રસ્તા પર ચડ્યો !'

પરન્તુ આ શું – કે શરમથી ઝૂકયાં નેત્ર નમણાં,
અચિન્તા આ હોઠો સભય ફફડ્યાં, હૈયું થથર્યું.
ફરી ખેંચાયો ઘૂંઘટ શિર લગી, ને પુનરપિ
રચાયું એ પ્હેલા મિલન તણું વાતાવરણ ત્યાં.

વિમાસી રહેતો કે કઇ વિધ હું સંબોધન કરું,
લપાયું જે આ ઘૂંઘટમહીં હશે એ મુખ કયું ?



# શાન્ત, તપોદીપ્ત કાવ્યસુષમા

## ( શ્રી. ઉમાશંકર જોષીકૃત 'વસંતવર્ષા'નો પરિચય. )

ઉત્તમ કવિ, ગુણાનુરાગી વિવેચક, સફળ એકાંકીકાર, અર્ધસફળ વાર્તાકાર, નિષ્ફળ નવલકથાકાર તથા ઇતર સાહિત્યસ્વરૂપોમાં જેમની પ્રતિભાએ અનાયાસે વિહાર કર્યો છે એવા ઉમાશંકરનો 'વસંતવર્ષા' સાતમો કાવ્યસંગ્રહ છે,—'[illegible]'ના અનુવાદને પણ જો સાથે ગણીએ તો.

'વસંતવર્ષા'નાં પાનાં ફેરવતાં સૌ પ્રથમ ધ્યાને ચડે છે ગેયરચનાઓનો જથ્થો. પચાસથી પણ વધારે ગીતો કદાચ આ સંગ્રહમાં છે. આટલી બધી ગેયરચનાઓને વિગતે જોયા બાદ—અને કેટલીકને જ મળ્યા બાદ—મનમાં એક લાગણી એવી થયા વિના રહેતી નથી કે ગાંધીયુગના કવિઓમાં ગીતની બાબતમાં 'સુન્દરમ્'ને કોઈ ન પહોંચે. સંખ્યાદૃષ્ટિએ જેમણે ઓછાં ગીતો નથી લખ્યાં એવા ઉમાશંકર પણ નહીં. ઉમાશંકર પાસે ગીતો છે, અવનવીન ઉપાડને લીધે પૂરતું ગીત વૈવિધ્ય પણ છે, યાદ રહી જાય એવાં કેટલાંક ગીતો ઉમાશંકરે આપ્યાં હોવા છતાંયે એવું કહેવાનું મન થાય છે કે 'સુન્દરમ્'માં ગીતના સ્વરૂપની જે પરાકાષ્ઠા જોવા મળે છે એ પરાકાષ્ઠા ઉમાશંકરમાં જોવા મળતી નથી. લખ્યું નથી પણ લખાઈ ગયું છે એવી પ્રતીતિ સુન્દરમ્નું ગીત વાંચતાં થાય છે. ઉમાશંકર પાસે આવી પ્રતીતિ આપતાં ગીતો કેટલાં?—કદાચ, પ્રમાણમાં બહુ ઓછાં! સુન્દરમ્ પાસે છે લયની સરલ અને તરલ ગતિ, ઉમાશંકરમાં એવા લયમાધુર્યની છાકમછોળ ભાગ્યે જ વરતાય છે.

કવિ પ્રાસ માટે ક્યારેક વધુ પડતી ચીવટ રાખે છે તો ક્યારેક પ્રાસ પૂરવા તદ્દન બેદરકાર બની જાય છે. વધુ પડતી ચીવટ અને અનહદ બેદરકારી રચનાને કૃત્રિમ અને શિથિલ બનાવે છે. દા. ત.

> કેતકી, ના રે કરમાતી તું કેતકી
> આવી પહોંચશે જ એ, તું રહેજે રમા
>
> કે
>
> આભના સરોવરે ચાંદની રહી ઊછળી ;
> અમૃતના ઓઘ શે સમાશે એ લોચને?
> શોધું ઝરુખડે હું નેહભીંજી પાંપણો,

આમ, વધુ પડતી ચોકસાઇ કે બેહદ બેદરકારીની વચ્ચે કવિએ પ્રાસ પૂરતો કોઇ મધ્યમમાર્ગ સ્વીકાર્યો હોત તો ?

ગીતના ઉપાડમાં જેટલું લય વૈવિધ્ય ઉમાશંકર જાળવી શકયા છે એટલું લય વૈવિધ્ય ગીતના અંતરામાં તેઓ જાળવી શકયા નથી.

આગ્રો દિન ધોમ ધખ્યો, ખાખે અર્થાધ ખરો,
રાતે અંગાંગ ઝર્યો અમૃતનો દિવ્ય ઝરો;
ચાંદની પાધેલો પેલો મ્હેકે શો મોગરો.

ઝૂમી મધ્યાહ્ન તણી શોભા વૈશાખી,
બેઠો સમાધિમગ્ન નગ્નવેશ ખાખી;
ઊભી નિસ્પંદ સૃષ્ટિ શ્વાસ રુંધી રાખી.

•

અચિંત આ હૈયે જે દિવસોની વેદના
સભરા ભરેલ ત્યાં વિચારો જે ખેદના,
એનેય વર્ષવાના શાને હશે મના ?

આવાં ઘણાં ઉદાહરણો સંગ્રહમાંથી મળી રહેશેઃ—આવી એકવિધતા માત્ર ઉમાશંકરની નથી. મોટાભાગના કવિઓ આના ભોગ બને છે. આનું કારણ શું એ આપણે સૌએ વિચારવા જેવી વાત છે.

"સૂના આ સરોવરે આવો, ઓ રાજહંસ !" એવું લખનાર ન્હાનાલાલને ગીતના અંતમાં "હૈયાને સરોવરે આવો, ઓ રાજહંસ !"—એમ કરી સ્પષ્ટ ન કરે ત્યાં સુધી જંપ ન વળે. ઉમાશંકરને પણ ન્હાનાલાલના આવા વલણનો અજંપો વળગ્યો છે. નહીં તો આટલું બધું સ્પષ્ટીકરણ હોત ?

કોકિલ, પંચમ બોલ બોલો
કે પંચમી આવી વસંતની.
આતમ, અંતરપટ ખોલો,
કે પંચમી આવી વસંતની.

કહેવું પડે કે, કવિ, કોકિલાએ
કે પંચમી આવી વસંતની આ ?

સારગર્ભ કાવ્યનું વાતાવરણ જ આપમેળે વાચકને સ્પર્શી જતું હોય છે; નામ પાડીને એની નિંદા ન કરીએ તો પણ ચાલે.

'એક સમે ગોકુળ'માં ગીત આખું સ-રસ છે. શબ્દની નાદશક્તિનો પરિચયનો પણ કવિ આપણને પરચો આપે છે.

ઝરમર ઝરમર મેહુલો વરસે, વચવચ ઝબકે વીજ,
બાવરી ગોપીઓ આંખભરી વીનવે : 'કૃષ્ણ, હવે તો રીઝ,

આમાં 'વચવચ ઝબકે વીજ' એ પ્રયોગમાં વીજળીના અલપઝલપ ઝબકારાનો સાક્ષાત્કાર થયા વિના રહેતો નથી.

—પણ 'એક સમે ગોકુળમાં જાગ્યા'તા સૂતા મોર'—એ ઉપાડ અધૂરો લાગે છે. આ એક પંક્તિ પછી આપણને બીજી પૂરક પંક્તિની અપેક્ષા રહે છે. 'ઓડો એક તડકો ઢોળાઇ ગયો આભથી' કે 'પાનખર પ્રભુના ઘરની આવી'નો ઉપાડ એક જ પંક્તિનો છે—પણ એ પંક્તિની રચના એટલી પૂર્ણ છે કે એને માટે પૂરકપંક્તિની અપેક્ષા રહેતી નથી. આવી પરિપૂર્ણ પંક્તિ હોય તો એક પંક્તિના ઉપાડે ચલાવી લેવાય.

'એક સમે ગોકુળમાં જાગ્યા'તા સૂતા મોર'ને બદલે 'એક સમે ગોકુળમાં જાગ્યા'તા મોર' હોત તો ઉપાડ સંપૂર્ણ, સપ્રમાણ અને સહાઇદાર ન લાગત ?

બાલકાવ્યો એ કોઇ હલકો કાવ્યપ્રકાર છે કે ઉત્તમ કવિએ આ પ્રકાર છેડવા જેવો નથી એવો કહેવાનો આશય અહીં નથી કારણ કે બાલકાવ્યો રચવા માટે પણ ખાસ્સી પ્રૌઢિની જરૂર પડે છે એ સર્વવિદિત હકીકત છે. ઉમાશંકરે 'વસંતવર્ષા'માં અસ્થાને એવાં બાલકાવ્યો 'મારું' નામ રમતીભમતી, ઝરણું, છ ઋતુઓ, મોગરો મ્હેકાવનાર, રંગબિલાણી, વગેરે કાવ્યો મૂક્યાં છે એને બદલે મોડોવ્હેલો આવાં બાલકાવ્યોનો અલાયદો સંગ્રહ કર્યો હોત તો ?

આ કવિ પ્રકૃતિના જીવ છે. પ્રકૃતિ એ કવિની નોળવેલ છે. કવિની આંખે પ્રકૃતિના કેટલાંએ ચિત્રો જોવા જેવાં છે :

''આ આભે દાળીને ઝૂલે આંબલો મારે મંદિરિયે,
વાયુલહરી ખેલે રે અભિસાર હો મનમંદિરિયે,

•

પાંખો થંભાવી ઊભું સ્થિર આભપંખી,
સૃષ્ટિ મધ્યાહ્ન કેરા ધ્યાનમાં છે જંપી;

•

લીલી મખમલે છાયા ઝુમરો, નભ નીલુડાં
પાણીડે ઝૂકેલું દેવ-અંજલિ શું તળાવ આ'

વર્ષાના હૈયાના ઊઘડેલા ઉમળકા જેવા દાળીભરેલા શ્રાવણના તડકાને સામા સમરવો એની કવિને મોટી મૂંઝવણ છે તથા 'મજ્જું' મારું જ્યાં તો નજરે છે ચાંદનીનો મધુર અજંપો પણ છે ટૂંકમાં કવિને રાતના તડકા જેવી ચાંદની અને દિવસની ચાંદની જેવા તડકાનું ભારે આકર્ષણ છે ગુજરાતી કવિતામાં ઉમાશંકરે જે લાલનપાલનથી તડકાને ઝીલ્યો છે એવાં લાલનપાલન બીજા કોઇ કવિને હાથે તડકો ભાગ્યે જ પામ્યો છે

ઘોડો એક તડકો ઢોળાઇ ગયો આભથી
તરુઓની ડાળીઓએ પડતો એ ઝીલ્યો,
મોહકની લીલી કટોરીઓમાં ખીલ્યો;

•

આ તડકે તપેલી વસુંધરા મારે મંદિરિયે,
ઊભી પાળ ચોળીને અભિરામ હો મનમંદિરિયે!

•

ક્યાં પીતો શું ગઝલનથી તડકો શાન્ત અમૃત;
મુખે એને કેવું વિમલ શુભ એ દૂધ ગુલતું.

વર્તમાન પરિસ્થિતિનો આધાર લઈ કવિ લખવા જાય ત્યારે મોટામાં મોટું ભયસ્થાન એ હોય છે કે બહુધા રચનાઓ પ્રાસંગિક જ બની રહે છે

પણ ઉમાશંકરમાં આવું ભાગ્યે જ બને છે; કારણ કે તત્કાલીન તત્ત્વોને ભૂલવની એમની દૃષ્ટિ સર્વકાલીન છે.

જેમના નામે આટઆટલા કાવ્યસંગ્રહો થઇ ગયા છે એવા આ કવિએ સંખ્યામાં જ વધારો કરે એવી રચનાઓની હવે તો બાદબાકી કરી દેવી જોઇતી હતી. ઠેઠ ૧૯૩૦માં રચાયેલી 'હારોગાને' જેવી નબળી રચનાને પણ ૧૯૫૯માં પ્રકટ થતા સંગ્રહમાં સામેલ કરી દેવાની લાલચને ઉમાશંકર કેમ નહીં રોકી શક્યા હોય ? દૂધમાં સાકર, બાઇસાહેબ, મુહૂર્ત, હારોગાને કે આ દુનિયાની મહાપ્રજાઓ જેવી રચનાઓની સ્થિતિ ઉમાશંકરની પ્રતિભાના સ્પર્શ વિના ત્રિવક્રા કુબ્જા જેવી થઇ ગઇ છે.

એમના આ દોષ નજરે પડ્યા છે એટલે આપણે તો એમના શબ્દોમાં એટલું જ કહેવાનું રહે છે કે:

ઉઘાડી આંખે જેને જરીકે ન સૂઝે<br>
સુખિયો એ રાતદિન સૂએ<br>
જુએ તે રુએ, ભાઈ જુએ તે રુએ.

કવિ એકના એક પ્રિય ભાવને અનેક રૂપે ઘૂંટી એકની એક કવિતાને અનેક રૂપે પામવાનો પ્રયત્ન કરે છે,

મિલાવ્યું હતું જે મહાનગરની ભરી ભીડમાં<br>
લહ્યું ન અહીં શાંતિમાં, લહ્યું'તું જેહ કોલાહલે.



ગમે શૃંગો. કિન્તુ જનરવ ભરી ખીણ મુજ હો !<br>
ભલે શૃંગો ઊંચા, અવનિતલ વાસો મુજ રહો !



હું આજ આંહીં, વળી કાલ તો ક્યાં<br>
છે સર્વ મારાં સ્વજનો, જવું જ્યાં<br>
નવા નથી લોક, નવા ન દેશ,<br>
ભાષા નવી ના, નહિ નવ્ય વેશ.

પડે છે જે મારી નજર પર નવીન મનુજતા,
વિચારું : શો જાણું પરિચિત ન હો કે'ક ભ્રમના !

આ સંગ્રહમાં નાનામાં મોટો શોધી જાય એવાં કેટલાંક ગીતો છે. નખશિખ સુંદર એવાં મંત્રમુગ્ધકાર ચમત્કાર મોતી છે, કવિના જીવનદર્શનની ઝાંખીને વ્યક્ત કરતી લાંબી છંદોબદ્ધ રચનાઓ છે તથા સોનેટની આણી પણ એવું ઊંડું અને ચમત્કારક વીંધી શકે એનો ખ્યાલ આપતા મુક્તકો છે.

એમના આ પહેલા સંગ્રહમાં ચિંતનનો ભાર વિશેષ વરતાતો હતો, જ્યારે અહીં ચિંતનની હળવાશ અનુભવાય છે. ચિંતન ધીમે ધીમે દર્શનનું સ્વરૂપ લેતું જાય છે. જીવન અને જગતના ગમૂઢ અનુભવોથી રસાયેલા અને કસાયેલા કાવ્યોમાં ખીલતા ફૂલની તાજગી અને રસપૂર્ણ ફળની પરિપક્વતા પણ છે. વસુંધરાની મસ્ત સુગંધ પણ છે અને અમિયલ આભની ધૃતિ પણ છે.

સુંદરતા પિપાસુ આ જીવ કહે છે

આ સૃષ્ટિ સુન્દર, મનુષ્યની જિન્દગાની,
જોયા જતા દીસતી સુન્દરતાના લીલા,

આમ, માનવ અને પ્રકૃતિ, વૈયક્તિક સૃષ્ટિ અને વિરાટ સમષ્ટિ, ચરાચર સૃષ્ટિમાં વિલસતા પરમ તત્ત્વોના અને એ તત્ત્વોમાં રહેલા માધુર્યથી છલકતા કવિના શબ્દભંડારપૂર કંઈ વાણીનું નેહ ઝરણું છે. રવીન્દ્રનાથના રંગે રંગાયેલા મેઘદર્શન કે 'દર્શન કાવ્યમાં' તથા 'બ્રહ્મ બાણ' જેવી કૃતિઓમાં ઉમાશંકરની પ્રતિભાને અનુકૂળ એવું વિરાટ ફલક મળી રહે છે. સંસ્કૃતિના સાધક એવા આ સારસ્વત કવિની શાન્ત, તેજોદીપ્ત વાણીનો 'ગયાં વર્ષો' અને 'રહ્યાં વર્ષો'માં અ-પૂર્વ આવિષ્કાર થયો છે અને હવે પછીનાં વર્ષોમાં થતો રહેશે એમાં શંકાને સ્થાન નથી.

સુરેશ દલાલ

(૨૧-૧-૬૩ને દિને મુંબઈની કોલેજના ગુજરાતીના અધ્યાપકો સમક્ષ વાંચેલું)

# પરિશીલન

## રહ્યાં વર્ષો તેમાં

રહ્યાં વર્ષો તેમાં હૃદયભર સૌન્દર્ય જગનું
ભલા પી લે; વ્હીલે મુખ ફર રખે, સાત ડગનું
કદી લાધે જે જે મધુર રચી લે સખ્ય અહિંયાં;
નથી તારા માટે થઇ જ, નિરખી 'દુષ્ટ' દુનિયા.
—અહો નાનારંગી અજબ દુનિયા! શે સમજવી?
તને ભોળા ભાવે કરું પલટવા, જાઉં પલટી;
અહંગર્તામાં હા પગ, ઉપરથી, જાય લપટી!
વિસારી હુંને જો વરતું, વરતે તું મધુરવી.—

મને આમંત્રે આ મૃદુલતડકો, દક્ષિણ હવા,
દિશાઓનાં હાસો, ગિરિવરતણાં શૃંગ ગરવાં;
નિશાખૂણે હૈયે શશિકિરણનો આસવ ઝમે;
જનોત્કર્ષે-હ્રાસે પરમ ઋતુલીલા અભિરમે.
—અમો પી આકંઠ પ્રણય ભુવનોને કહીશ હું:
મળ્યાં વર્ષો તેમાં અમૃત લઇ આવ્યો અવનિનું.

'વસંતવર્ષા'માંથી ] —ઉમાશંકર જોષી

•

## રવીન્દ્રનાથ ટાગોર

### અષાઢવેળા

કાજળકાળાં વાદળ જામે: અંધાર છાયે ઘોર:
એકલી મારે ઊંબરે ઊભી ઝૂરતી આઠે પ્હોર.
વ્હાલમ! ઝૂરતી આઠે પ્હોર!

રોજના ઝાઝા કામમાં મારે લાખ લોકોનો મેળો;
કાળથી આવી પળમાં એકલ જીવ બળે છે ઘેલો.
તારી આશને અતૂટ દોર,
વ્હાલમ! ઝૂરતી આઠે પ્હોર!

દરશ પિયા નહીં દિયો ને કરશો જો અવહેલા
કેમ કરી નો વીતશે મારી આજની અષાઢવેળા?
દિશામાં દેખતી ચારેકોર;
વ્હાલમ! ઝૂરતી આઠે પ્હોર!

નભની શ્યામલ છાયમાં સુદૂર વલખી રહ્યાં નેણ;
આકુલવ્યાકુળ વાયરા સાથે પ્રાણ ભમે બેચેન.
તારી આશને અતૂટ દોર,
દિશામાં દેખતી ચારેકોર;
વ્હાલમ! ઝૂરતી આઠે પ્હોર!

અનુ: સુરેશ દલાલ

## હરીન્દ્ર દવે

### સંગમંગ ચાલો

સંગસંગ ચાલો કે ઋતુ રંગભીની,
હો, મંન ભરી મ્હાલો કે ઋતુ રંગભીની

સાંજ ને સવાર મૂકો
હૈયાનો ભાર મૂકો;
આજનો વિચાર, કાલ
કેરો ઈનેઝાર મૂકો;

હાકે કે તમે હાલો આ ઋતુ રંગભીની,
હો, મંન ભરી મ્હાલો કે ઋતુ રંગભીની

જળના સરવરિયે આ
અંગ રે ભીંજાય નહીં;
કેસર ઘૂંટયેથી કાંઇ
દિલડું રંગાય નહીં;

વરસે ગુલાલો કે ઋતુ રંગભીની!
હો મંન ભરી મ્હાલો કે ઋતુ રંગભીની.

આશાના મૃગજળથી
હૈડાં રિઝાય નહી,
ટીપે ટીપે રે કોઈ
તરસ્યાં તોષાય નહી.

છલકે રસપ્યાલો કે ઋતુ રંગભીની
હો મંન ભરી મ્હાલો કે ઋતુ રંગભીની.

•

## પ્રબોધ પરીખ

### કાલે

હું કાલે જન્મ લઇશ
આજે હું નથી
સાંજના સૂરજે
હસીને
કદાચ કાલે
અસ્તિત્વને આવકારે
આજે હું નથી
હું કાલે જન્મ લઈશ
જેથી મારામાં પ્રતિકાર શકિત આવે
ને હું તમારો સામનો કરી શકું.
અંધકારનાં ચોકઠાં
ફીક્કા ઘાસના મહેલો
ને
ઊંડાં ઉતરતાં સ્વપ્નો
આજે હું નથી.
હું કાલે જન્મ લઇશ.

•

## કમલ વૈદ્ય

### સપનું

મારું સપનું દ્યો કોઈ ગોતી;
હમણાં મારી સંગ ખેલતું હતું
પલકમાં ગયું સરી ક્યાં ?–
ઊઘડી આંખ ન જોતી !...

નહીં લેશ અંધાર, પાથર્યાં સોના સરખું વ્હાણું,
ચોગમ ઘર–વન–કુંજ થકી રેલાય ઊછળતું ગાણું;
ભીડમાં મારગ હું મુજ ખોતી...

અંતરને એકાંત ઢાળીને પાપણ, કરતાં કેલિ,
ત્યાં કોને સંચાર હરાયું ?–મુજને મૂકી અકેલી ?
હૃદયે કંપી રહે કપોતી ..

કહીં ઢૂંઢવું ? એની પગલી જણાય નાહ કો બાજુ;
મ્હેરામણને તરંગ આંકી નેજ રેખ ગયુ લાજુ.
ક્ષણનું મળેલ અમુલખ મોતી.

### મર્ક્યુરી ઉજ્જ્વલ અંધકાર

મર્ક્યુરી લાઈટથી ઝળહળો છે આપણો બાગ
ચંદ્ર સિગ્યો છે જાણે વાદળની નીચે.
ઝાડ પાન ફૂલ ફળ બધું
એના પ્રકાશે ચમકી ઊઠ્યું છે.

નવે જ રંગ......
પવનનાં અટકચાળાં પણ ઓછાં નથી
એને ય તે જોઇતું હશે સ્પર્શસુખ !

નિસ્તબ્ધ ઠંડી હવાનું મર્ક્યુરીગરમ વાતાવરણ.

ક્યાંકથી સર્પકંડ રેડિયોનું રેલાય છે ગાન
ઝાડ પરની ચીબરી એને કાન દઇને સાંભળે છે.
ઝીલીને પડઘો નથી પાડતી.
કેવું લાગે છે ?

બહુ સરસ

એનો સ્પર્શ–
મારા અંગમાં મચ્છરની સોયઝીણી સૂંઢ ભોંકાય છે.
ટાઢિયા તાવનું વિષ પૂરીને
ચૂસી લે છે ઉષ્ણ લોહી.
કમકમાં આવે છે.

સવાર કેવી ઊગી હતી ?
લોખંડની ભઠ્ઠીમાંથી ઊડતા તણખા જેવા
તારા બોલના વિહંગરવથી.
વાદળની પેલી બાજુના આકાશને
એણે છાવરી દીધું છે
ને આ બાજુ છે
મર્ક્યુરી ઉજ્જવલ અનિદ્ર અંધકાર.

●

## સિતાંશુ યશશ્ચંદ્ર

### ત્રણ કાવ્યો

૧

તે શું
આપણે સાથેસાથ છૂટાં પડીએ છીએ ?
આનંદપૂર્ણિમાના સાગરની ભરતી
ઓસરતી લાગે છે.
રે, એ વિચાર જ અસહ્ય અસહ્ય છે..
મન મનાવવું રહ્યું કે
કોણ મળનારાં જુદાં નથી પડયાં ?
ને તો ય, રે તોય
મન એમ જ આક્રન્દી ઊઠે છે, કે
કોણ મળનારાં જૂદા પડયાં છે ?
–ને તોય આપણે જૂદાં પડીએ જ છીએ.
હવે તો
વિભિન્ન પ્રાન્તોના વિભિન્ન શહેરોમા
ઊંચી ઊંચી ઈમારતોએ રચેલા અટપટા માર્ગોની
ઝાકઝમાળ રોશનીએ પાડેલા પડછાયાઓની
ભૂલભૂલામણીમાં
આપણે ખોવાઇ જશું
ખોવાઇ જશું
ખોવાઇ જશું
ને ત્યારે કોક ધાંધળિયા ચૌટાના લ્યનાયલા ખૂણામાં
આપણે ( એકલા )

મેં થાકેલા હાથમાં થાકેલું માથું નાખી દઇ
જરૂર
પ્રિયે !
આપણું આ મળવું યાદ કરીશું.
તો, અહો તો
વેદના–પૂર્ણિમાના આનંદ સાગરની ભરતી
છલોછલ ઊછળવા લાગશે......

૨

મારા અનસ્તિત્વને ભૂલવા
હું ક્યારનો યે મથું છું...

ધૂળ તો હતી,
ખરવાનું જીવનકાર્ય પૂરું કરી ચૂકેલા ( કે ચૂકેલા )
પાંદડાંનો પીળો ભૂકો તો હતો,
બળવામાં કામ ન લાગે તેવી રાખોડી તો હતી,
કચરાનું નામાભિધાન પામેલા
આલીશાન એકમોના વિભાજિત ખંડો તો હતા...
પણ
નહોતી નહોતી રે નહોતી અંકુરતા,
પાંગરણું નહોતું જ, ફોરણુ નહોતું જ......
ને હવે શું થાય ?
તેથી જ તો
હવે મધ્યવર્તી શૂન્યની સો સો જીહ્વાઓથી
વંટોળના વેગથી હજાર હજાર વાતો
મેં વહેતી મૂકી છે...ને એમ......

## સિતાંશુ યશશ્ચંદ્ર

### ત્રણ કાવ્યો

૧

તે શું
આપણે સાચેસાચ જૂદા પડીએ છીએ ?
આનંદપૂર્ણિમાના સાગરની ભરતી
ઓસરતી લાગે છે.
રે, એ વિચાર જ અસહ્ય અસહ્ય છે.
મન મનાવવું રહ્યું કે
કોણ મળનારા જુદા નથી પડયા ?
ને તો ય, રે તોય
મન એમ જ આક્રન્દી ઊઠે છે, કે
કોણ મળનારા જૂદા પડયા છે ?
—ને તોય આપણે જૂદા પડીએ જ છીએ.
હવે તો
વિભિન્ન પ્રાન્તોના વિભિન્ન શહેરોમા
ઊંચી ઊંચી ઈમારતોએ રચેલા અટપટા માર્ગોની
ઝાકઝમાળ રોશનીએ પાડેલા પડછાયાઓની
ભુલભુલામણીમા
આપણે ખોવાઇ જશું
        ખોવાઇ જશું
        ખોવાઇ જશુ
ને ત્યારે કોક ધાધળિયા ચૌટાના ત્યજાયલા ખૂણામા
આપણે ( એકલા )

એ થાકેલા હાથમાં થાકેલું માથું નાખી દઇ
જરૂર
પ્રિયે !
આપણું આ મળવું યાદ કરીશું,
તો, અહો તો
વેદના-પૂર્ણિમાના આનંદ સાગરની ભરતી
છલોછલ ઊછળવા લાગશે......

૨

મારા અનસ્તિત્વને ભૂલવા
હું કયારનો યે મથું છું...

ધૂળ તો હતી,
ખરવાનું જીવનકાર્ય પૂરું કરી ચૂકેલા ( કે ચૂકેલા )
પાંદડાનો પીળો ભૂકો તો હતો,
બળવામાં કામ ન લાગે તેવી રાખોડી તો હતી,
કચરાનું નામાભિધાન પામેલા
આલીશાન એકમોના વિભાજિત ખંડો તો હતા...
પણ
નહોતી નહોતી રે નહોતી અંકુરતા,
પાંગરણું નહોતું જ, કોરણ નહોતું જ......
ને હવે શું થાય ?
તેથી જ તો
હવે મધ્યવર્તી શૂન્યની સો સો જીહ્વાઓથી
વંટોળના વેગથી હજાર હજાર વાતો
મેં વહેતી મૂકી છે...ને એમ......

## આદિલ મન્સૂરી

### ગઝલ

શબ્દ જે તુજ હોઠ પર આવ્યા હતા,
એતો મારા મૌનના પડઘા હતા.

આંખમા આંસુ સદા રહેતા હતા,
પણ પ્રસંગો સાચવી લીધા હતા.

એની ખૂશ્બૂ પણ મને ડંખી ગઈ,
ફૂલના દિલમાંય શું કાંટા હતા?

આમ જો કે યાદ છે તારી ગલી,
ખુશામાં પણ ઘણા રસ્તા હતા.

આમ પણ હું નો દુઃખી રહેતો હતો,
પણ પછી તેઓ ય પસ્તાયા હતા.

આપ શું જાણો કે ક્યાં વિજળી પડી?
આપો તો ઘૂંઘટમાં શરમાયા હતા.

ખુદ મને હું શોધવા ફરતો હતો,
ચોતરફ મારા જ પડછાયા હતા.

## હરિવલ્લભ ભાયાણી

### નવી કવિતા

### આજની સુ-વાનગી

એ બનાવવાની રીત:
( લાગતાં અવ જાણીતાં ભોજન કંઈ ક-સવાદ, કસ–વહોણાં ?
લાગી છે દાઢે નવલતા ?
સળવળે દિલ, હાથ ?–
અજમાવો જરા )

પહેલું એ કે–
છંદ –
( –ફેરા ફંદથી બચવા )
પલાળો કો 'પ્રવાહી'
વા ઘૂંટો 'લયવાહી'
( ક્યાં સૌ ટારડાં ઘરડાં કચુક ? ક્યાં માણકી રેવાળ સરપટ ? )

બીજું એ કે–
પંક્તિ ને કડી ( હાથકડી ? પગબાંધણાં ? )–
ને તોડીફોડી
કરવી લાંબી, ટૂંકી–વાંકી
કૌંસભરખી, સરખી–ખોડી
( ભાવની ગૂંચો, વળાંકો ભાવનાના
અર્થના કૈં આમળા
ને અટપટી ગલીકૂંચીઓ અનુકૃતિની–
અળવીતરો સંભાર

શેં પુગાય
બીબા ઢાળ, યંત્ર ઉતાર, જર્જર માળિયે ? )

ત્રીજુ એ કે–

અહીં ત્યહીં, ક્યહીં
( જે ગમે તો, જ્યા ગમે ત્યા )
પ્રાસ ઉપસાવો
સમજવુ એટલુ કે–
શબ્દપીંડે નીકળતી જવ
ધાર તીણી
કોર તીખી
કે ખૂણો વેધક,
અનેરો સ્વાદ, નરી લિજ્જત
( સુણ્યુ ના, વાખ નૂર નટકા ' ? )

ચોથુ એ કે–

શબ્દના રસકસ નીચોવી
ચિત્ર કરવા
અવનવવા
( નોંધી લ્યો પણુ )
રસરૂપના મેળ જે જાણ્યા–ચવાયા, વરજવા
અણપ્રીછી
અલગારી
ઘૂમરી ભડકા, લહર, ધૂંધળાટ, ઝળકારા સરજવા
( નમણાઈ–ત્યમ વરવાઈ–થી ગરવા )
ને છતા બહુ લાંબી કચપચમા ન ફસવુ
ભારી ભોજનનો હવે ના ચાલ–
( પોષક કેટલા એ ? કેટલા પચતા ? )

અને વળી ક્યાં હવે કોઈ આપણામાંથી ક્યહીંયે
    સ્થાયી થઈ વસતા ?–
    આજ અહીં, ત્યહીં કાલ
    માટે
    કો તરલ પળ–
    તળ–ઉપરની ડહોળી સળવળ–
    સ્વપ્ન, ભાસ, તરંગ, ખળભળ–
    ફેરી ભોંયે
    ભાત પ્રતિરૂપની
    ( ક્યહીં પ્રતીકો તણી ) ભરવી.
લખો, લેટેસ્ટ ઢબનાં હાટ કેરાં ઠામઠેકાણાં :
અગોચર કેડીઓ, પગદંડી, વણખોટયા ખૂણા ને ખાંચરા
    સૌ કાવ્યની ઉપેક્ષિતા
    ( ના, જીવનરસની–
    એક ચેતવણી :
    રખે ચાળો કદી ચડશો પુરાણે
    ભેદ રસ–અપરસતણે ).

ને છેવટે–
    છેવટ.
    ખટપટ એની કેવળ એક
    એમાં જોઈએ ખટકો
    ( કટુ નખ-દંત-ક્ષત, ચમકાર, ધકકો
    વીંછીપૂછનો ડંખ ચટકો )
    એ લાગતાં જાતો ફરી કુછ
    રંગ ને દિમાગ ને લટકો

રે! આટલું જો આવડે–
પોબાર તો નો
'જૂની 'વાળા
છાને ભારે પોપચાં ઊંચકે
ધુણાવે શીશ
ભવાં જાડાં ચડાવે
ચાગ મારે, પીક ઠોલે
દે કદી ઝટકો
તમતમારે
ટેઢી ચાલે, ભ્રૂ–ઉલાળે
બેફિકર ને બેધડક
કો નવલ રસવતી કારનો
ખસ બાંધીને ફક્કડ ફેરો ફટકો!

## ચિનુ મોદી

### વંટોળ

નિદાઘના બપોરની ચિતાથકી
સમીરનુ શબ
એકાએક ઊભુ થયું;
–છળી મર્યું નવુંસવું પર્ણ,
–આગંતુક ભયથકી વિવર્ણ છે
સૂરજના કિરણ શા રેતીકણ સ્વર્ણ;
–પાગેવાંનો માળો તરડાય,
બટકણું મૌન પડઘાય.

## રઘુવીર ચૌધરી

### વિષાદ

કાળ ભોરીંગના શાન્ત સિસકારશો
ફુબતા જીવને નીરના સ્વાદ શો
પથ્ય ફલમાં પ્રવેશેલ કો કીટ શો
ફૂલના મોત પર ધૂળના સ્મિત શો
તુંગ ગિરિશૃંગ પર લોહીના ડાઘ શો
ને નિષાદે ફરી પણછ ટંકાર શો
શાંત મુજ સાંપ્રતે આંતરાતો રહ્યો
આંખમાં શ્વાસમાં કોતરાતો રહ્યો
એનું અસ્તત્વ લાદી છવાતો રહ્યો
લીંબડો ઘોળીને આજ પાતો રહ્યો.

## આદિલ મન્સૂરી

### એક કહાની

પત્તે
કાંટે
કલિયાં
ફૂલ,
શબનમ
સૂરજ
પતઝડ
ધૂળ.

# શકુન્તલાની મુદ્રિકા શી સરી પડી કવિતા

(કોના શાપે?)

(શ્રી સુરેશ જોષી કૃત 'પ્રત્યંચા'નો પરિચય)

પ્રિય સુરેશભાઈ,

'પ્રત્યંચા' વાંચી

વાંચીને કવિતા વાંચ્યાનો આનંદ ન થયો

ગદ્યમાં તો તમે કવિતાને ખૂબ લાડ લડાવી જાણો છો. જ્યારે નિબંધ લખવા બેસો છો કે તમારી વાર્તા ઘડવા બેસો છો ત્યારે કવિતા કેટલી સહેલાઈથી તમારી પાસે આવે છે! 'જનાન્તિકે' લખો છો ત્યારે તો કવિતા તમારી પાસે કશો અંતરપટ નથી રાખતી. જે માણસ ગદ્યમાં કવિતા જીવાડી જાણે એ માણસ પદ્ય લખવા બેસે ત્યારે એની પાસે કવિતાએ મોં કેમ મચકોડ્યું હશે એની મને ખૂબ નવાઈ લાગે છે.

તમારી પાસે શું નથી? કલ્પના, ભાવ, વિચાર, તરંગ—બધું જ પણ સમગ્રપણે કવિતા ઊપસતી નથી. છૂટાછવાયા અવયવોથી જ્યાં દેહ જ બંધાતો નથી ત્યાં જીવ તો ક્યાંથી જ આવે? બધાથી વેગળા જવાથી જ કવિતા મળશે એવું શું તમે માનો છો? અન્ય કવિઓથી ભલે તમે વેગળા જાઓ, આપણી પરંપરા અને પ્રણાલિકાઓનો ભલે તમે ત્યાગ કરો, પણ તમારી પોતાની માન્યતાને પોષવામાં આ જે નવી પરંપરા ઊભી કરવામાં તમે કવિતાથી શું કામ વેગળા રહી જાઓ છો? તમારી બંધ મુઠ્ઠીમાં તો કવિતાની મિરાત ભરી હશે એમ માનીને જ્યારે બાંધી મુઠ્ઠી ખોલું છું ત્યારે તો માત્ર કવિતાના પદાર્થ સિવાયના સૂનકારના ભારને વહેતી તમારી ખાલી હથેળી જ જોવા મળે છે

'પ્રસઙ્ગ્યાંનું' આપણી કવિતાસૃષ્ટિમાં સ્થાન શું ? 'નવી'ને નામે કદાચ ખપી જાય. પણ કવિતાનું નામ એને ભારે પડે. 'નવી' અને 'કવિતા' આ બે શબ્દો વચ્ચે તમે ક્યારેક જ સેતુ બાંધી શક્યા છો. અને એ સેતુ જોઈને એમ જ કહેવાનું થાય કે :

"સેતુઓ બંધાય ખરા પણ રહે નહીં કો સ્થાવર."

કપૂરની પેઠે પ્રજ્જ્વળી ગન્ધરૂપે વહેતા શબ્દો, મધુમાલતીની ડાળ ઝાલીને અક્ષર ઘૂંટાવતો પવન, તુષારની મંજુષામાં સચવાયેલો સૂરજ, લીલની ઝૂલભરેલ શાન્તિ, પણ્યાંગનાની આંખમાં આખી રાત કકરતો સૂરમો, ધુવડની આંખમાં ધુંટાઇને ટપકું બનેલા સૂર્યનું કાજળ, કે તૃણાંકુરોના લાખ્ખો દીપની સ્વાતી આરતી—આ બધામાં કવિતા નથી એમ તો કોણ કહેશે ?

—પણ દુઃખની વાત એ છે કે કવિતા ડોકિયું કરે છે એથી માત્ર એની ઝાંખી જ થાય છે. કોણ જાણે અહીં એને તમારી સાથે શુંય વાંકુ પડ્યું હશે તે દર્શન આપ્યા વિના જ અલોપ થઈ ગઈ હોય એમ લાગે છે.

તમને કવિતા મળતી નથી એમ તો હું કેમ કહું ? પણ તમને કવિતા ક્યારેક જ મળે છે—અને મળે છે ત્યારે પણ ન મળ્યા બરોબર જ. કવિતાની કૂપળ ફૂટે છે પણ નવીનતાના કે એવા કશાકના દુરાગ્રહવાળી તમારી હિમદૃષ્ટિ એને કરમાવી નાખે છે.

વચ્ચે આપણા કવિઓ કર્ણની પાછળ પડ્યા'હતા. હવે તમે બધા કર્ણના પિતા સૂર્યની પાછળ એટલી હદે પડ્યા છો કે જ્યાં ને ત્યાં એને સંડોવવાની એક પણ તકને જતી નથી કરતા. 'પ્રત્યગ્ચ્યાં'ના બાવીસ–ત્રેવીસ પાનાંમાં સૂર્યને તમે ક્યા ક્યાં સં માં

કેટલીયે વાર મનફાવે તેમ સગવડ્યાનીતે કેનો 'રાકડો' અને 'લાચાર મનાવી દીધો છે એ જરાક જોઈ જશો? કેમ જાણે અતિશયોક્તિમાં જ કવિતા આવી જતી હોય એમ તમે લાખ્ખો અને અસંખ્ય સૂર્યોનો ઉલ્લેખ કરવામાં પણ પાછી પાની નથી કરી. છેલ્લા કેટલાક મહિનાઓના 'ક્ષિતિજ'ના પાના ફેરવી જોજો તો ધ્યાન આવશે કે તમે અને તમારા જેવા સૂર્યાનુરાગી કવિઓએ પ્રેમાળ જુલમી થઈને સૂર્યની કેવી શિક્ષા કરી છે! ટૂંકમાં મારે કહેવું છે એટલું જ કે હમણાં હમણાં આપણા કવિતાના વિશ્વમાં સૂર્યનો ભારે વસતી વધારો થઈ રહ્યો છે. ક્ષિતિજમાંથી થોડા દાખલા આપું?

તેજના માયારૂપમાં
સૂર્યની સપાટી પર નરી અમલાજ છ્યાપની છે

મારી આંખમાં હજાર સૂરજની કરચરો

સૂર્ય
તારી પ્રખરતાનો પારો ઊંચો

સૂર્યને તીક્ષ્ણ કિરણ
શિશ્નનો સંકેત

એની આંખોમાં બેચાર કવિઓની
છાતીના ભૂરા સૂરજ છે

દૂરના કાળા સૂરજ ફેરી નાખ

તારી બે આંખોનો સૂર્ય અને ચન્દ્ર જોઈ ગુણાકાર કરું

આંધળું બીજ કુમ્મસ
હાથમાં સૂર્યનું બેહુ ફાનસ લઈને
આગવાળું અરવાળું ક્ષિતિજનો દાદર ચઢે છે

'ક્ષિતિજ'નો દાદર ચઢવા માટે સૂર્યનું ક્રાનસ લેવું અનિવાર્ય તો નથી ને!

'સંક્ષિપ્ત રામાયણ,' સૂર્યા,' 'ત્રિજ્યા' તથા 'અમારું ઘર'માં કવિતાની કંકુપગલીઓ પહેલી દેખાય છે.

આળસ મરડીને માંડ ઊભી થયેલી કવિતા 'પ્રત્યન્ચા'માં ધબ્બ દઈને ફસડાઇ પડી અચિંતી નિર્જીવ થઇ ગઈ, પણ હવે પછી આવું ન થાય એ માટે અત્યારથી જ મારી શુભેચ્છાઓ સ્વીકારશો?

તમારું મુકતક યાદ આવે છે.

"તારો પ્રિય આ પત્ર
આપણા બે વિરહ પર ધરી ઊભો શો છત્ર!"

તમારા અને કવિતાના વિરહ પર મારો આ પત્ર છત્ર ધરીને ઊભો રહેશે ખરો? થાય છે કે કાગળ અહીં જ બંધ કરું. પણ ના, પત્ર અને છત્રની શબ્દરમત લાગે એવા આવા અચોટ મુકતકથી કાગળનો અંત લાવવો મને ઠીક નથી લાગતો.

અંતે તમારું સૂર્ય વિશેનું આ કાવ્ય જ ઉતારું.

"થાકી ગયો મધ્યાહ્નનો સૂરજ,
તેજની ડંફાશના બોજ થકી;
જૂઇની કળીને ખભે
ટેકવી માથું શિશુ શો ઢળી પડયો."

તમારી પ્રતિભાના સૂરજને પણ માથું ટેકવવા માટે કવિતાની જૂઇની કળીનો ખભો મળી રહો એવી પ્રાર્થના સાથે.

તમારો

૨૫-૩-૬૩ સુરેશ દલાલ

કેટલીયે વાર મનફાવે તેમ અગગાનીને કેટલો 'રાકડો' અને 'લાચાર' બનાવી દીધો છે એ જરાક જોઈ જશો ? કેમ જાણે અતિશયોક્તિમાં જ કવિતા આવી જતી હોય એમ તમે લાખો અને અસંખ્ય સૂર્યોનો ઉલ્લેખ કરવામાં પણ પાછી પાની નથી કરી. છેલ્લા કેટલાક મહિનાઓના 'ક્ષિતિજ'ના પાના ફેરવી જોજો તો ખ્યાલ આવશે કે તમે અને તમારા જેવા સૂર્યાનુરાગી કવિઓએ પ્રેમાગ્ર જુલમી થઈને મને કેવી શિક્ષા કરી છે ! ટૂંકમાં મારે કહેવું છે એટલું જ કે હમણાં હમણાં આપણા કવિતાના વિશ્વમાં સૂર્યનો ભારે વસ્તી વધારો થઈ રહ્યો છે 'ક્ષિતિજ'માંથી થોડાંક દાખલા આપું ?

તેજના માયારૂપમાં
સૂર્યની સપાટી પર નરી અંધતાજ છવાયલી છે

મારી આંખમાં હજાર સૂરજની કચ્ચરો

સૂર્ય
તારી પ્રખરતાનો પાટો છોડ

સૂર્યને તીક્ષ્ણ કિરણ
શિશ્નનો સંકેત

એના આંખોમાં બેચાર કવિઓની
છાતીના ભૂરા સૂરજ છે

દૂરના કાળા સૂરજ ફેરી થાય

તારી બે આંખોનો સૂર્ય અને ચન્દ્ર લેઈ શુભ્રાકાશ કરું

આપણું પ્રીત ધુમ્મસ
હાથમાં સૂર્યનું મેલું ફાનસ લઈને
અટવાતું અટવાતું ક્ષિતિજનો દાદર ચડે છે

'ક્ષિતિજ'નો દાદર ચઢવા માટે સૂર્યનું ક્રાનસ લેવું અનિવાર્ય તો નથી ને !

'સંક્ષિપ્ત રામાયણ,' સૂર્યા,' 'ત્રિજ્યા' તથા 'અમારું ઘર'માં કવિતાની કંકુપગલીઓ પડેલી દેખાય છે.

આળસ મરડીને માંડ ઊભી થયેલી કવિતા 'પ્રત્યંચા'માં ધબ્બ દઈને ફસડાઇ પડી અચિંતી નિર્જીવ થઇ ગઈ, પણ હવે પછી આવું ન થાય એ માટે અત્યારથી જ મારી શુભેચ્છાઓ સ્વીકારશો ?

તમારું મુક્તક યાદ આવે છે.

"તારો પ્રિય આ પત્ર
આપણા રે વિરહ પર ધરી ઊભો શો છત્ર ! "

તમારા અને કવિતાના વિરહ પર મારો આ પત્ર છત્ર ધરીને ઊભો રહેશે ખરો ? થાય છે કે કાગળ અહીં જ બંધ કરું. પણ ના, પત્ર અને છત્રની શબ્દરમત લાગે એવા આવા અચોટ મુક્તકથી કાગળનો અંત લાવવો મને ઠીક નથી લાગતો.

અંતે તમારું સૂર્ય વિશેનું આ કાવ્ય જ ઉતારું.

"થાકી ગયો મધ્યાહ્નનો સૂરજ,
તેજની ડંફાશના બોજા થકી;
જૂઇની કળીને અઢે
ટેકવી માથું શિશુ શો ઢળી પડયો."

તમારી પ્રતિભાના સૂરજને પણ માથું ટેકવવા માટે કવિતાની જૂઇની કળીનો ખભો મળી રહો એવી પ્રાર્થના સાથે.

તમારો

૨૫-૩-૬૩ સુરેશ દલાલ

# કવિલોક

'કવિલોક'નું દ્વૈમાસિક પ્રકાશન

સંપાદક મંડળ

રાજેન્દ્ર શાહ

રમેશ જાની

જયંત પારેખ

સુરેશ દલાલ

•


લવાજમ ભરવાનાં સ્થળ

કવિલોક, ૩૮૦, ગિરગામ રોડ, મુંબઈ ૨

મેસર્સ એન. એમ. ત્રિપાઠી પ્રા. લિ., પ્રિન્સેસ સ્ટ્રીટ, મુંબઈ ૨

શ્રી. પનાકિન્ ઠાકોર : મે. ઠાકોર બ્રધર્સ, જશમન સીલ્વર મારકેટ

રતનપોળ, અમદાવાદ

શિવકુમાર જોષી : C/0 સુદર્શન એન્ડ કં.

૧૨, પોર્ટુગીઝ ચર્ચ સ્ટ્રીટ, કલકત્તા ૧

મેલ ઓર્ડર સર્વીસ : નહેરુ રોડ, વિલેપાર્લે, મુંબઈ ૫૭

•

લવાજમ

દેશમાં રૂપિયા ચાર : પરદેશમાં શિલિંગ આઠ : છૂટક નકલના સિત્તેર નયા પૈસા

•

માલિક : 'કવિલોક' સંસ્થા વતી

મુદ્રક અને પ્રકાશક : સુરેશ પરસોતમદાસ દલાલ

મુદ્રણ અને પ્રકાશન સ્થાન : લિપિની પ્રિન્ટરી, ૩૮૦ ગિરગામ રોડ, મુંબઈ ૨

કવિ
લોક

પુસ્તક ૬ : અંક ૩૪
પોષ ૨૦૧૯

## અન્ટોનિયો મશાદો

?

વસ્ત્રહીન આ ધરા,
ને ભૂખ્યા વરુ જેમ નાખે ત્રાડ
ફિક્કી ક્ષિતિજે પ્રાણ :
સૂર્યાસ્તમાં શોધી રહ્યો તું શું કવિ ?

માર્ગ આખાનો રહ્યો રે આ હૃદય પર ભાર :
એથી ચરણને ચાલવાનું આકરું;
થીજી ગયેલો વાયરો
ને ઊતરતો રાતનો અંધાર :
ઠેઠ આઘેનું રહ્યું અંતર......
થાક...કંટાળો અને કડવાશ !

–ને સફેદ રસ્તા ઉપરનાં
જડ અને અક્કડ
વૃક્ષ કાળાંમેશ; –
દૂર દૂરના પ્હાડમાં;
સોનું અને લોહી......સૂર્યનું અવસાન...
સૂર્યાસ્તમાં
શોધી રહ્યો તું શું કવિ ?

અનુ : સુરેશ દલાલ

### ૧ સુન્દરી માર્જારી

સુન્દરી માર્જારી ! અહીં આવ,
કામુક વક્ષ પે મમ અંગ તું લંબાવ;
ઢાંકી દે નહોર તારા તીક્ષ્ણ ને કુટિલ;
ખોઇ દેવા દેને મને નયને મદિલ.
સ્ફટિક ને સુવર્ણની એમાં ભળી જાય,
મોહક મારક એના કામણથી હૈયું આ ઘવાય !

અસલ ને મત્ત મારી અંગુલીઓ પંપાળતી ફરે જયારે
નમનીય પીઠે અને શિરે તારે,
રોમાંચિત થઇ ઊઠું છું હું ત્યાર
વિદ્યુતમયી તારી કાયાતણા સ્પરશને

તરવરી રહે ત્યારે છબિ પ્રેયસીની :
તારા જેવી દૃષ્ટિ એની ગૂઢ અને હિમમયી,
વેધક ને તીક્ષ્ણ એની જાણે વિષદંશ,
દયા તણો જેમાં નહિ લવલેશ અંશ!

કશી મરીચિકા, કશી પ્રાણાન્તક ગન્ધ
ઘેરી વળે નખશિખ એના રે ધૂસર અંગ.

### ૨ એકોક્તિ

તું તો છો હેમન્તતણું નભ પ્રિયે, વિશદ ગુલાબી;
મારે ઉરે સાગર શા વિષાદની ભીંગળ છલકાતી.
ઓસરી એ જાય ત્યારે મૂકી જાય મુજ રુષ્ટ હોઠે
ચચરતા ક્ષારતણો કેવળ દાહક દંશ !

વૃથા પસારતા તારા કર આ મૂર્ચ્છિત વક્ષ,
એ તો પ્રિયે, નખક્ષતે દન્તક્ષતે નારીઓનાં થયું છે આહત!
શોધવા મથીશ નહીં મારું તું હૃદય,
ભક્ષી ગયા એને વન્ય શ્વાપદો નિર્દય.

ઉદ્દંડ ટોળાંએ કર્યો અપવિત્ર હૃદયપ્રાસાદ–
પીંખે વાળ, કરે હત્યા – પાશવી ઉન્માદ !
સૌરભ કો અલૌકિક ઘેરી વળે નગ્ન તારી ગ્રીવા.

હે સુન્દર, માનવના આત્મા પરે શાપ તું નિષ્ઠુર,
ઉત્સવ શાં ઝંખવતાં પ્રજ્વલિત નેત્રો તારાં ક્રૂર
શ્વાપદોએ છાંડયાં ચીંથરાંને છાને કરે ભસ્મ !

૩ રાક્ષસી

પ્રાચીન એ યુગે જ્યારે પ્રકૃતિ પ્રમત્તરતિ
પ્રતિદિન જન્મ દેતી અસુર વિરાટકાય સંતતિ,
દાનવતરુણીસંગે કર્યો હોત ત્યારે સહવાસ,
કામુક બિડાલ સમ બેઠો હોત રાણીનાં ચરણપાસ.

મુગ્ધ થઇ જોઈ હોત કાયા સાથે વાસનાને થતી કુસુમિત,
ભીષણ ક્રીડાએ સ્વૈર જોયાં હોત ગાત્ર પ્રસારિત;
રાચ્યો હોત સુખદ હું તર્કે જોઈ સજલ બે નયનો આવિલ :
છુપાવીને પોષી છે કરુણ જ્વાલા હૃદયે ધૂમિલ ?

અલસ પ્રમત્ત બની કર્યું હોત અંગાંગે ભ્રમણ,
વિરાટ એ જાનુતણા શિખરે મેં કર્યું હોત આરોહણ;
રોગિષ્ઠ સૂરજ એને પીડે જ્યારે નિદાઘને દિને
આલુલાયિત એ પોઢે શ્રાન્ત કો વિસ્તીર્ણ પ્રાન્તે;

હું ય લેટી ગયો હોત નિરાંતે એ ઉત્તુંગ સ્તનની છાયે
લેટતું હોય વિશ્રમ્ભે કો ગ્રામ જેમ ગિરિતળેટીએ

## ૪ સુન્દરતા સ્તવન

સુન્દરતા, જન્મ તારો અગાધ શું નભે ?
અતલ પાતાલથકી પામી તું ઉદય ?
નેત્ર તારાં નારકી ને દૈવી વિતરે છે સાથે
શુભ ને અશુભ; તેથી તું છો મદતુલ્ય.

તારાં નેત્રોમહીં વસે સંધ્યા અને ઉષા,
ઝંઝામત્ત પ્રહર શી વિખેરે સૌરભ;
તારાં મુખતણો જામ ચુમ્બને ચુમ્બને ઢાળે ઓષધિનો રસ,
વીરનું પ્રકમ્પે તનુ, શિશુ ચહે કરવા સાહસ.

નારકી ગહ્વરે તારો વાસ કે તું અવતરી નક્ષત્રોથી ?
મંત્રમુગ્ધ દૈવ તને અનુસરે કો શ્વાનની જેમ,
સ્વેચ્છાએ તું વાવે બીજ આનંદ ને વિનાશનાં,
નિમંત્રણ તારું બધે, કિન્તુ તું ના કોઈને અધીન.

હે સુન્દરી, મૃતને ચરણે ચાંપી ચાલી જાય કરી અવહેલા,
આતંક તો વક્ષે તારે કૌસ્તુભ શો ઝૂલતો દીસે છે સદા;
જિઘાંસા છે તને અતિ પ્રિય અલંકાર,
દર્પપૂર્ણ નાભિપરે કામુક એ કરે થૈથૈકાર.

ધસી જાય પતંગિયાં વારી જઈ, તને માની શમા,
બળી જાય ને છતાંય અભિવાદે 'ધન્ય દીપશિખા !'
કમ્પમાન પ્રિયતમ પ્રસારતો અંગ જ્યારે પ્રિયતમા પરે
મુમુર્ષુ કો આલિંગતો ચિતાને ના હોય જાણે !

હે સુન્દરી ! જન્મી હોય સ્વર્ગમાં કે નરકમાં ભલે.
વિરાટ ને ભયાવહ રાક્ષસી નૈપુણ્યવતી !
નયનો ને સ્મિત તવ, ને ચરણ તારાં
અજ્ઞાત કો અસીમનાં ખોલે દ્વાર, જેને ચાહું સદા.

## ૫ મલબારની કન્યાને

તારા કર જેવાં સુકુમાર છે ચરણ તારાં,
પૃથુલ જઘન તારાં જોઇ બળે ચપલ ગૌરાંગી સુન્દ્રાં;
શિલ્પીઉરે વસી જાય મધુર દુલારી તારી કાયા,
એથી ય કાળવી તારી મખમલી આંખતણી માયા.

ઉષ્ણ હવા, નીલ નભવાળા દેશે જન્મ દીધો વિધાતાએ તને,
દાસી તું ત્યાં, હુક્કો ભરે શેઠનો ને કૂજામાં શીતળ જળ;
સુગંધી ધૂપ ત્યાં બાળે, મચ્છરોને શય્યાથકી ભગાડી દે દૂર;
ઉષા જ્યારે કરી દિયે વૃક્ષરાજિ સંગીતમુખર
દોડી જાય બજારે તું ખરીદવા કેળાં અનેનાસ;
ભટકે દિવસ આખો અહીંતહીં તું ઉઘાડે પગે
કો ભુલાયા ગીતતણા સૂર ગૂંજે મને.

પસારી પાલવ લાલ સાંજ જયારે ઢળે,
નરમ ચટાઇપરે તુંય ત્યારે તારી કાયા ઢાળે.
વહે જતાં સ્વપ્ન તારાં પંખીનાં કૂજને છલકાય,
લાલિત્ય ને કુસુમથી તારી જેમ એ ય શાં સોહાય !

સુખી બાળા ! શાને જોવા ઇચ્છતી તું ફ્રાન્સ દેશ મારો,
ખદબદે લોક જયહીં દારૂણ યાતનાભર્યાં, કયાંય નહીં આરો !
તારી વ્હાલી આમલીની છોડીને નિબિડ છાયા

નાવિકોના ભુજબન્ધે શાને સોંપે તારી કાયા !
પાતળી મખ્મલને માફક ઢાંકી અંગ ધ્રૂજતી તું હિમવરસાએ,
પેટભરી ઝૂરશે એ નિષ્કલંક મધુર આળસભરી જિન્દગીને કાજે !
કસીને બાંધેલું ક્રૂર વસ્ત્ર તારા પીડશે રે સ્તન
પેરિસના પંકિલ ખર્પરમહીં માગશે જ્યારે તું ભોજન
સંમોહક અદ્ભુત આ જગતણી સુવાસનો કરશે વિક્રય,
વિષાદે વિચારે મગ્ન ધુમ્મસને ભેદીને નયનદ્વય,
લુપ્ત નારિયેળી તણા પ્રેતતણી છાયા દૂર
જોઈ નહીં રહેશે શું મીંટ માંડી ત્યારે ?

### ૬ દૂરદૂરની સુવાસ

પડ્યો હોઉં બંને આંખો બીડીને હું હેમન્તની હૂંફાળી કો સાંજે
માણતો સુવાસ તારા પીન ને ઉત્તપ્ત સ્તનતણી,
જોઉં ત્યારે પુલકિત પુલિન વિશાળ
એકધારા વરસતા સૂર્યતણા પ્રકાશે પ્રોજ્જ્વલ
આલસ્યસભર દ્વીપ
રસાળાં ફળો ને વૃક્ષો વિરલ જ્યાં બક્ષે છે નિસર્ગ
પુરુષો જ્યાં કૃશતનુ ને સશક્ત
નારીનાં નયન વળી પારદર્શી ને પ્રગલ્ભ
તારી સુવાસનો દોર્યો પ્હોંચી જાઉં એવા સ્થળે
ભૂરકી નાખે ત્યાં હવા;
જોઉં કો બંદર–
શઢ અને કૂવાથંભનું શું જંગલ !
ખારાં એનાં મોજાં હજી ચચરે છે આંખે.
અહીંની હવામાં વહે લીલી આમલીની વાસ,

નાવિકોનાં ગીત ભળી જતાં એની સાથ,
વ્યાકુળ વ્યાકુળ મારા પ્રાણ !

### ૭ હજી નથી ભૂલ્યો

હજી નથી ભૂલ્યો એને–
નગરની અડોઅડ ઘર આપણું એ
નાનું શું એકાકી;
શ્વેત ને નિસ્તબ્ધ;
પ્રેમોના પ્લાસ્ટરે ઘડી, વળી એક સ્થવિર વિનસ
આછા ઝાંખરાંથી ઢાંકેલો નગ્ન એનાં અંગોનો આભાસ
અને સૂર્ય, સાંજવેળા બારીએ કો જલધોધ સમો
ધોધમાર, ચૂર્ણ થઇ વરસતો પ્રજ્વલિત કિરણોએ;
કુતૂહલે ભર્યાં નમતણું વિસ્ફારિત નેત્ર–
જોઇ રહેતો આપણું એ સાંજનું નિઃશબ્દ ખાણું–
ખનાતના પડદાઓ, મેજ પરે પાથરેલું વસ્ત્ર ફાટયું,
દીપિકાની જ્યોત જેમ અજવાળી દેતો જાણે !

અનુ : સુરેશ જોષી

## ગુલામ મોહમ્મદ શેખ

### જેસલમેરના ખંડેરો જોઈને

તપ્યો તપ્યો સૂરજ
બારે મુખે,
અને ઢળ્યો નો
 ફાડી ગયો બારે લોકને,
 રેતી સૂઈ રહી અનાથ
 વાદળા નાસી ગયા લાગ જોઈ.
  નપુંસક તારા હસી રહ્યા
  ત્યારે
  રણને
  છેડે બેઠેલા બધા ઘર
  મરેલા ઊંટોને
  કાંધે નાખી ચાલી નીકળ્યા
  ઘોડા પડી વેરાઈ રેતીમા
  પાઘડા અસવારોના
  ચીગાઈ
  ઊડ્યા, ખવાયેલ પક્ષીના પીંછા જેવા
   ને
  અધખુલ્લા આદમી
  ખુલ્લા મોઢે
  ગળચી રહ્યા
  રણની
  કાંટાળી હવાને

મરુસ્થલે મોતી મઢ્યું આ નગર
એને ટોડલે મોર ને ભીંતે ફરે હાથી,
ઝરુખે ઝરુખે પથ્થરનું ઝીણું ભરત
અને બારીએ બારીએ
ટીંગાય અવિનાશી તોરણ,
કાબેલ રંગરેજે રંગી ચૂંદડીશી
ભીંતો
અને ઉપર પડયાં બેચાર ધોળના ટાંકા,
બારણે જડયું સાબૂત
લોહ, જેના દેહે જડાઇ
વરસોની ધીંગી ઢાલ,
ફળિયે ફરે બેચાર બકરાં શ્યામ
અને ડેલી બા'ર ડહેકાર ધે કામઢું ઊંટ
વચલી વંડીએ સૂકાય રાતાં ચીર
અંદરને ઓરડે
ઢીલી વાટને અજવાળે
લાલ ચટક ચૂંદડીમાંથી
ડોકાતા સોનેરી હાથે
ઢીબી રહી
અવ પરિણિતા

## હરીન્દ્ર દવે

ગઝલ ૧

આ એક સંકેત છે, મનમાં વસે તે અર્થ ઉપજાવો
અમે મોંએથી કહેવાના નથી 'આવો' કે 'ના આવો'.

એ મૃગજળ પી શકાશે એ તો માનું છું છતાં, મિત્રો !
કશે એ સાંભળી છે, આજે જુદી વાત સંભળાવો.

પ્રણયનો પંથ ને શીતળ, વળો પાછા હે દિલ, અહીંથી,
પછી ધરશું ચરણ, પહેલાં ત્યાં ઊની આગ પથરાવો.

તમારા પ્રેમને પામી જવાના આ પ્રયત્નો છે,
તમારી જિદ, કે આ શેરોસુખનનો મર્મ સમજાવો.

ગઝલ ૨

આંસુને પી ગયો છું, મને ખ્યાલ પણ નથી.
એક રણ તરી ગયો છું મને ખ્યાલ પણ નથી.

તમને ભૂલી જવાના પ્રયત્નોમાં આજકાલ.
તમને ભૂલી ગયો છું મને ખ્યાલ પણ નથી.

મારું સ્વમાન રાખવા જતાં કદી કદી
હું કરગરી ગયો છું, મને ખ્યાલ પણ નથી.

કંટકની માવજતમાં અચાનક ઘણી વખત
ફૂલો સુધી ગયો છું, મને ખ્યાલ પણ નથી.

વાતાવરણમાં ભાર છે મિત્રોના મૌનનો
હું શું કહી ગયો છું, મને ખ્યાલ પણ નથી.

## સિતાંશુ યશશ્ચંદ્ર

### આલયું

ઘૂવડની પાંખના પડછાયામાં
    સૂઈ ગયેલી રાત્રી
તેની જ આંખના ઉગ્ર પ્રકાશમાં
    જાગતા સૂરજથી
ખરેખર કેટલી વેગળી છે ?
ચુંબનમાં સ્પર્શેલી પ્રિયાની દગમાંનો હું
    અને હું
જેટલા ભિન્ન છીએ
શું તેટલી જ ?

તેથી જ
અજાણી ચિતામાં વારંવાર હોય છે મારો લોપ
અને અજાણ જન્મમાં વારંવાર હોય છે
                                    મારી અસ્તિત્વપ્રાપ્તિ
ને છતાં
ક્રોસ પર જીવવાનો નિશ્ચય
    હજી હું નથી કરી શકતો
ને તેનો ભાર મારે ખભે લાદી
    આ રસ્તા પર
હું ચાલ્યે જ જાઉં છું ચાલ્યે જ જાઉં છું;
                                    ચાલ્યે જ જાઉં છું



## આદિલ મન્સૂરી

### ગઝલ

સોયે હુવે પલંગકે સાયે જગા ગયા,
ખિડકી ખુલી તો આબમાં કમરે મેં આ ગયા.

આંગનમેં તેરી યાદકા ઝોંકા જો આ ગયા.
તન્હાઇ કે દરખ્તસે પત્તે ઉડા ગયા.

હંસતે ચમકતે ખ્વાબકે ચ્હેરેભી મિટ ગએ
બત્તી જલી તો મનમેં અંધેરા સા છા ગયા.

આયા થા કાલે ખૂનકા સૈલાબ પિછલી રાત,
બરસોં પુરાની ગોશ્તકી દીવાર ઢા ગયા.

તસ્વીરમેં જો કૈદથા વો શખ્શ રાત કો,
ખુદ ફ્રેમ તોડ કર મેરે પેહલૂ મેં આ ગયા.

વો ચાય પી રહા થા કિસી દૂસરે કે સાથ,
મુઝ પર નિગાહ પડતે હી કુછ ઝેપ સા ગયા.

સાયકલ પે ટેડીગર્લ ગલીસે ગુઝર ગઇ,
કુત્તાભી સાથ દૂર તલક ભોંકતા ગયા.

દરવાજાને
સાંકળ વાસો
બત્તી બંધ કરો.
    અજવાળામાં
    ઇચ્છાઓના
    ચ્હેરાઓ
    ભૂંસાઇ
    જશે.
ગાઢ તિમિરની છાયા નીચે
ઇચ્છાઓના
ચ્હેરા ચૂમો
મિસરના
પીરામીડમાં ઘૂમો.

## સુરેશ દલાલ

### વિસ્મય

એક આછો હડદોલો એવો લાગ્યો
        કે ગીતનો ઝોલો ઝૂલે છે દિનરાત :
ક્યાંક વાંસળીનો સૂર નવો વાગ્યો
        કે ગીતનો ઝોલો ઝૂલે છે દિનરાત !

કોક ડાળીએ ફૂલ ફૂલ ખીલ્યાં.
        ને ભંવરો ભમતાં ભૂલે છે દિનરાત;

કોના લોચનિય લોચનને ઝીલ્યા
કે દલ દલ હિનાના ખૂલે છે હિનગાત!

હે જી કોમળ કિરણ ક્યાંથી આવ્યું
અંધાર પર કોરે, છે નિત નવી ભાત;
કોણે આસુને સ્મિતથી સીંચ્યું
કે રંગ રંગ દિવસ ને ગત રળિયાત!

અને હું……

ઊડી ગયેલું ઝાકળનું બિન્દુ,
બળેલું બી,
ફૂલપર્ણહીન ડાળ
ને કરમાયેલું ફૂલ,
સૂકો, અવાવરુ કૂવો
ને
ખડક સાથે અથડાઈ અથડાઈને
ભાગી જતી જલની લહેર…
મને
મારા મનોરથની યાદ આપે છે!
—અને હું
પાતળી હવામાં પીગળી ગયેલા
મારા કોઈક આકારને
શોધતો ફરું છું!



## પ્રબોધ પરીખ

અહીં, એકલો સ્થિર
બારીમાં ઉભો છું
ઘરને પાછળ રાખીને.
જતા આવતા મુસાફરોમાં
તમને શોધવાની કોશિષ પછી
આંખો બંધ કરી દીધી છે
ને
વિચારું છું
ખોવાયેલા મને પકડી પાડવાના
આ દાંભિક પ્રયત્નોને છોડી દઉં
ને પાછો વળી જાઉં
મારા ઘરમાં,
મારી મા પાસે.
જેણે મને એના કોમળ હાથોથી
રમાડીને
ઊભા રહેતાં શીખવાડ્યું,
એમની પાસે
જે બધા જ મને ચાહે છે
ને એને માટે
પ્રયત્નો કરે છે.
ને ત્યાં જઈને
ફૂબી જાઉં
મારા રહ્યા-સહ્યા અસ્તિત્વ સાથે
પણ –

બંધ આંખોને ફરી બંધ કરી દીધી છે
ને જોઈ રહ્યો છુ,
હું,
અહીં, એકલો સ્થિર
બારીમાં ઊભો છું
ને ઘર પાછળ છે
સામે લાંબી સડક પર,
મકાનો
મને ભય છે
હમણા ઢળી પડશે,
હમણા,
બસ, હમણા જ !

•

## યોસેફ મેકવાન

### દર્શન

આજ
આ સવારમાં
વીતેલ રાત્રિના
પ્રગાઢ અંધકાર ભારને ઝીલી
કુણી લસંત ડાળ પર
ફૂટેલા રંગના કલાપમાં
( અદ્દોષ એની આંખની કીકી સમું !)

અનંત આભનું અકલ્પ્ય મૌન
મ્હેકતું
શ્વસી રહ્યું
–એ મહીં
જાણે મારું ભીતર–
લહર અને કિરણ થકી
જરા જરા હસી રહ્યું !

•

## કમલ વૈદ્ય

### તને બસ રાખવા રાજી

તને બસ રાખવા રાજી
ગઈ હારી બધું તો યે અદાથી ખેલતી બાજી.

હૃદય ભડભડ બળે એની ધુવાં ના એક ના આંસુ
મલયની મ્હેકથી ભરપૂર છુ જાણે હવા તાજી.

ફના કરનારનું મસ્તક સિવુ, મગરૂબ છે છાતી,
ખુમારીના નયન ક્યારેય ને રે'તા નથી લાજી.

મળેલું પાત્ર મુકી, ઝાઝવા પાછળ નથી ભમવુ:
અમલના એક ઘુંટે જેમ આલમ, પાર ના ઝાઝી.

'કમલ' જાણી બૂઝીને, સૂર્યની તાતી ઝીલે છે આગ.
મુલાયમ ગંધ ને ગુંજનથી જે સીમા રહી ગાજી.

•

## જહોન લેહમાન

### શૈલી

જ્યોર્જ ઑરવેલ 'સારા ગદ્ય'ના મૂલ્ય પર ભાર મૂકતાં કહે છે: "એ વાત માન્ય રહેવી ઘટે કે હાલની રાજકીય અંધાધુંધી ભાષાના વિનિપાત સાથે સંકળાયેલી છે. આ પરિસ્થિતિમાં કંઇ પણ સુધારો કરવો હોય તો તેનો આરંભ ભાષાના ક્ષેત્રે જ થઇ શકે એમ છે."

ઑરવેલે આ વિધાન ખૂબ ગંભીરપણે કર્યું છે, એટલું જ નહીં ખૂબ યથાર્થ રીતે કર્યું છે. આપણે શબ્દોના સાચા અર્થને લક્ષમાં લીધા વિના જ લખતા થઇ જઈ એ તો થોડા સમયમાં જ સ્પષ્ટ રીતે વિચાર કરવાની આપણી શક્તિ પણ કુંઠિત બની જશે. જો આપણે સ્પષ્ટપણે વિચાર નહીં કરી શકીએ તો ટૂંક સમયમાં જ આપણે આપણી સ્વતંત્રતાથી વંચિત રાખનારા પ્રત્યેક કરામતબાજ અને ચાલબાજની દયા પર જ જીવતા થઇ જશું.

'સારા ગદ્ય'નું મહત્ત્વ ઑરવેલ માને છે, એથી યે વિશેષ છે. એનો સંબંધ કેવળ આપણા રાજકીય સ્વાતંત્ર્ય સાથે જ નથી, પણ આપણા સમગ્ર ભાવનામય અને આધ્યાત્મિક જીવન સાથે છે. આપણા સમાજના નૈતિક વાયુમંડળના સત્ય સાથે છે. ઑવરેલ આપણને "તમામ રદ્દી અને મિશ્ર પ્રતિરૂપો, પૂર્વયોજિત શબ્દ-સમૂહો, બિનજરૂરી પુનરાવર્તનો અને તમામ પ્રકારની અર્થહીનતાનો" ત્યાગ કરવા માટે કહે છે. તેમ જ "આપણા યુગને શબ્દાડંબરયુક્ત અથવા તો સત્તાની છાંટ સાથેની કે છાપાળવી ભાષામાં રજૂ કરતી શૈલીને, જેમ ધીમે ધીમે ઝરતું હિમ ધરતીને ઢાંકી દે છે, તેમ હકીકતોને–સૂક્ષ્મ વિગતોને ઢાંકી દેતી" લેખે છે. આ ઉપમાનો

ઉપયોગ કરી તેઓ કલ્પનાશીલ ગદ્યના લેખકોને ધ્યાન આપવા લાયક ઓથપાઠ આપે છે

—અને માત્ર ગદ્યના લેખકોને જ નહીં આ ગગ્દાડમ્બરી શૈલીએ નાજેતરનાં વર્ષોમાં કવિતા પર પણ એનો જ મિજાજ ગુજાર્યો છે આના કારણે કવિતામાં દૃષ્ટિ અને લાગણીનું આભાસીપણું આવે છે અને પરિણામે ખુદ કવિતાનો વિનિપાત થાય છે આ દલીલ કરતી વેળાએ આપણા યુગના સમર્થ કવિઓએ જે આશ્ચર્યજનક સિદ્ધિ સાથે ખૂબ જ સંકુલ અને પ્રતિરૂપ સભર કવિતા આપણને આપી છે તેના પર પ્રહાર કરવાનો મારો હેતુ નથી હું એ સૂચવવા માગું છું કે આ મહાન કવિઓ સિવાય બીજાના હાથમાં આ પ્રકારની શૈલી ખતરનાક નીવડી શકે પ્રત્યેક યુગ પોતાના પુરોગામી યુગની પરંપરાગત કાવ્યશૈલીનું ખંડન કરવાની ઉતાવળમાં પોતાની નવી જ કાવ્યશૈલી ઊભી કરવા તરફ વળે છે એલિયટ-શૈલી, ઓડેન-શૈલી, ટોમસ-શૈલી તથા એમ્પસન-શૈલી એ આપણી કવિતાના સરી જતી શૈલી' જેવા પ્રલોભનો છે અને આકર્ષણો છે

કલ્પનાશીલ લેખનમાં આડંબરપ્રચુર શૈલી, ગુંચવાડાભર્યાં પ્રતિરૂપો અને સ્વીકૃત બનતા જતા નવા અલંકારો સામેનું આહ્વાન, સરકારી દસ્તાવેજો રાજપુરુષોનાં રવિવારિયા ભાષણો તથા પત્રકારત્વના પ્રત્યેક સ્વરૂપમાં પ્રવેશ પામેલા દ્વારા સામેના આહ્વાન જેટલું જ મહત્ત્વ ભાષા માટે (એટલે કે મનના જીવન માટે) ધરાવે છે

અનુ હરીન્દ્ર દવે

આવરણ ચિત્ર

અંક ૩૩ શ્રી ભૂપેન્દ્ર ખખ્ખર
અંક ૩૪ શ્રી ગુલામમોહમ્મદ શેખ

ધિ રજીસ્ટ્રેશન ઑફ ન્યુઝ પેપર્સ (સેન્ટ્રલ)
રૂલ્સ ૧૯૫૬ અન્વયે

## કવિલોક પત્ર અંગેની માહિતી

ફોર્મ નં. ૪.

(જુઓ રૂલ નં. ૮)

૧ પ્રકાશન સ્થળ : ૩૮૦, ગિરગામ રોડ, મુંબઈ ૨.
૨ તેના પ્રકાશનની સામયિકતા : દ્વૈમાસિક
૩ મુદ્રકનુ નામ : સુરેશ દલાલ
રાષ્ટ્રીયતા : ભારતીય
સરનામુ : ૩૮૦, ગીરગામ રોડ, મુંબઈ ૨.
૪ પ્રકાશકનું નામ, રાષ્ટ્રીયતા, સરનામું } ઉપર મુજબ
૫ તંત્રીનુ નામ : સુરેશ દલાલ, રાજેન્દ્ર શાહ,
: રમેશ જાની જયંત પારેખ
રાષ્ટ્રીયતા : ભારતીય
સરનામુ : ૩૮૦, ગિરગામ રોડ, મુંબઈ ૨.
૬ જે વ્યક્તિઓ અખબારના માલિક હોય અથવા કુલ થાપણના એક ટકાથી વધારે થાપણ રોકનારા ભાગીદારો અથવા શેરહોલ્ડરોનાં નામ તથા સરનામાં. } 'કવિલોક' વતી સુરેશ દલાલ

હું સુરેશ દલાલ આથી જાહેર કરું છું કે ઉપર આપેલી વિગતો મારી વધુમાં વધુ જાણ અને માન્યતા મુજબ સાચી છે.

તા. ૨૨-૨-૬૩ સહી : સુરેશ દલાલ
પ્રકાશક

# કવિલોક

'કવિલોક'નું દ્વૈમાસિક પ્રકાશન

સંપાદક મંડળ
રાજેન્દ્ર શાહ
રમેશ જાની
જયંત પારેખ
સુરેશ દલાલ

•

લવાજમ ભરવાનાં સ્થળ
કવિલોક, ૩૮૦, ગિરગામ રોડ, મુંબઇ ૨
મેસર્સ એન. એમ. ત્રિપાઠી પ્રા. લિ., પ્રિન્સેસ સ્ટ્રીટ, મુંબઈ ૨
શ્રી. પનાકિન્ ઠાકોર : મે. ઠાકોર બ્રધર્સ, જરમન સીલ્વર માર્કેટ
રતનપોળ, અમદાવાદ

શિવકુમાર જોષી : C/o સુદર્શન એન્ડ કં
૧૨, પોર્ટુગીઝ ચર્ચ સ્ટ્રીટ, કલકત્તા ૧

મેલ ઓર્ડર સર્વીસ : નહેરુ રોડ, વિલેપાર્લે, મુંબઇ ૫૭

•

લવાજમ

દેશમાં રૂપિયા ચાર : પરદેશમાં શિલિંગ આઠ : છૂટક નકલના સિત્તેર નયા પૈસા

•

માલિક : 'કવિલોક' સંસ્થા વતી
મુદ્રક અને પ્રકાશક : સુરેશ પરસોતમદાસ દલાલ
મુદ્રણ અને પ્રકાશન સ્થાન : લિપિની પ્રિન્ટરી, ૩૮૦ ગિરગામ રોડ, મુંબઈ ૨

# કવિ લોક

પુસ્તક ૬ : અંક ૩૫

ફાગણ ૨૦૧૯


## ગની દહીંવાલા

### કોઇ પણ રૂપે

તમે હાજર હતાં એકાંતમાં વાતાવરણ રૂપે;
સુખદ શ્વાસો સમય દેતો હતો એકેક ક્ષણ રૂપે.

રુદનનું એ ઘડી આતિથ્ય સ્વીકાર્યું છે આનંદે,
નિમંત્રણ છે તમોને પણ પધારો સંસ્મરણ રૂપે.

દિવસ 'ધોળા' કરે છે યાદ જ્યારે 'શ્યામ' રજનીને,
તો એ આવી રહે છે મારાં મનની મૂંઝવણ રૂપે.

વલખતાં વિશ્વના વલખાટનું હું મધ્યબિન્દુ છું,
પડયો છું એના હૈયામાં વહેતા કોઈ મણ રૂપે.

મૂકી છે દોટ બન્નેએ, હવે જે થાય તે સાચું,
જમાને ઝાંઝવારૂપે અમે તરસ્યા હરણ રૂપે.

અમે પણ કંઇ હકીકત રૂપ, વાંચી છે વસંતોને,
દીઠાં છે ઓસબિન્દુ પાન ઉપર અવતરણ રૂપે.

'ગની', આ ગૂંગળામણ છે કોઇ મૂંગાની વાચા સમ,
પ્રગટશે કોઈ દિવસ, કોઈમાં પણ, કોઇ પણ રૂપે.

●

## હરીન્દ્ર દવે

૧

જીવન ક્યાં જીદ કરે છે, ધોરી રસ્તાની સફર માટે
ચરણ ધરવા સમયના શસ્ત્ર કેરી ધાર માગે છે.

આ સર્જનની ઘડી છે, કે છે અંતિમ હદ વિસર્જનની,
ઘણી રેખાઓ ભેગી થઈને એક આકાર માગે છે.

આ ઢોળાઈ રહી છે, ચાંદની વેરાન રણ માંહે,
કણેકણ રેતીના જાણે કોઈનો પ્યાર માગે છે.

જે પિંજર નીડને કાજે તજે છે, એ ગગન માગે,
જે પહેલાં પ્રેમ માગે, એ જ પારાવાર માગે છે.

હું દોષિત હોઉં એ રીતે મને તાકી રહ્યા સઘળા,
હવે નિર્દોષ દિલ થોડો ગુનાનો ભાર માગે છે.

૨

કાયમ ભલે તમારી સભામાં નહીં હશું,
દિલમાં નજર કરી જજો, ત્યાંથી તો ક્યાં જશું ?

વરસી રહી છે એક નિરાધાર વાદળી,
ઓ દિલ પ્રસર ને બિન્દુએ બિન્દુને ઝીલશું.

દુનિયા સમસ્ત જાણી ગઈ દર્દ આપણું,
સંકેતની જબાન હવે ક્યાંથી લાવશું ?

રસ્તો છે ફેરમાં છતાં મિત્રોની જીદ છે,
મૃત્યુના મોઢે થોભ્યા પછી મંઝિલે જશું ?

ચાલો 'અહમ્'ની ફિલસૂફી સમજયા તમારી સાથ,
અમને તમારી આંખની કીકીમાં શોધશું.

દિલ છે, ને દુઃખના રંગનો થોડો મિજાજ છે,
દોસ્તો મળે તો એમાંથી દુનિયા વસાવશું.

૩

હવે કોઇનો દિલાસો ય ખૂપ નહીં લાગે,
હવે કશું યે અકારણ નથી, તમારા સમ.

હું નાઇલાજ સહું છું એ દિલફરેબ સિતમ,
નજરના મારનું વારણ નથી, તમારા સમ.

વિરહના દુઃખમાં મળે છે ઘણી ઘણી રાહત,
મિલન એ માત્ર નિવારણ નથી, તમારા સમ,

પ્રેમ ને સૌન્દર્યની એક જ રસમ જારી રહી,
એક અંખે છે નમન, બીજાને ખુદ્દારી રહી.

જ્યારે તારી યાદ પણ વીસરી જવાઇ'તી, વિભુ !
એ પળો તો જિંદગીભર તારી આભારી રહી.

●

# ચિનુ મોદી

## પૂ. દાદીમાના અવસાનની નોંધ

ખરેખર મધ્યમાં
ખેતરમહીં ખોડ્યો હતો
એ ચાડિયો
વંટોળથી ઊડી ગયો.
–બેવડ વળેલા છોડ,
–ઠૂંઠાં રિક્ત,
–આંસુ જેવડા દાણા
જમીને
જોઉં છું.
પૂર્વવત્ ભયથી
પશુપંખી
નહીં આવે અહીં,
હમણાં.
અને
હું પણ હવે તો
ચાડિયે પ્હેરેલ
(મારા) જીર્ણ
પ્હેરણના
લીરાના
ઊડવાના
રવ
ખરેખર
સાંભળું છું–
પૂર્વવત્.

●

## મનહર મોદી

### કૂકડો

રાતને અળગી કરે છે કૂકડો,
આંખ કિરણોથી ધુએ છે કૂકડો.

ત્યાં ગયાં ત્યારે કિરણ શોધી શક્યાં,
શહેરના ખૂણે વસે છે કૂકડો.

કેમ દુનિયામાં બધે અંધાર છે?
સૂર્યને પ્રશ્નો પૂછે છે કૂકડો.

પ્રશ્નના ઉત્તર રૂપે ચારે તરફ,
જ્યોત કિરણોની જુએ છે કૂકડો.

એક બિંદુ તેજનું પામી જઈ,
શિર ઝુકાવીને નમે છે કૂકડો.

તિમિર કેરો ભેદ સમજાયા પછી,
કંઠને વહેતો મૂકે છે કૂકડો.

રાત વીતી ગઈ હવે ઊઠો 'નયન'!
ઊઠે ઊઠે સાદ દે છે કૂકડો.



## મણિલાલ દેસાઈ

### હળવે રહીને હાક મારો

... ... હળવે રહીને હાક મારો.
ઘરમાં કે બા'ર ચાર લોક મળે ભેળાં,
ત્યાં લાગે મને ડર તમારો.
હળવે રહીને હાક મારો.

સૂતેલી સૈયર આ જાગી જશે ને—
વહી જાશે રે વાત પ્રીત કેરી.
કાલે સવારે આ સૂરજના છાંયડામાં
નહીં રહેશે રાતડી સુનેરી.
ઘરઘર ને ગલીગલી વાત થશે ભલીભલી
થોડું ઝાઝું તો વિચારો
હળવે રહીને હાક મારો.

પાંપણ છે બંધ છતાં ઉર નથી સૂતું
ને પગલાં સુણી લઈશ છાનાં
વહેલી સવારે પછી જોયું જશે રે
મને રે'શે મળી અનેક બ્હાનાં
સાંજ ને સવાર વાર વાર રહે ઘુમરાતો,
મનમાં વિચાર એકધારો:
હળવે રહીને હાક મારો.

•

## આદિલ મન્સૂરી

ગઝલ

૧

એ ધરા તારી વિરહઆગમાં બળતો સૂરજ,
જાણે કંઈ કેટલી સદીઓથી રઝળતો સૂરજ;

મોઢું ધોવા ઘડી રોકાય છે સામે કાંઠે,
રાતની કાળી ગુફામાંથી નીકળતો સૂરજ.

આમ તો સાત સમંદરથી યે ભીંજાય નહીં,
કિંતુ ઝાકળની મધુર બુંદે પલળતો સૂરજ.

રોજ શોધે છે સિતારાઓ ગગનમાં એ જગા,
રાતના ચોરીથી જ્યાં ચાંદને મળતો સૂરજ.

બારીનો પરદો હટાવીને જુએ છે કોઈ,
જાણે વાદળની પછીતેથી નીકળતો સૂરજ.

એ ખુદા જાણે કયા દિવસે ઠંડો પડશે ?
વિશ્વને બાળતો ને પોતે યે બળતો સૂરજ.

આખા દિવસની સફર ખેડીને સાંજે આદિલ
થાકનો બોજ લઈ ઘર ભણી વળતો સૂરજ.

ઊંઘમાંથી દેહ એ જાગી પડે
કામનાની કીડીઓ ચટકા ભરે,

ચંદ્રના પડછાયા નીચે શતસર,
લોહીમાં ખરડાયલાં સ્વપ્નો રડે.

આભના મેલા કફનથી નીકળી,
સૂર્યના અસ્તિત્વ પર તારા હસે,

શૂન્યતાની ભીંસમાં જકડી મને,
આંધળા એકાંતના સર્પો ડસે,

રક્તના સ્તંભોને પડતા જોઈને,
માંસની દીવાલની આંખો રડે.

દેહનું આકાશ સંકોચાય તો,
વાસનાઓની ક્ષિતિજ તૂટી પડે.



## ગિરધરલાલ

### સંજીવની

માટીના અણુમાં અતકર્ય બળ છે.
તો ઋષિના વાક્યમાં ?
મંત્રોના ધ્વનિમાં ?
મંત્રોના ધ્વનિમાં હલાહલ મરે એવી છ સંજીવની.



## સુરેશ દલાલ

### પાણીપત

મોડી રાતે માંડ માંડ મંબેલી આંખ,
ઘડિયાળની ઘંટડીએ જાગી જાય...

નિત્યનો આ કાર્યક્રમ :
બ્રશ......બ્લેડ......ટુવાલ......

મૂગા મૂગા કહ્યા કરે :
"મોડું થશે, ચાલ........."

એક હાથે છાપું અને
લટકાવીને ખભે કોટ

ઘરથી હું કરું કૂચ.........

ઑફિસનું ટેબલ......
ફાઇલ......છેડે પડેલો ફોન......અને પાણીનું ગ્લાસ
હું કેમ લઉં છું શ્વાસ
એના સાક્ષી છે!

લંચ અવર્સ......
ઘરનું ટિફિન......વાતચીત......(ધલ્ગર જોકસ)

સાંજે ઘર......
શ્રીમતી......
પરિવાર......
કૂણું પારાવારે......
(બજારના ભાવ જેવા મિજાજના આધારે.)

કથા કહેતા મહારાજના
એકધારા અવાજ જેવા દિવસથી થાકી ગયો છું...
ક્યારે પૂરો થાય —
આ અધ્યાય?



## ડી. એચ. લોરેન્સ

### અંતરંગી

શું ભલા કેમે પડી નહીં પ્રેમની મારા તને ?
 — એણે અધી કડવાશથી પૂછયું મને !
મેં ધરી દીધો અરીસો :
ને કહ્યું
કૃપા કરી
યોગ્ય વ્યક્તિને પૂછો આ પ્રશ્ન સૌ;
ત્યાં કરો સઘળી વિનંતી;
લાગણીની બાબતોમાં સર્વસત્તાધીશ જે —
— એને પૂછો... ...

એથી જ તો
મેં દઈ દીધું દર્પણ !

એણે પછાડયું હોત માથે માહરા
પણ નિહાળી બિંબ પોતાનું
મુગ્ધ થાતી એ ક્ષણ.........
 ......ત્યાં હું છૂટ્યો નાસી !

અનુ : સુરેશ દલાલ

## પ્રિયકાન્ત મણિયાર

### વર્ષો પછી

પીએચ. ડી.ના થિસિસે પૂરાયલો
હું ઓસરીમાં બસ વાંચતો રહ્યો,
આંખો થઇ હાથ પછી ન છૂટકે
સંશોધને યે સ્વીચ ઓફ કીધી.
ફંફોસતો ગેહ, સ્વયં રહું છતાં,
પથારીનો માર્ગ પ્રયત્નથી કર્યો.
લંબાવું કાયા, લઘુ – બાળ સૂતો
પથારીમાંથી નિજ ગાદલી મહીં
પોઢાડવા જ્યાં હળવે ઉપાડું,
ટચૂકડા હાથ થકી ખચેલું,
ઊંડાણમાં કૈં ગજવે છુપાયું,
અકલ્પ્ય એવું લસર્યું અચાનક
દડી પડ્યું કો ચણીબોર લીસ્સું,
વર્ષો પછી શું મુજ હાથ આવ્યું!

### છાંય!

કો ચાલતી અગનગાડી થકી ધૂંવા જે
છવાય તેની ક્ષણ–છાંય જેટલો
મારો તારો પરિચય રહ્યો... ...
છતાંય શી ટાઢક ત્યાં છવાઇ
તું વેગીલી દૂરનાં સ્થાન પામે
હું પેખું લ્યાં ગગન ઝરતી સૂર્યની લાલ આંખ
જ્વાળાઓથી હરતી ફરતી એની એ લાલ આંખ.

●

[કવિવેક પોલિન્ત અંગ્રેજીમાં કાવ્ય રચતા ભારતીય કવિઓના કવિમિલનમાંથી]

**Gieve Patel.**

## SERVANT

They come of peasant stock  
Truant from an insufficient plot.  
Lights are shut off after dinner  
But the city-blur enters,  
Picks modulations on the skin,  
The dark around them  
Is brown, and links body to body,  
Or is dispelled, and the hard fingers  
Glow as smoke is inhaled  
And the lighted end of tobacco  
Becomes an orange spot.  
Other hands are open  
Or shut, it does not matter  
One way or the other –  
They sit without thought,  
Mouth slightly open, recovering  
From the day, and the eyes  
Globe into the dim  
But are not informed because  
Never have travelled beyond this  
Silence. They sit like animals.  
I mean no offence. I have seen  
Animals resting in their stall,  
The oil flame reflected in their eyes,  
Large beads that though protruding  
Actually rest  
Behind the regular grind  
Of the jaws.

●

**Nissim Ezekiel**

## WALKING NEAR THE SEA

Walking near the sea on black rocks,
Sustained by nothing but my sense
Of movement, I drink the darkness
Of the falling night and of my thoughts,
Avoiding people bent on buying or selling

Avoding couples, dogs and slippery places.
The sky is close and cloudy. I am going
Slowly down into the empty depths,
Against my will. It becomes very cold.
I never bargained for this desolation.

Is there a vision at the end of it ?
Or am I paying for my self-deception ?
A thin moon is rising as I live again
My nightmares of insincerity.
In seconds I am cornered right below.

Waiting there I get a revelation :
I am not separated from the life I am
But in the very heart of it: the action
Is the sign, the symbol is the signature.
My clothes are me, my soul does the walking.

The sea and these black rocks, the couples
And the dogs are not remote but of the essence.
This particular place and this time
And my experience here are all my meaning.
I walk away attentive to the meaning.

K C Katrak

## A QUESTION ,OF WEATHER

Not to shift with weather or with tides
Of which there are improbably too many
But to hold fast to an inner hard direction
This was his credo

After the brilliant years at college
he refused
*A scholarship to Oxford,* and joined
A small congenial firm of Publishers
Offered a directorship at thirty he still
Lived with his parents and saved money

I met him again the other day 'Snails
Move as snails and rabbits feed like rabbits,
The icicle holds fast in winter And tides
Move with a most exact direction ' he told me bleakly
Refusing a second drink

So now it is heartening to know that she has met him,
Confronted him with her small, winning ways,
Smiled up at him and put her hand in his hand
And softness in the flesh has won

Now he must learn
Tides at full moon may have their own
Extravagance, rabbits their bacchanalia, and icicles
Persistent through the heart of winter, still must melt
To form a warm inevitable puddle
In the triumphant sun

R. Parthasarathy

## A SUPEREROGALORY SILENCE

Should I lose my way
    in this undergrowth of tears
and stumble over pebbles of blue
    eyes, leap fences
of reassuring arms
to wear at the end of the race
not flowers but a wreath
of empty words?

We lived our lives
    for ever taking leave:

The lover's world moves within
the familiar poles of eye, hand,
is eclipsed by the word.

But surely words are no more
    than ripples
in the deep well of the throat.

Much experience they say
dulls the mind:
    the hands touch
    lips meet
at the evocation of a word.
Only we haven't the words
    to bring it off.

But stumbling on experience
I chanced on an implement,
a supererogatory silence.

રાઇનર મારિયા રિલ્કે

# નવોદિત કવિને પત્ર

તમારો પત્ર મને થોડા દિવસો અગાઉ જ મળ્યો. તેમાં વ્યક્ત થયેલી શ્રદ્ધા માટે હું તમારો આભાર માનું છું. હું ભાગ્યે જ કંઇ કહી શકું. તમારી કવિતાના ગુણઅવગુણમાં હું ઊતરી શકું નહીં; કારણ કે કોઈ પણ પ્રકારના આલોચનાત્મક પ્રયોજનથી હું ઘણો દૂર છું, કલાકૃતિનો સંપર્ક સાધવામાં વિવેચનના શબ્દો જેટલી અવળી અસર બીજા કશાની નથી હોતી; એનું અનિવાર્ય પરિણામ ઓછેવત્તે અંશે સુખદ ગેરસમજૂતીઓ સિવાય બીજું કશું જ હોતું નથી. બધી બાબતો લોકો આપણને માનવા પ્રેરે છે એટલી હદે સમજાઈ જાય એવી કે વાણીમાં વ્યક્ત થાય એવી હોતી નથી. મોટા ભાગની ઘટનાઓ વાણીમાં વ્યક્ત નથી થતી; જ્યાં શબ્દની છાયા પણ નથી પડી એવા વાતાવરણમાં જઇ એ લય પામે છે; અને આ બધામાં કલાકૃતિઓ સૌથી વધુ વાણીથી પર હોય છે. કલાકૃતિનું જીવન આપણા જીવનના વિલય પછી પણ વિસ્તરતું હોય છે.

આટલું પ્રાસ્તાવિક લખ્યા પછી હું તમને એટલું કહીશ કે તમારી રચનાઓમાં કોઈ વૈયક્તિક ગુણ નથી, પણ મંગલ અભિગમ ધરાવતાં શાંત અને ગોપિત વલણો છે. છેલ્લી કવિતા 'માય સોલ'માં હું આ સ્પષ્ટપણે જોઈ શક્યો અને પેલી સુંદર કવિતા 'ટુ લીઓપાર્ડી'માં એ મહાન અને ઐકાંતિક માનવી સાથેનો કૈંક ગાઢ થતો જતો સંબંધ જોવા મળે છે. ગમે એમ પણ આ રચનાઓ પોતે કશુંક નિર્માણ કરતી નથી. તેનું કોઈ સ્વતંત્ર અસ્તિત્વ નથી અને આમાં છેલ્લી રચના 'ટુ લીઓપાર્ડી'નો પણ

સમાવેશ થઈ જાય છે. આ કવિતાઓ સાથેના તમારા મિત્રતાભર્યા પત્રમાંથી હું તમારી કવિતાઓ વાંચતાં જેવા મળેલી અનેક ક્ષતિઓનો ખુલાસો મેળવી શકયો. જો કે ... ...

તમે પૂછો છો કે મારી રચનાઓ સારી છે કે નહીં. તમે મને પૂછો એ પહેલાં તમે એ વાત બીજાઓને પણ પૂછી છે. તમે તમારી કવિતાઓ સામયિકોમાં મોકલો છો. બીજી કવિતાઓ જોડે તેને સરખાવો છો અને કેટલાક તંત્રીઓ તેને પાછી મોકલે ત્યારે તમને કષ્ટ થાય છે. હવે જયારે તમે મને સલાહ આપવાની અનુમતિ આપી છે ત્યારે હું તમને એ બધું જ છોડી દેવા વિનંતિ કરું છું. તમે બહિર્મુખ બનો છો. બીજું ગમે તે બને તમારે બહિર્મુખ તો ન જ બનવું જોઇએ. તમને કોઇ જ સલાહ કે સહાય આપી શકે નહીં. કોઈ જ નહીં. માત્ર એક જ ઉપાય છે: અંતર્મુખ બનો. તમને લખવા પ્રવૃત્ત કરતા પ્રયોજનને શોધી કાઢો; જુઓ કે એ પ્રયોજનનાં મૂળ તમારા અંતરમાં કેટલે ઊંડે ગયાં છે અને જો તમને લખવા દેવામાં ન આવે તો તમે જીવી નહીં જ શકો એવું છે કે નહીં. રાત્રિની કોઇ શાંત ક્ષણે તમે તમારી જાતને પૂછો: મારે લખવું જોઇએ ? એના ગહન ઉત્તર માટે હૃદયમાં ઊંડે સુધી ઊતરો અને જો ઉત્તર હકારાત્મક હોય, આ ગંભીર પ્રશ્નનો ઉત્તર સરળ અને મક્કમ 'મારે લખવું જ જોઇએ' એ શબ્દોમાં આવે તો પછી તમારે એ આવશ્યકતાના સંદર્ભમાં તમારા જીવનનું ઘડતર કરવું જોઇએ. તમારું જીવન તેની તદ્દન બિનજરૂરી પળે પણ આ જ ભાવનાનું સાક્ષી અને પ્રતીક બની રહેવું જોઇએ. પછી તમારે કુદરત તરફ વળવું જોઇએ. તમે જે કૈં જુઓ, અનુભવો, પ્રેમ કરો કે ગુમાવો, એ સર્વને સૌ પ્રથમ અભિવ્યક્તિ અપાતી હોય એ રીતે વ્યક્ત કરવા પ્રયાસ કરો. પ્રેમકાવ્યો ન લખતા; બહુ જ

પરિચિત કે પ્રચલિત સ્વરૂપોને પ્રારંભમાં દૂર જ રાખજો. એ ખૂબ જ મુશ્કેલ હોય છે. જ્યાં ભૂતકાલીન ભવ્ય પ્રણાલિકાઓ અસ્તિત્વ ધરાવતી હોય ત્યાં વ્યક્તિગત મૌલિક પુરસ્કરણ કરવા માટે ખૂબ જ મહાન અને સંપૂર્ણતઃ પક્વ શક્તિની આવશ્યકતા હોય છે.

આથી સામાન્ય વિષયોને બદલે તમારી વ્યથા અને ઝંખનાઓને આલેખો; તમારા ઊડતા વિચારોને અને સૌંદર્યના કોઇક સ્વરૂપમાંથી શ્રદ્ધાને આલેખો; આ બધું જ અનુભૂત, શાંત, વિનમ્ર સહૃદયતાથી આલેખો; તમારી આસપાસ રહેલી વસ્તુઓ, તમારા સ્વપ્નો અને સ્મરણોમાં રમતાં ભાવપ્રતીકોને વાચા આપો. તમારું રોજબરોજનું જીવન જો તમને દરિદ્ર લાગે તો એનો દોષ ન કાઢતા, તમારી જાતને મનાવજો કે એની સમૃદ્ધિને સિદ્ધ કરવા જેટલા પ્રતિભાશાળી કવિ તમે નથી. સર્જક માટે કશું જ કંગાલ નથી, કોઇ જ સ્થળ બિનમહત્ત્વનું નથી. તમે કોઇ કારાવાસમાં પડયા હો અને ત્યાંની દીવાલોમાંથી દુનિયાનો કોઇ અવાજ તમારા કાન સુધી ન પહોંચી શકતો હોય ત્યારે ય તમારી પાસે તમારું શૈશવ, એ બાદશાહી સમૃદ્ધિ, સ્મરણોનો ભંડાર તો હોય જ છે ને ? તમારું લક્ષ ત્યાં કેન્દ્રિત કરો. એ અતીતમાં ગર્ક થયેલી લાગણીઓને ઉકાવવાનો પ્રયત્ન કરો; તમારું વ્યક્તિત્વ દૃઢ બનશે, તમારા એકાંતની સીમા વિસ્તરશે.

અને આમ અંતર્મુખ બનવાથી, તમારા આગવા વિશ્વમાં ડૂબકી મારવાથી કવિતા પ્રકટશે ત્યારે તમે એના સારાપણા વિશે કોઇનો યે અભિપ્રાય લેવા જવાનું નહીં વિચારો. વળી સામયિકોને પણ આ રચનામાં રસ લેતાં કરવાનો પ્રયત્ન તમે ન કરો; કારણ કે આ કવિતામાં તમે તમારી જ વ્હાલસોયી સંપત્તિનો

અણુસાર જોશો, તમારા જીવનનો સૂર પારખશો. કલાકૃતિ એ અનિવાર્યતામાંથી પ્રકટી હોય તો જ ઇષ્ટ હોય છે, આ કલાકૃતિના મૂળમાં જ તેનું સાચું મૂલ્ય રહેલું છે. એ સિવાય બીજો કોઈ એનો માપદંડ ન હોઇ શકે. એટલે તો ભાઇ, હું આ સિવાય બીજી કોઈ સલાહ આપી શકું એમ નથી. તમે તમારા આંતરમનમાં પ્રવેશો, જ્યાંથી તમારું જીવન વહે છે એ ઊંડાણોને શોધી કાઢો; ત્યાંથી તમને એ પ્રશ્નનો ઉત્તર મળશે કે તમારે સર્જન કરવું જોઈએ કે નહીં. એ ઉત્તરને જે રીતે સમજાય એ રીતે સ્વીકારો-એક એક શબ્દમાં ઊંડા ઊતર્યા વિના. કદાચ એવું પણ બને કે તમે કલાકાર થવા નિર્માયા હો. જો એમ જ હોય તો તમારે આ ભાગ્યને તેના ભાર અને તેની મહત્તા સાથે સ્વીકારી લેવું જોઇએ. અને એ પણ બહારના કોઇ પણ બદલાની અપેક્ષા રાખ્યા સિવાય. કારણ કે સર્જકનું જગત એનામાં જ સમાયું હોય છે—એણે બધું જ પોતામાં અને પોતે જેની સાથે સંકળાયેલ છે એ પ્રવૃત્તિમાં જ શોધવું જોઇએ.

કદાચ આ આંતરમનમાં કે તમારા એકાંતમાં અવગાહન કર્યા બાદ તમારે તમારા કવિ થવાના દાવાને છોડી દેવો પડે એવી પરિસ્થિતિ પણ પ્રકટે; (મેં અગાઉ કહ્યું એમ, લખ્યા વિના પણ રહી શકાય છે એવી લાગણી થતી હોય તો પછી આ સાહસ ન ખેડવા માટે એ પૂરતું કારણ છે). પરંતુ આમ બને ત્યારે ય આ અંતર્મુખતા જતી નથી. એ પછીથી તમારા જીવનને તેના વ્યક્તિગત રસ્તાઓ મળી શકે; અને હું ઇચ્છું કે એ તમારા માટે ઇષ્ટ, સમૃદ્ધ અને દૂરગામી બને.

વધુ શું કહું? દરેક વસ્તુને યોગ્ય બળ મળી રહેતું હોય છે; આખરે હું તમને તમારા વિકાસમાંથી શાંતિપૂર્વક અને

ગંભીરતાપૂર્વક પરિપક્વ થવા સલાહ આપીશ. જે પ્રશ્નોનો ઉત્તર જીવનની કોઈ શાંત પળે અંતરતમ અંતરની લાગણીમાંથી જ મળી શકે તેનો ઉત્તર બહારથી મેળવવા માટે તમે બહિર્મુખ બની જશો તો તમે તમારા વિકાસના મૂળમાં જ આઘાત કરી બેસશો.

તમારા પત્રમાં પ્રાધ્યાપક હોરાસેકનું નામ વાંચી મને આનંદ થયો. એ વહાલસોયા વિદ્વાન માટે મારા મનમાં ખૂબ જ આદર અને કૃતજ્ઞતા છે. મારા આ મનોભાવની તેમને જાણ કરશો. તેઓ મને હજીયે યાદ કરે છે એ એમનું સૌજન્ય છે—અને એ માટે હું કૃતજ્ઞ છું.

તમે મોકલેલી રચનાઓ આ સાથે પાછી મોકલું છું; તમારા વિશ્વાસની માત્રા અને ભ્રાતૃભાવ માટે હું ફરી એક વાર તમારો આભાર માનું છું. સહૃદયતાથી અને મને સૂઝ પડી એ રીતે અપાયેલા આ ઉત્તરમાં મેં મારી જાતને હું માનું છું તે કરતાં વધુ પાત્ર લેખવાનો પ્રયત્ન કર્યો છે.

અનુ: હરીન્દ્ર દવે

# કવિલોક

'કવિલોક'નું દ્વૈમાસિક પ્રકાશન


સંપાદક મંડળ

રાજેન્દ્ર શાહ

રમેશ જાની

જયંત પારેખ

સુરેશ દલાલ





લવાજમ ભરવાનાં સ્થળ

કવિલોક, ૩૮૦, ગિરગામ રોડ, મુંબઇ ૨

મેસર્સ એન. એમ. ત્રિપાઠી પ્રા. લિ., પ્રિન્સેસ સ્ટ્રીટ, મુંબઈ ૨

શ્રી. પિનાકિન્ ઠાકોર : મે. ઠાકોર બ્રધર્સ, જરમન સીલ્વર માર્કેટ

રતનપોળ, અમદાવાદ

શિવકુમાર જોશી : C/O સુદર્શન એન્ડ કં.

૧૨, પોર્ટુગીઝ ચર્ચ સ્ટ્રીટ, કલકત્તા ૧

મેલ ઓર્ડર સર્વીસ · નહેરુ રોડ, વિલેપાર્લે, મુંબઇ ૫૭





લવાજમ

દેશમાં રૂપિયા ચાર ; પરદેશમાં શિલિંગ આઠ ; છૂટક નકલના સિત્તેર નયા પૈસા





માલિક · 'કવિલોક' સંસ્થા વતી

મુદ્રક અને પ્રકાશક : સુરેશ પરસોતમદાસ દલાલ

મુદ્રણ અને પ્રકાશન સ્થાન : લિપિની પ્રિન્ટરી, ૩૮૦ ગિરગામ રોડ, મુંબઈ ૨

કવિલોક

પુસ્તક ૬ : અંક ૩૬

વૈશાખ ૨૦૧૯

રાજેન્દ્ર શાહ

# ગીત મુક્તિ

પાત્રો

જાયાદેહે મનોર
તિંતિલિ
લાલન
ઊજમ
ચોકીદારો

[સમય : કૃષ્ણપક્ષની મધ્યરાત્રિનો.

સ્થળ : ઊજમનું ગામથી થોડે દૂર ખેતરશેઢાનું ઘરઆંગણ ]

ઊજમ : (ઘરમાંથી)

હરિ જેમ રાખે તેમ અનુકૂળ રહીએ રે,
અનુકૂળ રહીએ રે.

આણીગમ આભ મારા ઊજળા,
આણીગમ ગહેરા અંધાર,
ઝૂલતું અંતરિયાળ ઝૂલણે
મેલી મમતાનો ભાર
મેલી મનખાનો ભાર
મોહને અંતર મોજ લહીએ રે,
હરિ જેમ રાખે તેમ અનુકૂળ રહીએ રે.

છાયાદેહે મનોર. મારી ઊજમ! આમ ને આમ જિંદગીને તું જીતી ગઈ. વાસનાના રૂપના ઝેર તેં ઉતરી જાણ્યા. ભાન ભુલાય એવો મીણો પણ નથી ચડ્યો. કાળના નાગી નાગને તેં નાથી લીધો જાણે..

ઊજમ : (બહારથી)

મારા હો કે રો નામ
હો જી રુદિયામાં રામ,
મારે બીજું તે મિરાત કેવી?
કિયા તે નગી નામ?
રો જી રુદિયામાં રામ

મનોર : ઊજમ! મજુરોની અનાથ બેન! દેનમંદારનો આધાર મેળવી લીધો તેં

ઊજમ : સુખ રે નહિ. નહિ રે દુઃખ, એઉથી
મારું અળગું હો ધામ...
મારું અળગું હો ગામ...
હો...જી રૂદિયામાં રામ...

મનોર : લોકલોકનાં ધારણનાં નસકોરાં બોલે છે, ત્યાં કાળની કાળી રાતનું ઊંઘતું ઓઢણ દૂર મેલી તું જાગી રહી છે, ઊજમ! હા, જાગે છે, બોલે છે ને છતાં ય અબોલ. દાયકા દોઢ દાયકા પહેલાં, ભેખડની સાંકડી ગાળીમાં ઊછળતાં ઝરણ જેવું તારું જોબન અહીંના આ નિરજન વગડામાં કેવું કલબલ કરી રહ્યું હતું! તારો સરળ અવિચળ પ્રેમ તારા બોલ અને તારી ચાલમાં ચંચલ બની રહ્યો હતો. ને આજે સઘન વનની શામળી છાયામાં તારું એ વહેણ ઉદાસીન છે.

ઊજમ : હો...જી રૂદિયામાં રામ...

મનોર : તારી તપસ્યાનો આ મહામંત્ર! આસલીની ઓથે રહી રોજ તારી ચોકી કરું છું. તારી નેકનિષ્ઠા જોઇ રોજ વધારે ને વધારે ચાહું છું. પણ તારી કને અવાતું નથી. લોકાન્તરના અંતરાયની અણદીઠી દીવાલો આડમાં ખડી છે. પાનખરના ઉંબરે તું ઊભી છે પણ અવિકળ; એકાદ ફૂલને ધારણ કરવાની ઝંખના સરખી પણ સેવ્યા વિના. ને મારી વાસના ...રોજ રોજ એના વધતા જતા તાપમાં હું શેકાઉં છું. રે મળવાની કોઇ આશા નહિ...કોઇ આશા નહિ...હા... હતભાગી જીવ!

ઊજમ! આજે તું મારી આંખ આગળ છે, એટલે તો બધીય વેદના સહી જાય છે. પણ કાલે નજરથી દૂર જશે ત્યારે?...મૃત્યુ તારે કાજે દેવલોકના દરવાજાના તોરણ

મનોર : હા, પણ એ તો અસંભવ... પણ તમે કહો છો એ રસ્તો કયો ?

તિંતિલિ : માનવશરીરના વાહનદ્વારા માનવશરીરને મળવાનો.

મનોર : એટલે... કોઈના શરીરમાં પ્રવેશ કરી મારે ઊજમ પાસે જવું ? ને એના શીલને ખંડિત કરવું ?... દેવ ! એ મારાથી નહિ બને, કદાપિ નહિ બને.

તિંતિલિ : મને પણ એ જ અંદેશો હતો. આચારની ટેવકુટેવોની જેમ વિચારની પણ ટેવકુટેવો હોય છે. આચારની ટેવ તો શરીર સાથે છૂટે છે પણ વિચારની ટેવો તો જીવની સાથે સાથે પરલોકગમન કરે છે. મોટું બંધન જ એનું હોય છે. મેં હમણાં જ કહ્યું ને કે મૃત્યુલોકના આચારવિચારનો અંચળો આ પ્રેતલોકમાં પણ તેં ઓઢી રાખ્યો છે.

મનોર : પારાવાર અંધકાર ને કોટિ કોટિ વીંછીના ડંખ. રે નિયંતા !

( બે હાથમાં માથું નાખી દે છે. )

તિંતિલિ : શરીરપ્રવેશનો નહિ, પણ તને નડે છે ઊજમના શીલભંગનો ખ્યાલ. ખરું ને ? એવા મિલનથી એનું શીલ અખંડિત રહેતું હોય તો ?

મનોર : ( એકદમ ઊંચું જોઈ ) શીલ અખંડિત રહે ? થાળ ભરી ભોગ આરોગનાર ઉપવાસી ગણાય ? તિંતિલિ ! કંઈ સમજાતું નથી.

તિંતિલિ : બંધનમાત્ર પરિગ્રહનું પરિણામ છે. જેણે મમતા મેલી દીધી છે એને કોઈ બંધન નથી, ભલેને ધર્મભાવે સહુ કર્મ કર્યા કરે. પાપ અને પુણ્ય બન્નેથી એ પર રહે છે.

મનોર : મેં તો આવું ક્યાંય સાંભળ્યું નથી.

લાલન : અભિયાગત છું. બહુ દૂરથી આવું છું. થાકયોથાકયો છું. રાતના આ વખતે કયાં આશરો શોધું? આ ઘરમાં દીવો બળતો દીઠો એટલે માન્યું કે કોઈ જાગતું હશે. કંઈ લૂકયુંસૂકયું હોય તો આપશો?

ઊજમ : (અંદરથી) ઓટલે બેસો, લાવું છું.

(લાલન ઓટલા પર બેસે છે. થોડી વારે બારણું ઊઘડે છે. ઊજમ ઘડીભર બારણા પાસે ઊભી રહે છે. એના એક હાથમાં તાસક છે એમાં બે ત્રણ રોટલા અને ચટણી છે. બીજા હાથમાં પાણીનો લોટો છે. પછી લાલન જ્યાં બેઠો છે ત્યાં બન્ને પાત્રો મૂકે છે અને પાછી ફરી બારણાના ઉંબર પર બેસે છે. અંદરના દીવાનો આછો પ્રકાશ બહાર પણ રેલાય છે. લાલન ચોગળા પાણીથી હાથ ધોઈ જમવા બેસે છે.)

ઊજમ : દૂધ કે દાળ નથી. એકલી ચટણી સાથે નહિ ફાવતું હોય. જરા ગોળ લઈ આવું.

લાલન : ના, ના. કંઇ જરૂર નથી. બહુ સારું ફાવે છે.

ઊજમ : (ઊભી થાય છે ને જતાં જતાં) પણ ગોળ હશે તો થાક જલદી ઊતરી જશે.)

(લાલન શું બોલે છે તે સાંભળવા એ ઊભી રહેતી નથી.)

લાલન : અમરતનો આ સ્વાદ કેટલે વરસે પામ્યો? એક એક કોળિયે પેટ ભરાવાને બદલે જાણે ઊણું ઊણું જ થતું જાય છે.

(ઊજમ ગોળ લાવી લાલનના ભાણામાં મૂકે છે.)
આટલો બધો નહિ જોઇએ.

ઊજમ : ઘરના ખૂણાનો તાજો જ ગોખ છે. કંઈ વધારે નથી

લાવન : અજાણ્યાનીપે કેવી આંતરડી ઠારે છે ! ( થોડી વાર પછી ) પણ ઊજમ ! ( પોતાનું નામ સાંભળતા ઊજમ ચમકે છે ) હું અજાણ્યો છું. આ ઘર મારાથી અજાણ્યું નથી. ( ઊજમ કોઈ રહસ્ય ઉકેલતી હોય એવી એકાગ્રતામાં મૂક છે. લાવન ખાના ખાના વચ્ચે વચ્ચે બોલતો જાય છે ) વચગાળે ખાનપંદર વરસ વહી ગયા છે વહેલા મળસ્કે અહીં કોશ જોડાતો. એની ગરગડીના ચીચૂડૂ ક ચી ચૂ...ડ અવાજમાં ગવાતા ગોવાળિયાના ગાન સાથે પૂરો શોભતો ધોળિયા અને કાળિયાની જોડ પણ કેવી હતી ? આખા મુલકમાં બીજે ક્યાંય નજરે ન પડે આંખ ઠરે એવા એમના મસ્ત બદન

ઊજમ : તમારી ઓળખ આપશો ?

લાવન : ઓળખ આપવાની જરૂર નહિ પડે. આપમેળે એની ખબર પડશે કૂવાની બાજુમાં પાણીના હાળિયા કને તુલસીનો ક્યારો હતો તુલસી પણ શી કેવી રૂપાળી હતી ! માજના ભારથી લચી પડતી ઊગતા સૂરજના કુંદન રંગના તેજમાં તું એની પૂજા કરતી હાળિયાના પાણી જ્યારે જ્યારે વાગતો મનોર, પાવડો મેલી, ઘડીભર તને જ જોઈ રહેતો, અને એની આંખમાંથી વ્હાલના ફુવાર ઊડતા

ઊજમ : અભિસાગર તમે કોણ છો ?

( ભૂતકાળની યાદે એનો અવાજ ગળગળો બને છે )

લાવન : ઉંમરની સાથે કાળજાની કરુણા પણ વધતી ગઈ છે. આંખ એટલામાં કેવી ભીની થઈ ગઈ ? અને મને યાદ છે

સ્વભાવ જ એવો ઘડાયેલો તારો. એક વખત તું માંદી હતી. શરીરમાં તાવ ધખતો હોય તો પણ તરત વિયાયેલી કપિલાને પંપાળ્યા વગર તું રહેતી નહિ. કૂંણાં ઘાસના કવલ તારે હાથે તું એના મોઢામાં મૂકતી. પેલી માથી માલણ કહે બેન ચંતા મા કર્ય. હું હંભાળી લઇશ. તો ય તને ધરપત નહિ. મનોર પોતે કહે તોય નહિ.

( ઊજમનું હૈયું ભરાઇ આવે છે. એનાથી ડૂસકું લેવાઇ જાય છે. )

મનખા દેહની રાખ વળે છે. એનાં સંભારણાંની નહિ. ( ને પછી પોતાને જ સંભળાવતો હોય એમ ) એની વાસનાની પણ નહિ.

( જમવાનું પૂરું થતાં હાથ મોં ધોઇ, બાજુ પર જઈ દીવાલને અઢેલીને બેસે છે. ઊજમ વાસણ લેવા ઊઠે છે.)

ઊજમ : (વાસણ લઈ જતાં જતાં)હમણાં ગોદડી ઓશીકું લાવું છું.

લાલન : ( ધીમા ગુંજતા અવાજે )

ખાટી રે આમલીથી કાયા મંજાણી
એને તેજને કિનારે એણે આણી રે હે...છ, હે...છ.

પાંપણની પાંદડીના ઓરા તે અંતરાયે
પેલી બાજુનું કૈં ન જોયું,
નિજની સંગાથ જેનું મન ઘેલું મોહ્યું
રે પરની પ્રીત્યું ના એણે જાણી રે હે...છ, હે...છ
ખાટી રે આંબલીથી......

( બારણા આગળ ઊજમ આવે છે અને લાલન તરફ ડોકિયું કરે છે. )

ઊર્જમ : (આંખમાં આંખ પરોવે છે ત્યાં) મનોર ! મનોર !
(વિહ્વળતાથી) અવગતિયો જીવ ! ધૂળમાં ગયું સંધું ય મારું જીવતર. તારી મુગતિ માટે કંઈ કર્યું નથી. શું કરું નાથ ! બોલ. આ બધું ય તારું છે. બધું ય હોડમાં મૂકવા તૈયાર છું, બોલ (શ્વાસ લે છે. પછી ધીમેથી વિનંતિપૂર્વક) બોલો, નાથ !

લાલન : શું બોલું ? તારે કાજે મોતની ભેટ લઈને આવ્યો હોત તો યે તું મલકાતે મોઢે એને ભેટત, ઊર્જમ ! પણ પારાવાર વિટંબણાઓ લઈને આવ્યો છું. ના, ઊર્જમ, ના. એ ભયાનક વગડામાં નિઃસહાય એકલી તને નહિ છોડું. હું પાછો જાઉં. માથાનાં નિરમાણ ભોગવી લઉં. એ યાતના...અનંત કાલની.

(તીવ્ર વેદનાએ એનો કંઠ રૂંધાય છે.)

ઊર્જમ : નહિ મનોર ! મારો કોઇ વિચાર ન કરીશ. બધું સહન કરવાનું બળ મારો રામ આપશે. બોલ. નહિ બોલે તો એળે ગયું જીવતર હવે અકારું બની જશે. એની વેદનાનો તાપ મારાથી નહિ સહેવાય. ગમે એટલો અઘરો ધરમ હશે તો ય વરત પાળનારને મન સોહ્યલો છે...નાથ ! બોલો...બોલો...

લાલન : પિંડનો પૂરનાર જોઈએ.

ઊર્જમ : (ત્રિકાળને પોતાની નજરમાં સમાવી લે છે. ગત, આગત અને ભાવિ સમગ્ર એકી સાથે ત્યાં પ્રગટ થાય છે. એને નીરખી લઈ, ગંભીરતાથી) એ ય મળશે.

લાલન : (આનંદનો રોમાંચ અનુભવે છે. ઊર્જમને નજીક આણવા હાથ લંબાવે છે પણ સંકોચથી વળી પાછો ખેંચી લે છે.

એની આંખમાં પાણી આવી જાય છે. હૃદય કંઈક આશંકા રહી જતી હોય એમ જાણે બોલી રહે છે ) મળશે?

ઊજમ : ( પાસે આવી એનો હાથ પકડી લે છે ) ઠીક મનોર ! ઘર-બહારનો આ ઓટલો તારે કાજે નથી. મારા દેહાની સુખશય્યા પર આરામ આપું, નાથ !

( મનોર ઊભો થાય છે. એટલે એની મોડમાં સરકી જઈ, એના માથાના વાળમાં આંગળીઓ પરોવતાં અડધે મૂકેલું ભજન એ ઉપાડી લે છે )

ખાટી રે આંબલીને બીને તે સંગ;

ઝાંખી

( મનોરનો કંઠ પણ સાથે ભળે છે. )

કાયાનો કાટ લીધો માંજી,

તેજને અંજન એવું રૂપ દીધું આંજી

રે ઝગમગ દુનિયા ઝિલાણી રે હે...જી, હે...જી.

ખાટી રે આંબલીથી......

( ભજન પૂરું થાય છે ત્યાં સુધીમાં બન્ને ઓટલાના છેડે આવી ઊભાં હોય છે. લાલન ચોપાસ અંધારામાં નજર ફેરવે છે. )

લાલન : હરણી આથમણે ઊતરી છે, અને આ સપ્તર્ષિ ય ઓળગાદા થયા છે. ઊજમ, અરુંધતીનાં દર્શન કરી લે.

ઊજમ : ( એની વાત સાંભળી ન સાંભળી કરી મનમાં ઘોળાતા વિચારોથી પ્રેરાઈ ) આટલો વખત તું ક્યાં હતો ? મને અણસારેય ન જણાયો ?

લાલન : અહીં આ આમલીના ઝાડમાં જ વાસો કર્યો હતો. પણ

તને મારો ભાસ કેમ થવા દેવાય ? હા, પણ તને યાદ છે? પોરનીએ પોરની સાલ હિમથી ચારે બાજુના ઊભા પાક ઠીંગરાઈ ગયા હતા ત્યારે રાતોરાત તારાં ખેતરને પાણી કોણે પાયાં હતાં ? બીજી સવારે તેં અરજણને પૂછ્યું કે કાકા તમે પાણી પાયું'તું-તો કે' ના. પેલા પશવા પગીને પૂછ્યું તો કે' ના. ગામલોકોને મન તો જાણે ચમત્કાર વરત્યો. તારી ભક્તિએ ભગવાનની મહેર ઊતરી એમ બધે બોલાયું. પેલી મરિયમે અને ગંગી ગાંયજણે માંદાંસાજાં છોકરાં માટે તારી બાધાઓ માનેલી ને ફળેલી પણ ખરી. એ તો થવા કાળ. પણ ઊજમ, પાણી મેં પાયાં હતાં...

( લાલન ભણી નજર કરી, તરત ફેરવી લઈ ઊજમ અનંત આકાશમાં મીટ માંડે છે. )

ઊજમ : ભગવતી મા અરુંધતી...(આંખમાં ઝળઝળિયાં ભરાતાં આંખ શૂન્ય બને છે) મા જાનકી મૈયા. આજ મારું ઘૈ 'અગનપારખું થઈ રહ્યું છે...મારા રામ, તું રાખે એમ રહેવું છે.

( દૂરથી ચોકીદારોના અવાજ સંભળાય છે. )

ચોકીદારો : (અંદરથી) આ...લ બે ..લ. હુકમ...ધાર.

ઊજમ : મનોર, ચાલ ઘરમાં.

(મનોર ઘરમાં જાય છે. બહાર ઓણેલ ગોદડી ઓશીકું વગેરે ઉપાડી ઉજમ પણ અંદર જાય છે. પૂંઠે બારણું વસાય છે. આમલીવૃક્ષમાં મર્મર ધ્વનિ જાગે છે. તિંતિલિ ફરી જાણે બહાર આવતો હોય એમ જણાય છે. ત્યાં ચોકીદારોનાં બૂટનાં પગલાં સંભળાતાં પાછી શાન્તિ

પ્રસરે છે. ચોકીદારો પ્રવેશ કરે છે. પહેલો ચોકીદાર બીજા કરતાં ઉંમરે પૌઢ છે. )

પહેલો : આડુ ડાકુને મારા હુગ્ગા હાથે પકડ્યા છે, એક કુડી વરહની નોકરીમાં. બાબરો હોય કે બાબરાનો બાપ. એ બીએ એ બીજા. હામી] છાતીએ ધીંગાણામાં ધોડી જઈએ.

બીજો : આ અહુવાડિયા મોર હોન તળાવ આગળ શાનો કણબી ફાટી મૂઓ તાણે કયાં ગ્યા'તા ? પણ ચાચા, પારખાં વગર ખબર નો પડે. આ હયો મારો રૂમાલ. હોન તળાવની પીલુડીની હૂંડી ડાળ પર, જાવ, બાંધી આવો. તંઇ જાણું કે આ મૂંછનો આંકડો વાંકો રાખ્યો છે તે પરમાણે છે. બાકી તો બ... બધા વાતુંના તડાકા.

પહેલો : આ...વે મોટી મોજ મારતી છે તે...તું તો આજકાલનો અંઈ આયો. આઠબાર મહિનાની વાત. હાંભળ. એક દી મધરાતે ફરતાં ફરતાં ભાગોળના વિહામા આગળથી કોઇ બાઇના રડવાનો અવાજ આવે. મારા મનમાં કે કોઈ રહું-ઉ હશે તે ગયો ત્યાં. જોયું તો જાંબુડીની નીચે એક બાઈ એકલી મોં વાળતી હોય એમ વલોપાત કરતી'તી. મેં પૂછ્યું કુણ છે એ ? પણ જવાબ કુણ આલે. રોવાનું મેલી એ ઊભી થઈ ને ઓરડા વના મને કે' મારી સાથે હાલ્ય. તંઈ મેં ફરી પૂછ્યું બાઇ તું છે કુણ ? મોટી કોડા જેવી આંખો મારી હામું માંડી જોઇ રહી. મારી નજર તો આરપાર વહી જતી'તી. માળું આય કૈં કૌતુક લાગે છે એવું થિયું. બહનમાં એક ધ્રુજારી સળકી ગઈ. મને પડ્યો વહેમ, તે મેં તો કાઢ્યું બોલ કુણ છે ? બોલ, નૈ તો આ

તારો ચોટલો કાપી નાખ્યો જાણુ. એમ કહી જ્યાં આ ખંજર હાથમાં લીધું ત્યાં ભડાક ભડકો. અલ્યા, આવાં તો બઉ જોઈ નાખ્યાં.

બીજો : એકાદ પારખું લ્યો, ચાચા. લ્યો આ રૂમાલ. ઊપડો સીધા હોન તળાવ. આ હું પેલા પીપળાના ચોતરે બીડીતંબાકુ કરતો બેઠો છું તમારી રાહ જોઈને. જાવ પગાર આયે પાંચ રૂપૈયા ઇનામ.

પહેલો : તારી પાંચ રૂપયડીમાં મેલ્ય દેવતા. ઇનામ દેવાવાળો મોટો ના જોયો હોય તો. છવોછ ફોજદાર આંઇ હતા ત્યારે હે...લા કાસમ મકરાણાને પકડ્યો તે વેળા રૂપિયા પચ્ચા ને એક, ને ડરેસ જુદો, મંબઇના લાટ સાથે હાથોહાથ આલ્યો'તો. ત્યારે તો જવાનીનો ય કંઈ રંગ હતો! અલ્યા કાઢ તો બીડી.

બીજો : ( બીડી કાઢતાં એની નજર ઘરમાંના પ્રકાશ તરફ જાય છે )
આજે અડધી રાતે આંઈ દીવો બળે છે કાંઇ ?
(પહેલો ચોકીદાર એ તરફ જુએ છે. પછી બન્ને ઘરની નજીક જાય છે. )

પહેલો : અલ્યા, કંઈ ધીમી ધીમી વાતું થતી હંભળાય છે. આ એકલીના ઘરમાં બીજું કુણ હશે ઈ? કોઇ દી મેમાન દીઠા નથી.

( નાકને ટેરવે આંગળી મૂકી બીજાને રું ગા રહેવાનું સૂચવે છે. ધીમે રહી કંદીલ ઓટલા પર મૂકે છે અને ચોરપગે દીવાલ કને જઇ કાન માંડે છે. પણ કંઈ સમજાય એવું ન સંભળાતાં ઘરના ફરા તરફની ખુલ્લી જાળીમાંથી ડોકિયું કરવા પ્રેરાય છે. પહેલાના સંકેત મુજબ

બીજો ચોકીદાર ગોઠો બને છે. પહેલો એની પીઠ પર થઈ જાળીમાં ડોકિયું કરવા જાય છે ત્યાં અંદરનો દીવો રાણો થાય છે. કંઈ કારગત ન થયું એની નિરાશાથી પહેલો ચોકીદાર નીચે ઊતરી કપાળનો પરસેવો લૂછે છે. બીજો ઊભો થઈ કંઈ નવો તુસખો શોધતો હોય એમ ચોમેર નજર ફેરવે છે. કંઇ ન સૂઝતાં કંદીલ લઈ બન્ને આંબલીની નીચે જઈ બેસે છે. કંદીલ બાજુમાં સહેજ પાછળ મૂકે છે.]

પહેલો : કોઇ દી નહિ ને આજ અટાણે એના ઘરમાં કુણ હશે ઈ? શાહ કે'વાય છે તો બહુ પવિતર. પણ આ બીજું માણસ લાગે છે મરદ...ને...આટલી રાતે?

બીજો : આયા! છીં! ચડ્યો તે ચોર. લોકના દાંત દેખાડવાના જુદા ને ચાવવાના જુદા.

પહેલો : હોય. પણ આની વાત તો નોખી.

બીજો : કળજુગમાં એમ કોઈના પર વિશ્વાસ ન મુકાય. આ જુઓને, ધનાશેઠની વિધવા વહુનું પેટ ઊંચું આવ્યું તાણે જ ખબર પડીને કે હવેલીમાં જરીકસબનો ચંદરવો ભેટ આલી શેઠ હું ઢાંકવા માગતા'તા તે! હમો આવ્યે હઉ ઉઘાડા. ત્યાં લગી તો દુનિયા હારી જ છે તો.

પહેલો : પણ આ ઊજમના સતનો પરચો મારી નજરોનજર જોયેલો. એ પણ માણું કાગનું બેસવું ને તાડનું પડવું'ગે હોય.

બીજો : એ તો એમ જ. બેહોને આંઈ. હમણાં ખબર પડશે.

(કંદીલનો ગોળાવો ઊંચો કરી એક બીડી ચેતાવી પહેલા ચોકીદારને આપે છે ને બીજી ચેતાવી પોતે મોંમાં મૂકે છે. ગોળાવો નીચો કરવાનું ભૂલી જાય છે.)

પહેલો : (બીડીનો ઊંડો દમ ખેંચી, ખુલ્લે મોંઢે ધૂમાડો બહાર કાઢી) દૂધગંગાની વેળુ ઊડવા માંડી ને હવામાંય હિમ પથરાય છે હવે. રાત હારી પેઠે વહી ગઈ છે. આંખમાં શ્રેન પણ જોને આવજા કરે છે.

બીજો : ઓકાં ખાધે નહિ ચાલે ચાચા! આ બારણે નજર માંડી બેહવાનું છે. છોને હવાર પડતી.

પહેલો : અલ્યા હવારે તો ચોતરા વચ્ચે રામાયણ માંડવાની. ભર-ભાંખરામાં પરથમ પે'લા કાને જનોઈની આંટી દઇ નીકળશે નાથા ગોર. તે હાદ્ પાડીને બોલાવીશ ને આ ઊજમની આજની રાતની અથઅંતી કહી સંભળાવીશ. આ એક વેણ મેલ્યું વહેણમાં કે લ્હેરે લ્હેરે ઘાટે ઘાટે ફરી વળવાનું.

બીજો : ઈમ કોઇ નો માને. લોક કહેશે કે આ તો ભેમાજીનો ગોબારો.

પહેલો : ઊં...હું. આવી વાતું તો અદ્ધરિયા હોયની તો ય લોક હાચી માને. આ તો હગી આંખની જોયેલી. સાખસાહેદી વાળી. (બીડીનો દમ લીધા પછી) હાળું ખોટું થાય છે. હજી પરમદા'ડે તો રૂમાલાની માને મેં શીખ દીધેલી કે ગામ ભલેને ઉકરડા જેવું હોય પણ ત્યાંય આ ઊજમ જેવું એક રતન છે. ને હવે આ વાત કરું તો મારું બોલેલું પાછું મારા મોંમાં ભંડારવા જેવું થાય. (ફરી બીડીની ફૂંક લીધા પછી) પણ હાચ કંઇ ઢાંક્યું રે'તું નથી. કાળાં કરમાંવાળી ગામની પનોતીને તો મા'જન મોંઢે મેંશ ચોપડી ઊંધે ગધેડે શીમ બા'ર તગડી મેલે. આ તો ખય રોગ. લાગ્યો એનો જીવ લઈને જ જાય. (વળી બીડીનો દમ ખેંચતાં, કંઈક યાદ આવતું હોય એમ)

પહેલો : હજી તો તારા દાંત દૂધિયા છે. બહુ જિંદગી કાઢવાની બાકી છે. આવે રવાડે ચડ્યો તો ખુવાર થઈ જઈશ ખુવાર.

બીજો : બધે હરખું નો હોય ચાચા. કેટલાંક થાનક ગુમાવવાનાં તો કેટલાંક થાનક કામવાનાં પણ ખરાં.

પહેલો : મત બગડે ત્યારે જાણવું કે કાળ ખૂટ્યો છે. મારા મોટા મને વારેવારે એક વાયક કે'તા. જે મળે એમાં હું'તોક રાખજે. મોહ થાય ત્યાં બુદ્ધિ ભાગવા માંડે. ને બુદ્ધિ ગઈ એટલે? એટલે રાવણ અને રાવણની લંકાની જેમ બધું ય રાખમાં.

બીજો : ચાચા! શાસ્તર તો બધાંય મોઢે લાગે છે.

પહેલો : એમ કેકડી ના કર્ય. હાંભળવું હોય તો હાંભળજે. નૈ તો વળી મારે શી? આ તો તારા ભલાની વાત કરી. ને હાચું બોલતાં આ ભેમો કોઇનીય રાખે એમ નથી, હમજ્યો. લે કાઢ બીડી.

(બીજો ચોકીદાર બીડી આપે છે તે લઈ પહેલો કંદીલમાં ચેતાવે છે તે વેળાએ)

નિંતિલિ : (સ્વગત) આ બેઉને અહીં'થી હવે દૂર કરવા જોઇએ. (એકાએક આંબલીની ડાળીઓ હાલી ઊઠે છે. બેઉ ચોકીદાર ઊંચે જુએ છે, પણ કંઈ જણાતું નથી. ફરી વધારે જોરથી થતા હલનનો અવાજ આવે છે. હવા કંઈક ~રે બને છે. બન્ને એકબીજાના સામું જુએ છે. મનમાં

ઘણુ દી થયા. નાનો હતો ત્યારે એક ગાંથણુને મારી કાઢેલી તે યાદ આવે છે. આટલે વરહે ફરી એવુ' નાટક ભજવાશે. હિમ જેવી હવામાં કંઇક તિખારો આવશે...ને ચાર દા'ડા લોક જરા સીધા ચાલશે.

બીજો : પાયામાં ઈંટ મેલ્યા વગર મોભે મોર મેલવા જેવી વાત કરો છો તમે તો.

પહેલો : ઇમ કીમ ?

બીજો : પહેલા તો આમને હાથોહાથ ઝાલવા પડશેને ?

પહેલો : તિયારે બેઠા છીએ આપણુ આઇ નિરાતે.

(જરા આડો પડે છે.)

બીજો : એમ નહિ. એમ તો ઓકુ' આરી જાય. પણ (બીડીને બૂટ નીચે દબાવી હોલવી ફેંકી દઇ) આગા આમ ગામડાયા હું કામ થઈએ ?

પહેલો કેમ ?

બીજો : તમે ય તે ? પેટ ભૂખ્યુ' હોય તોયે ભર્યો થાળ વલવૈયાને ખવડાવી દેવાની વાત કરો છો.

પહેલો : નો સમજાયુ.

બીજો : આ આના ઘરમાં શાની કમીના છે ? આય તે એક શોખ છે, ચાચા, શોખ. નાના મોટે ઝાઝું શું કામ ખોવાયો છો ? તમે ય વળી ક્યા જવાની નથી માગ્યુ ?

પહેલો : કેમ ? અબ્બા, દાદ સરાણી લાગે છે.

બીજો : આમ તેમ આખી રાત રોજ ટલ્લા મારીએ છીએ તો બેઇ દા'ડો થોડો રમ બી માણીએ ભગને ? આપણુને તો આવતુ મગે એ જ કામનુ

પહેલો : હજી તો તારા દાંત દૂધિયા છે. બહુ જિંદગી કાઢવાની બાકી છે. આવે સ્વાદે ચડ્યો તો ખુવાર થઈ જઈશ ખુવાર.

બીજો : બધે હરખું નો હોય ચાચા. કેટલાંક થાનક ગુમાવવાનાં તો કેટલાંક થાનક કમવાનાં પણ ખરાં.

પહેલો : મત બગડે ત્યારે જાણવું કે કાળ ખૂટ્યો છે. મારા મોટા મને વારેવારે એક વાયક કે'તા. જે મળે એમાં હું તોક રાખજે. મોહ થાય ત્યાં બુદ્ધિ ભાગવા માંડે. ને બુદ્ધિ ગઇ એટલે ? એટલે રાવણ અને રાવણની લંકાની જેમ બધું ય રાખમાં.

બીજો : ચાચા ! શાસ્તર તો બધ્ધાંય મોઢે લાગે છે.

પહેલો : એમ ઠેકડી ના કર્ય. હાંભળવું હોય તો હાંભળજે. નૈ તો વળી મારે શી ? આ તો તારા ભલાની વાત કરી. ને હાચું બોલતાં આ ભેમો કોઇનીય રાખે એમ નથી, હમજ્યો. લે કાઢ બીડી.

(બીજો ચોકીદાર બીડી આપે છે તે લઈ પહેલો કંદીલમાં ચેતાવે છે તે વેળાએ)

નિંતિલિ : (સ્વગત) આ બેઉને અહીંથી હવે દૂર કરવા જોઇએ. (એકાએક આંબલીની ડાળીઓ હાલી ઊઠે છે. બેઉ ચોકીદાર ઊંચે જુએ છે, પણ કંઈ જણાતું નથી. ફરી વધારે જોરથી થતા હલનનો અવાજ આવે છે. હવા કંઈક ભારે બને છે. બન્ને એકબીજાના સામું જુએ છે. મનમાં કંઈક ભયનો સંચાર થાય છે, પણ એકબીજાનો આધાર છે એટલે બહાર પડતો નથી. ત્યાં વળી આગળ 'પાછળ પડેલાં સૂકાં પાંદડાંમાં કોઈની અવરજવરનો અવાજ જાગે

મનોર : ( શ્રાવકને જતો જોઈ રહે છે. મોઢા પર સ્મિતરેખા આવી ઓસરી જાય છે ) દેવ ! આપના ઉપકારનો બદલો કેવી રીતે વાળું ? વારંવાર મારી વંદના આપું છું. છ્ઞ્યો તમારી છાંયમાં. મર્યા પછી પે તમે જ આશરો આપ્યો. મારી તો પ્રયાણની ઘડી આવી પહોંચી છે. દેવ ! કરુણાળુ છો. મને શરણ આપ્યું. હવે આ બન્ને તમારે ખોળે છે. એમની રક્ષા કરજો.

( મનોર નમસ્કાર કરે છે. તિતિલિ આશીર્વાદની મુદ્રા કરી ઉઠાડે છે. )

તિતિલિ : શિવાસ્તે પંથા !

( મનોર અંતરિયાળ માર્ગે વિચરે છે. એનો દેહ ઝાંખો ઝાંખો થતો અદૃશ્ય બને છે. તિતિલિ એક અમીનજર ઊજમના ઘર ભણી માંડી લઘુ આમલીવૃક્ષ તરફ જાય છે. બ્રાહ્મમુહૂર્તની શીતલ શાન્ત હવામાં ઘરમાંથી આવતી એવી જ શાન્ત વાણી ભળે છે. )

ઊજમ : (ઘરમાંથી) હરિ જેમ રાખે તેમ અનુકૂળ રહીએ રે,
અનુકૂળ રહીએ રે.

( પડદો પડે છે. )

( એકાંકીના સૌજન્યથી )

---

લવાજમ

આ અંક સાથે આપનુ લવાજમ પુરું થાય છે. આવતા વર્ષનુ લવાજમ સત્વર મોકલી આપવા વિનંતિ છે.

કાવ્યસત્ર ( જૂન ૧૯૬૩ )

આ સત્રમા વંચાયેલા કેટલાક નિબંધો અમે આવતા અંકથી પ્રગટ કરીશું.

દૃષ્ટિ કરે છે. લાલન બહાર આવે છે. અડધા બંધ બારણે જ ઊજમ ઊભી રહે છે. લાલન પગથિયાં ઊતરે છે, પણ પાછું જોતો નથી. અંદર રહેલો મનોર વાસનાનો કોઈ અંશ ન હોય એવો સંતૃપ્ત છે. નિશ્ચલ મીટ માંડી રહેલી ઊજમ સ્વસ્થતાથી હવે બારણું બંધ કરે છે. લાલન છેલ્લે પગથિયે બેસી જાય છે. અથાક શ્રમને કારણે હોય એમ એનું શરીર ઢળી પડે છે. મનોર એ શરીરમાંથી બહાર આવે છે. તિંતિલિ એની સામે આવે છે.)

મનોર : (એને જોઈ) દેવ ! મારા નમસ્કાર છે.

તિંતિલિ : મનોર ! હવે રહી છે કોઈ કામના, કોઈ વાસના ?

મનોર : દેવ !

(મનોરથી મુક્ત લાલનનો દેહ જાગે છે. કંઈક બની ગયું છે પણ સમજાતું નથી એવા ભાવથી પોતાનાં અંગ અંગ જોઈ વળે છે ને લૂગડાં ખંખેરે છે.)

લાલન : જાગું છું કે ઊંઘું છું ? કંઈ ગમ પડતી નથી. (પોતાના હાથે પોતાના ગાલ પર તમાચો મારે છે) આય રે...જાગું છું, જાગું છું. આ તો થોડી વાર અહીં ઊંઘ આવી ગઈ. સપનું જોયું ? શું જોયું ? કંઈ યાદ આવતું નથી (આકાશ ભણી નજર જતાં) આ વીંછુડો તો આકાશનો રસ્તો રોકી પડ્યો છે. પણ દેખા છે ને આ એક, એનો ડંખ નીચે દબાવ્યો કે જોર ખલાસ. હાં...હાં...હું શું કે'તો'તો? (જતાં જતાં) હા. હા. હું કે'તો'તો કે રામનો સેતુ વાનરોએ નહિ એક ખિસકોલીએ બાંધ્યો'તો. એક ખિસકોલી...
(જાય છે.)

મનોર : ( લાવનને જતો જોઈ રહે છે. મોઢા પર સ્મિતરેખા આવી ઓસરી જાય છે ) દેવ ! આપના ઉપકારનો બદલો કેવી રીતે વાળું ? વારંવાર મારી વંદના આપું છું. જીવ્યો તમારી છાયામાં મર્યા પછી યે તમે જ આશરો આપ્યો. મારી તો પ્રયાણની ઘડી આવી પહોંચી છે. દેવ ! કરુણાળુ છો. મને રક્ષણ આપ્યું. હવે આ બન્ને તમારે ખોળે છે એમની રક્ષા કરજો.

( મનોર નમસ્કાર કરે છે. તિતિક્ષિ આશીર્વાદની મુદ્રા કરી ઉઠાડે છે )

તિતિક્ષિ : શિવાસ્તે પંથા !

( મનોર અંતરિક્ષ માર્ગે વિચરે છે. એનો દેહ ઝાંખો ઝાંખો થતો અદૃશ્ય બને છે તિતિક્ષિ એક અમીનજર ઊજમના ઘર ભણી નાંખી લઈ આમ્રવૃક્ષ તરફ જાય છે. બ્રાહ્મમુહૂર્તની શાન્ત શાન્ત હવામાં ઘરમાંથી આવતી એવી જ શાન્ત વાણી ભળે છે )

ઊજમ (ઘરમાંથી) હરિ જેમ રાખે તેમ અનુકૂળ રહીએ રે,
અનુકૂળ રહીએ રે.

( પડદો પડે છે. )

( એકાંકીના સૌજન્યથી )

---

**લવાજમ**

આ અંક સાથે આપનુ લવાજમ પૂરું થાય છે આવતા વર્ષનું લવાજમ સત્વર મોકલી આપવા વિનંતિ છે

**કાવ્યસત્ર ( જૂન ૧૯૬૩ )**

આ સત્રમાં વંચાયેલા કેટલાક નિબંધો અમે આવતા અંકથી પ્રગટ કરીશું.

આઝાદી પછી આયોજિત વિકાસ
દ્વારા નવનિર્માણનું કાર્ય થાય છે.
પહેલી બે પંચવર્ષીય યોજનાઓમાં
વિવિધ ક્ષેત્રે પ્રગતિ સધાઇ છે. બીજી
પંચવર્ષીય યોજનામાં કરેલી રૂા.
૧૪૫.૮૭ કરોડની ફાળવણીની
તુલનામાં ગુજરાત રાજ્યની ત્રીજી
પંચવર્ષીય યોજનામાં રૂા. ૨૩૫
કરોડના ખર્ચની ધારણા છે







GIAINF (G)

FYP (IV)

આવો, આપણે સૌ સાથે મળીને આપણી અને આવતી પેઢીની સમૃદ્ધિ
અને સુખના સૂર્યોદય માટે કામે લાગી જઇએ
રાજ્ય અને રાષ્ટ્રની પ્રગતિ અને આબાદીમાં ફાળો આપવાની
ઉમદા તક પ્રત્યેક નાગરિકને નાની બચત
યોજના દ્વારા મળે છે.

(ગુજરાત રાજ્યના માહિતી ખાતા દ્વારા પ્રકાશિત)

